રસિક નવલકથામાળા. પુસ્તક ૧૧ મું

# વિપત્તિનું વાદળ.

( ડિટેકિટવ નવલકથા. )

લેખક,

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

વઢવાણ સીટી.

પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

મુબઈના એજન્ટ,

મોહનલાલ પિતાંબર–બૂકસેલર.

કાલબાદેવી રોડ–મુંબઇ નં ૨

આવૃત્તિ ૧લી. પ્રત ૭૫૦

સવત ૧૯૮૧. સને ૧૯૨૪.

મૂલ્ય રૂ. ૩–૮–૦.

# પ્રસ્તાવના.

ફ્રેંચ નવલકથાકાર ગેબોરીઓની ડિટેક્ટિવ નવલકથાઓની ગુંથણી અને શૈલી અત્યંત આકર્ષક હોઈ તેના અનેક ભાષામાં રૂપાંતર થયાં છે મેં પણ તેની 'સ્ટ્રેન્જ ઓફ પેરિસ' અને 'બ્લેકમેઇલર્સ' એ બે ડિટેક્ટિવ વાર્તાઓને આપણી ભાષામાં ઉતારી, હિંદી લેબાશમાં વાચકવૃન્દ સમક્ષ રજુ કરી છે તે વાચકોની પસંદગીને પાત્ર નિવડવાથી તેના બીજાં પુસ્તકોને પણ ગુજરાતી ભાષામા ઉતારવાની મને સ્વાભાવિક રીતેજ ઇચ્છા થઇ મેં ગેબોરીયોની બનાવેલી ડિટેક્ટિવ નવલકથાઓ મંગાવીને તે વાંચવાનો પ્રારંભ કર્યો.

તેનું 'વિડો લીરૂજ' પુસ્તક સહુથી પહેલુ મારા વાંચવામાં આવ્યુ. મે મારાં પુસ્તકોના પ્રકાશક મારા સ્નેહી ભાઈશ્રી પુંજાલાલ ભગવાન પારેખને પ્રસ્તુત પુસ્તકનુ રૂપાતર કરવાની મારી ઇચ્છા દર્શાવી. તેજ વખતે ભાઇશ્રી પુંજાલાલે પણ મને તેજ પુસ્તકનું રૂપાતર કરવાની સૂચના કરી. આવો અકલ્પિત જોગાનજોગ બની જવાથી મને આશ્ચર્ય થયુ ભાઇશ્રી પુંજાલાલે વિશેષમા એમ પણ જણાવ્યુ કે મુંબઇના સુપ્રસિદ્ધ પુસ્તકપ્રકાશક અને વિક્રયેતા મેસર્સ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપનીના ભાગીદાર શ્રીયુત ઝવેરભાઇ મણીભાઇએ આ 'વિડો લીરૂજ'નુ રૂપાતર કરાવવાની ખાસ ભલામણ કરી છે જ્યારે શ્રીયુત ઝવેરભાઇ જેવા એક અનુભવી અને વિદ્વાન્ પ્રકાશકની આ પુસ્તકને માટે ખાસ ભલામણ થઈ એટલે મારો ઉત્સાહ સ્વાભાવિક રીતેજ દ્વિગુણિત થયો અને મે આ પુસ્તકનો પ્રારંભ કર્યો. તે જલ્દી પૂરૂં થવુ જોઇતું હતુ, પરંતુ અન્ય પ્રવૃત્તિને લીધે તેમા ધાર્યાં કરતાં વિશેષ સમય લાગ્યો છે, છતા પણ પ્રભુકૃપાથી આજે તે પુસ્તક તૈયાર થઈ વિવેકી વાચકોના કરકમળમા અર્પણ થાય છે

આ પુસ્તકના વસ્તુના સંબંધમા કશું પણ વિવેચન કરવાની આવશ્યકતા નથી. એક વિધવાનુ ખૂન થાય છે, તેના ખૂનીને શોધી કાઢવાના પ્રયત્નમાં સમર્થ ડિટેક્ટિવ પણ શરૂઆતમા ગોથુ ખાઇ જાય છે; પરંતુ અંતે તેને સફળતા પ્રાપ્ત થાય છે, અને તેની ભૂલથી નિર્દોષની આસપાસ પથરાયેલું વિપત્તિનુ વાદળ દૂર થઇ 'સાચને આંચ આવતી નથી' એ સિદ્ધાતનું પ્રતિપાદન થાય છે મને આશા છે કે આ વાર્તા પણ મારા આગલા પુસ્તકોની માફક રસિક અને સુજ્ઞતર વાચકોની પ્રશંસાને પામશે

વઢવાણ સીટી,
સં. ૧૯૯૧ માર્ગશિર્ષ સુદી ૩
તા. ૨૯–૧૧–૧૯૩૪ શનિવાર.

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

# અનુક્રમણિકા.

# વિપત્તિનું વાદળ.

## પ્રકરણ ૧ લું.

### ખૂન.

ઇ સ ૧૯૧૨ ની ——ના રોજ જયગ્રામની પાચ સ્ત્રીઓ બાલાઘાટની પોલિસ ઓફિસમા આવીને હાજર થઇ તેમણે જણાવ્યુ કે તેમની પડોશમા રહેતી લક્ષ્મીબાઇ નામની વિધવા બે દિવસથી બિલકુલ દૃષ્ટિએ પડી નથી તેના બારણાબારીઓ તમામ બધ છે દ્વાર ઉપર પુષ્કળ અવાજ કરવા છતા અદરથી કશો જવાબ મળ્યો નથી બહારથી અદરનો ભાગ જોઇ શકાતો પણ નથી

આ બનાવથી એ સ્ત્રીઓ ગભરાઈ ગઈ હતી લક્ષ્મીબાઇને કશો અકસ્માત થયો હશે કે તેનુ ખૂન થયુ હશે એ તેઓ નક્કી કરી શકતી ન હતી, અને તેથી ફોજદારની પાસે જાહેર કરવાને માટે આવી હતી

પ્રથમ તો ફોજદારે આ બાબતમા વચ્ચે પડવાની ના કહી પરતુ અતે તેની પાસે ફરિયાદે આવેલી સ્ત્રીઓના આગ્રહને તે વશ થયો તેણે જમાદાર, કારકુન, પોલિસના બે સિપાહીઓ તથા કદાચ જરૂર પડે એમ ધારીને એક લુહારને સાથે લીધો તે એ બધાને લઇને વિધવા લક્ષ્મીબાઇના પડોશીઓની સાથે ગયો

જયગ્રામ બાલાઘાટથી અર્ધો માઇલ દૂર આવેલુ છે, જ્યારે ચદ્રનગરથી તે બે માઇલ દૂર છે બાલાઘાટ અને જયગ્રામ ઉપર ચંદ્રનગરની હકુમત છે ચદ્રનગર એક મોટુ રાજધાનીનુ શહેર છે જયગ્રામ નર્મદા નદીના તટપર આવેલુ છે, જયગ્રામ અને બાલા-

ઘાટપર ન્હાના રેલ્વે સ્ટેશન પણ છે ચંદ્રનગરથી પુષ્કળ લોકલ ટ્રેનો દોડે છે અને તે આ સ્ટેશનોપર ઊભી રહે છે

આ ટોળુ લક્ષ્મીબાઇના મકાન પાસે આવી પહોચ્યુ આ મકાન ચંદ્રનગરના કોઇ ગૃહસ્થે ઉન્હાળામા રહેવાને માટે બધાવ્યુ હતુ તે બે માળનુ ન્હાનુ મકાન હતુ મકાનની ફરતો ન્હાનો બગીચો હતો અને બગીચાની ફરતી પત્થરની દિવાલ હતી બગીચાની અત્યારે સભાળ લેવામા આવતી હોય એમ લાગતુ ન હતુ ઊંડા મૂળ વાલી બેઠેલા મોટા વૃક્ષો માત્ર જીવતા હતા બાકીના પુષ્પવૃક્ષો મૃકાઇ ગયેલા હતા અને કેટલાક ક્યારા તો ખાલીખમ દેખાતા હતા આ બગીચામા દાખલ થવાને માટે બહારથી સ્હેલાઇથી ખૂલી શકે તેવો ઝાપો હતો

“ આ લક્ષ્મીબાઇનુ મકાન ” પેલી સ્ત્રીઓ માહેની એકે કહ્યુ

ફોજદાર તે મકાનના ઝાપા તરફ વળ્યો અત્યારે તેની આસ-પાસ આશરે ચાલીશેક માણસો એકઠા થઇ ગયા તેણે એક સિ-પાહીને કહ્યુ “ તુ ઊભો રહેજે અને કોઇને પણ અદર આવવા દઇશ નહિ ” તે જમાદાર, લુહાર તથા એક સિપાઇને લઇને અદર ગયો

પ્રથમ તો તેણે મકાનના મુખ્ય દ્વાર અને બારી ઉપર પોતાની લાકડી વડે અવાજ કર્યો તથા અદર કોઈ હોય તો તેને સબોધીને બૂમો પાડી તેને કશો પણ જવાબ નહિ મળવાથી તેણે લુહારને કહ્યુ “ આ તાળુ ખોલી નાખ ”

લુહારે પોતાની પાસે તાળુ ખોલવાના હથિયાર તથા ચાવી-ઓનો ઝુમખો હતો તે કાઢીને પ્રથમ એકાદી ચાવી લાગુ થાય તો સારૂ, એવા વિચારથી ચાવીઓનો ઉપયોગ કરવા માડ્યો

“ ચાવી ! આ રહી ચાવી ! ” બહારથી બૂમ પડી

એક આઠ–નવ વર્ષનો છોકરો બહાર રસ્તાપર તેના ભાઇબધો સાથે રમતો હતો, તેને રસ્તાની બાજુએ એક ન્હાના ખાડામાથી ચાવી મળી આવતા તે આ મકાન તરફ આવ્યો હતો તેના હાથમા ચાવી જોવાથી બહારના લોકોએ બૂમ પાડી હતી તે બૂમ સાભળીને

ફોજદારે જમાદારને ત્યા મોકલ્યો જમાદાર ચાવી લઈ આવ્યો તે ચાવી વડે તાળુ ખોલવાનો પ્રયત્ન કરતા તાળુ તરતજ ખુલી ગયુ કેમકે એ ચાવી તે તાળાની જ હતી

ફોજદાર તથા જમાદારે એક બીજા તરફ અર્થપૂર્ણ દૃષ્ટિથી જોયુ "સાહેબ ! ચિહ્ન સારૂ નથી" જમાદાર બોલ્યો તેમણે મકાનમા પ્રવેશ કર્યો બહાર ટોળુ મોટુ થતુ જતુ હતુ ઝાપાપર ઊભેલો સિપાહી મોટી મુશ્કેલીથી તેમને રોકતો હતો કેટલાક બગીચાની પત્થરની દિવાલપર ચઢીને અંદરની હીલચાલ જાણવાનો પ્રયત્ન કરી રહ્યા હતા

પહેલા ખડમા પ્રવેશ કરતા જ બધુ અસ્તવ્યસ્ત દેખાયુ બધી વસ્તુઓ વેરણછેરણ દેખાતી હતી અંદરના ખડની પણ એવી જ સ્થિતિ હતી એ ખડમા વિધવા લક્ષ્મીબાઇનુ મડદુ પડેલુ હતુ તેનુ મુખ જમીન તરફ હતુ તેના ચ્હેરાનો એક તરફનો ભાગ તથા તે તરફના વાળ બળી ગયેલા દેખાતા હતા પરંતુ તેના કપડાને અગ્નિદેવે આચ આવવા દીધી ન હતી તે ચૂલા પાસે પડી હતી

"ભયંકર બદમાશો ! શુ તેઓ આ ગરીબ સ્ત્રીનુ ખૂન કર્યા સિવાય આ મકાનમા લૂટ ચલાવી ન શકત ?" જમાદાર બોલ્યો

"પણ આ સ્ત્રીનુ ખૂન કેવી રીતે થયુ હશે ? તેના શરીર પર એકે જખમ મારા જોવામા આવતો નથી" ફોજદાર બોલ્યો

"જૂઓ, તેની પીઠ ઉપર, બે ખભાની વચ્ચે એ ઘા દેખાય છે હુ શરત મારૂ છુ કે બાપડીને બૂમ પાડવાનો વખત પણ મળ્યો નહિ હોય" જમાદારે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો તેણે મડદાનો સ્પર્શ કરીને કહ્યુ "શરીર બિલકુલ ઠંડી પડી ગયુ છે અને અક્કડ બની ગયુ છે તેનુ મૃત્યુ થયાને ઓછામા ઓછા છત્રીશ કલાક થઇ ગયા હશે"

ત્યા પડેલા એક સ્ટુલપર બેસીને ફોજદારે પોતાનો પ્રાથમિક રિપોર્ટ લખવા માડ્યો હતો તે બોલ્યો "આપણે અહીં શરત

લગાવવાને નહિ પણ ગુન્હેગારને શોધી કાઢવાને માટે આવ્યા છીએ. વારૂ, લ્યો આ પત્ર, જલ્દી ન્યાયાધીશ સાહેબને ચંદ્રનગર મોકલી આપો બે કલાકની અંદર તેઓ અત્રે આવીને પોતાની તપાસ શરૂ કરશે તે દરમિયાન હુ કામચલાઉ તપાસ પૂરી કરી નાખીશ "

"હુ પત્ર લઈ જાઉં ?" જમાદારે પૂછ્યુ

"ના, તમે નહિ એકાદા માણસને મોકલો તમારી અહીં જરૂર પડશે આપણે આ ખડમાની જે વસ્તુ જે સ્થિતિમા જોઈ છે તે સ્થિતિમા જ રહેવા દેવી હુ બીજા ખડમા બેસીને તપાસ શરૂ કરીશ"

બધા બીજા ખડમા આવ્યા એક સિપાહી પત્ર લઇને ન્યાયાધીશને આપવાને માટે ગયો ફોજદારે પોતાની પ્રાથમિક તપાસ શરૂ કરી

"વિધવા લક્ષ્મીબાઇ કોણ હતી ? તે ક્યાથી આવી હતી ? અહીં તે શુ કરતી હતી ? તેના જીવનનિર્વાહનો આધાર શાનો ઉપર હતો ? તેનો સ્વભાવ, તેની રહેણીકરણી કેવી હતી ? તેને કોની કોની સાથે સબધ હતો ? તેને કોઈ શત્રુ હોય એવુ જાણવામા હતુ ? તે લોભી સ્વભાવની હતી ? તેની આર્થિક સ્થિતિ સારી હતી ?"

આ બધા પ્રશ્નોનો જવાબ મેળવવાનુ ફોજદારને અગત્યનુ લાગ્યુ હતુ તેણે પુષ્કળ સાક્ષીઓની તપાસ કરી, પણ તે વિશેષ જાણી શક્યો નહિ આ વિધવાની કોઇને વિશેષ માહિતી ન હતી આ પ્રદેશમા આ સ્ત્રી અપરિચિત હતી માત્ર એક માળી તથા આ સ્ત્રીને ત્યા રોજ દુધ આપવા આવનાર એક છોકરી, એ બે જણા જ થોડી ઘણી માહિતી આપી શક્યા તે પણ અપૂર્ણ તો ખરી જ

ટુકામા કહીએ તો લગભગ બે--અઢી કલાકના પરિશ્રમને પરિણામે નીચેની માહિતી મેળવવાને ફોજદાર સાહેબ ફત્તેહમદ થયા –

આજથી લગભગ બાર વર્ષ પહેલા એટલે ઇ સ ૧૯૦૦ ની સાલમા વિધવા લક્ષ્મીબાઇ અત્ર આવી હતી તે પોતાની સાથે બે મોટા ગાડા ભરીને સામાન લાવી હતી, તેણે પ્રથમ બાલાઘાટની એક ધર્મશાળામા ઉતારો કર્યો તુરત જ મકાનને માટે તજવીજ

કરતા આ મકાન ખાલી હોવાથી તથા એ તેને પસદ પડવાથી તેણે તુરત જ એ મકાન ભાડે રાખી લીધુ ભાડાચીઠી ઉપર સહી કરવાની ના પાડી હતી પરતુ ૭ માસના ભાડાના રૂ ૯૬ તેણે અગાઉથી આપી દીધા હતા

તેજ દિવસે તેણે પોતાનો સામાન ત્યા ફેરવી નાખ્યો સામાનમા ટ્રકો, પેટીઓ, ટેબલ, ખુરસીઓ, કોચ, કબાટ, સ્ટુલ, ખાટલા, ઢોલીયા, ગાદલા, ગોદડા, વગેરે હતુ આ મકાનના સમારકામમા પણ તેણે તુરત જ પચાશેક રૂપીઆ ખર્ચ્યા હતા

તેની ઉમર ચોપન–પચાવન વર્ષની હશે તેની તદુરસ્તી સારી હતી દેખાવમા પણ ઠીક હતી તદ્દન અપરિચિત સ્થળે આવીને રહેવાનુ તેને શુ કારણ હશે એ કોઈ જાણતુ નહતુ તેના પોશાક ઉપરથી તે ખંભાત તરફની હોય એમ લાગતુ હતુ તે કોઇ દરિયાકિનારાના ગામપર રહેતી હોવી જોઇએ, કેમકે દરિયાને લગતી તથા વહાણવટા અને ખલાસીઓને લગતી વાતો તે અવારનવાર કરતી હતી

તે એમ કહેતી કે તેનો ધણી કોઇ વહાણપર નોકર હતો અને દરિયામા પડીને મરણ પામ્યો હતો પરતુ એ સબધમા તે વિશેષ બોલતી નહિ અને કોઇ તેને વિશેષ પ્રશ્ન કરવાની હિમ્મત પણ કરી શકતુ નહિ

એક વખત પેલી દુધ આપવા આવનારી છોકરી તથા બીજા ત્રણ મનુષ્યોની સમક્ષ તેણે કહ્યુ હતુ કે “ મારૂ લગ્ન થયા પછી હુ વિધવા થઈ ત્યા સુધીમા જેટલુ દુખ મે ભોગવ્યુ છે તેટલુ કોઇ સ્ત્રીએ જોયુ પણ નહિ હોય ” બીજી વખત તેણે કહ્યુ હતુ કે, “ દરેક વસ્તુ નવીન હોય છે ત્યા સુધી જ તે સારી લાગે છે મારા નરાધમ ધણીનો મારા ઉપર માત્ર એક વર્ષ જ પ્યાર રહ્યો હતો ”

લક્ષ્મીબાઇની આર્થિક સ્થિતિ સારી હોય એમ મનાતુ હતુ. તે અવારનવાર કોઇને પચાશ, કોઇને સો રૂપીઆ કે તેથી વધારે રકમ પણ ધીરતી હતી તે વ્યાજ લેતી નહિ ને આપેલા પૈસા પાછા

આપવાનુ દબાણુ પણ કરતી નહિ તે સારી રીતે રહેતી, હમેશા ઉંચા પ્રકારનો ખોરાક લેતી અને અવારનવાર મિજબાની પણ આપતી તે મદ્યપાન પણ કરતી હતી અને ઉંચા પ્રકારનો કીમતી મદ્ય મગાવી ને રાખતી તેને ખર્ચના સબધમા પ્રશ્ન કરતા તે કહેતી કે "મારે નથી ગરાસ કે નથી મકાનો, પરતુ મારે જે જોઇએ તે મને મળી શકે તેમ છે, એટલે ખર્ચને માટે ચિતા નથી "

આથી વિશેષ તેના ભૂતકાલિન જીવનના સબધમા કશુ પણ કોઇના જાણવામા આવ્યુ નહતુ તેને જગતનો પુ કળ અનુભવ હોય એમ લાગતુ હતુ સ્હાજ પડયા પછી તે કદી પણ બહાર નિકળતી નહિ, પરતુ પોતાના મકાનમા ભરાઇ રહેતી હતી તેને ત્યા અજાણ્યા માણસો ક્વચિત જ આવતા હતા બે ત્રણ વખત એક વૃદ્ધા તથા એક યુવક અને એક વખત બે ગૃહસ્થો તેને મળવાને માટે આવ્યા હતા એ બે ગૃહસ્થોમા એક વૃદ્ધ તથા એક યુવાન હતો તેમનો પોશાક મૂલ્યવાન્ હતો અને તેઓ બે ઘોડાની ભપકાબધ ગાડીમા બેસીને આવ્યા હતા

ટુકામા કહીએ તો મરનાર તરફ તેના પાડોશીઓ માન ધરાવતા હતા બે માણસો અવારનવાર તેના મકાનમા આવતા જણાતા હતા તેમાનો એક માણસ તો રેલ્વેમા નોકરી કરતો હતો બીજો માણસ ઉંચો અને કદાવર હતો તે ભયકર અને ક્રૂર દેખાવનો હતો આ બે જણા લક્ષ્મીબાઈ પાસે શા માટે આવતા હતા તે કોઇ કહી શકતુ નહિ

ફોજદારે કેટલાક સાક્ષીઓની જુબાની લીધી તેમા તે ઉપર જણાવ્યા મુજબની માહિતી મેળવી શકયો આ કાર્ય તે પૂરૂ કરી રહ્યો તેજ વખતે ન્યાયાધીશ ત્યા આવી પહોચ્યો તેની સાથે ગુપ્ત પોલિસ ખાતાનો વડો અને તેનો એક મદદનીશ પણ હતા

ન્યાયાધીશનુ નામ રમેશચદ્ર હતુ તેની ઉમર ૩૮ વર્ષની હતી આજ સાત–આઠ વર્ષથી તે આ પદ ઉપર હતો તે ઓછુ

બોલનારો પરંતુ નમ્ર સ્વભાવનો હતો સો ગુન્હેગાર છૂટી જાય તેની ચિંતા નહિ, પરંતુ એક બિનગુન્હેગાર માર્યો ન જાય તેની તે ખાસ કાળજી રાખતો

ડિટેક્ટિવ ખાતાનો વડા પેસ્તનજી ચંદ્રનગર રાજ્યમાં પંકાતો હતો તે હુશિયાર હતો, પરંતુ હઠીલા સ્વભાવનો હતો એક વખત તેણે ભૂલ કરી હોય તો પણ તે ભૂલ સુધારવાનો નહિ પોતાનામાં ભૂલ આવેજ નહિ એવો તેનો દૃઢ નિશ્ચય હતો તે હિમ્મતવાન હતો અને શરીરબળમાં મોટા પહેલવાનને પણ ભૂલાવે તેવો હતો તેનામાં એક ખાસ વિશિષ્ટતા હતી કોઈ પણ મનુષ્યનો ચ્હેરો તે એક વાર જૂએ તો પછી ગમે તેટલા લાંબા સમય પછી, તે મનુષ્ય પોતાના ચ્હેરામાં ગમે તેવો ફેરફાર કર્યો હોય તો પણ તેને પિછાની લેતો તેનું કારણ એટલું જ હતું કે તે ચ્હેરાના બીજા ભાગ તરફ નહિ પરંતુ આંખ તરફ દૃષ્ટિ કરતો અને આંખની આકૃતિને યાદ રાખી લેતો

પેસ્તનજીનો મદદનીશ પણ ડિટેક્ટિવ ખાતામાં સારી રીતે જાણીતો થઇ ચૂકયો હતો તેનું નામ દિનકરરાય હતુ

ફોજદારે પોતે જે રિપોર્ટ તૈયાર કર્યો હતો તે તથા સાક્ષીઓની જુબાની ન્યાયાધીશ સમક્ષ રજુ કર્યા તે ઉપરઉપરથી વાંચી ગયા બાદ ન્યાયાધીશે કહ્યું "તમે પ્રાથમિક તપાસ તો બરોબર કરી છે, પણ એક બાબત તમે ભૂલી ગયા છો "

"શી બાબત, સાહેબ ?"

"આ વિધવા સ્ત્રી છેલ્લી કયા દિવસે અને કેટલા વાગે જોવામાં આવી હતી તે "

"હું તેજ મુદ્દા ઉપર આવું છું આજથી બે દિવસ પહેલા સવાપાંચ વાગે તે જોવામાં આવી હતી એ વખતે તે બાલાઘાટથી સામાન ભરેલી એક બાસકેટ લઈને આવતી હતી "

"તમારી ચોક્કસ ખાત્રી છે ?"

"હા–જી, તે માટે બે સાક્ષીઓ છે તેઓ લક્ષ્મીબાઇને

રસ્તામા મળેલા અને તેની સાથે વાત કરતા તેના મકાન સુધી આવ્યા હતા ”

“ બાસકેટમા શુ હતુ ? ”

“ એ સાક્ષીઓના જાણવામા નથી લક્ષ્મીબાઇ માત્ર એટલુ બોલી હતી કે ‘ આજે મારૂ માથુ દુખે છે, એટલે રાત્રે દર્શન કરવાને હુ બહાર નિકળી શકીશ નહિ ’ ”

“ સમજ્યો–સમજ્યો ! ” પેસ્તનજી બોલ્યો “ માથુ દુખવાનુ તો બ્હાનુ પેલો કદાવર શરીરવાળો માણસ રાત્રે આવવાનો હશે તેને માટે ખાવાનુ તે લાવી હશે તેની સાથે રાત્રી વિતાડવાને માટે તેણે આ બ્હાનુ કર્યું હશે ”

“ અરે સાહેબ ! ” જમાદાર ખડખડાટ હસતો બોલ્યો “ એ લક્ષ્મીબાઇને પચાવન વર્ષ થઇ ગયા હતા અને દેખાવે પણ તે સુન્દર તો નહતી જ ”

પેસ્તનજી આ જમાદાર તરફ તિરસ્કારપૂર્વક જોતો બોલ્યો “ મી જમાદાર ! જે સ્ત્રીની પાસે પૈસા હોય છે તે સદાય જુવાન અને સુંદર જ ગણાય છે, સમજ્યા ”

“ એ મુદ્દો પણ કાઢી નાખવા જેવો નથી ” ન્યાયાધીશે કહ્યુ “ આ દુર્ભાગી અબળા બોલી હતી કે ‘ મને જે જોઇએ તે મળી શકે તેમ છે ’ એ વાક્ય તરફ મારૂ ધ્યાન ખેચાયુ છે ”

“ મારૂ પણ એ શબ્દો તરફ ધ્યાન ખેચાયુ હતુ ” ફોજદારે અનુમોદન આપ્યુ

પેસ્તનજીએ આ સાભળવાની તકલીફ લીધી નહિ તે પોતાના અભિપ્રાયને વળગી રહ્યો હતો અને તે આ ખડના ખૂણેખૂણાનુ નિરીક્ષણ કરી રહ્યો હતો એકાએક તેણે ફોજદારને પ્રશ્ન કર્યો “ તમે એ દિવસ પહેલાની વાત કરો છો મને યાદ છે કે તે દિવસે વર્ષાદ આવ્યો હતો અહીં તે ક્યારે શરૂ થયો હતો ? ”

“ રાત્રીના સ્હાડાનવ વાગ્યા પછી પા કલાકમા તો અર્ધો ઈંચ જેટલો વર્ષાદ પડયો હશે ”

"વારૂ, ત્યારે જો આ માણસ સ્હાડાનવ વાગ્યા પછી આવ્યો હશે તો તેના જોડા કાદવવાળા હશે જો સૂકા હોય તો તે એ પહેલા આવેલો હોવો જોઇએ આ તપાસ પહેલી કરવી જોઇએ તમે આ મકાનમા દાખલ થયા એ વખતે અહી કોઇના પગલા જોવામા આવ્યા હતા ?" પેસ્તનજીએ પ્રશ્ન કર્યો

"હુ કબૂલ કરૂ છુ કે એ બાબતનો અમને વિચાર પણ આવ્યો ન હતો "

"એ મોટી ભૂલ થઇ ખરી "

"હજી એક માર્ગ છે આ ખડમા તો ઘણા માણસોનો હેર ફેર થઈ ગયો છે પરતુ બીજા ખડમા અમે કોઇને જવા દીધા નથી માત્ર હુ અને જમાદાર ગયા હતા અને અમારા પગલા તો તુરત જુદા પડી જશે ચાલો આપણે ત્યા જોઇએ " ફોજદારે કહ્યુ

ફોજદારે બીજા ખડનુ દ્વાર ખોલ્યુ પેસ્તનજીએ તેમા પ્રવેશ કર્યો તેણે ન્યાયાધીશને કહ્યુ " સાહેબ ! જ્યાસુધી આ ખડની હુ તપાસ કરી લઉં ત્યાસુધી બીજા કોઇને તેમા દાખલ નહિ થવા હુકમ ફરમાવશો "

"બહુ સારૂ " રમેશચદ્રે કહ્યુ

પેસ્તનજી અદર ગયો બીજા બહાર ઉમરા પાસે ઊભા રહ્યા અદરના ખડમા તમામ અસ્તવ્યસ્ત સ્થિતિમા હતુ ત્યા એક કબાટ ખૂલ્લો પડયો હતો તે માહેની વસ્તુઓ બહાર વિખરાયેલી હતી ટ્રક તથા એક લાકડાની પેટીની પણ એજ અવસ્થા હતી ડાબી બાજુના ખૂણામા બિછાનુ હતુ તેની પણ દુર્દશા થયેલી જોવામા આવતી હતી

પેસ્તનજી જમીન તરફ કોઇનુ પગલુ છે કે નહિ તે જોતો હતો તેણે નિરાશાપૂર્વક ઉચ્ચાર કર્યો "કશુ પણ ચિહ્ન જોવામા આવતું નથી તે સ્હાડાનવ પહેલા અહી આવ્યો હશે તમે બધા અદર આવો "

"તે વિધવાના શબ પાસે ગયો તેણે શબની તપાસ કરીને

કહ્યુ "ખૂની અનુભવી અને કુશળ લાગે છે તેણે બરાબર પદ્ધતિ-સર કાર્ય કરેલુ છે"

આમતેમ દૃષ્ટિ કરીને તે પુન બોલ્યો "અહો! એ બદમાશે આ બાઇનુ ખૂન કર્યું તે વખતે તે રાંધતી હતી જૂઓ, આ શગડી ઉપર તવીમા લોટ શેકાયેલો પડયો છે અને તપેલીમા ગોળનુ પાણી છે, અર્થાત્ એ બદમાશે જમવાની પણ દરકાર કરી નથી"

"મને લાગે છે કે આ મકાનમા લૂટ ચલાવવાનો તેનો ઇરાદો હોવો જોઇએ" ફોજદારે અભિપ્રાય આપ્યો

"એ સભવિત છે આ કબાટ, ટેબલ, ટ્રક, પેટી વગેરેના તાળા તૂટેલા છે તેમાની વસ્તુઓ વેરણછેરણ છે એજ સાબિત કરી આપે છે કે તેનો ઇરાદો ચોરીનો હશે"

"લ્યો, ટેબલના આ ખાનામા વીશ ગીનીઓ પડેલી છે" પેસ્તનજીના મદદનીશ દિનકરરાયે કહ્યુ

"શુ-ઉં-ઉ-ઉ!" પેસ્તનજીના મુખમાથી એક દીર્ઘ ઉદ્ગાર સરી પડયો, પરતુ તુરતજ તે ગભીર બની ગયો અને કહેવા લાગ્યો "ના ના, કદાચ ચોર આ ગીનીઓ લેવી ભૂલી ગયો હશે ઘણી વાર એ પ્રમાણે બને છે આ બદમાશ અત્યત ઉશ્કેરાઇ કે ગભરાઇ ગયો હશે અથવા તો કોઇના અત્ર આવવાની તેને ભીતિ લાગી હશે કદાચ કોઇએ દ્વાર ઉપર અવાજ કર્યો હશે એ પ્રમાણેજ બન્યુ હશે જૂઓ તેણે બત્તી બળતી નહિ રાખતા બુઝવી નાખી છે અર્થાત્ તેને બહારના કોઇ મનુષ્યની ભીતિ હોવી જોઇએ"

"એથી કશુ સાબિત થઇ શકતુ નથી એ માણસ કરકસરીયો અને દીર્ઘદર્શી હોય તો પણ બત્તી બુઝવી નાખે એ બનવા જોગ છે" દિનકરરાયે દલિલ કરી

આ પ્રમાણે ચર્ચા કરતા પણ તેમની તપાસ તો ચાલુજ હતી પરતુ તેઓ કશુ નવીન શોધી શકયા નહિ આ વિધવાના તમામ પત્રો કે દસ્તાવેજો પણ ગૂમ થઇ ગયા હતા

છેવટે પેસ્તનજી બોલ્યો "આ ખૂની પાકો બદમાશ છે પોતાનુ એક પણ ચિહ્ન પાછળ રહેવા ન પામે એની તેણે પૂરતી કાળજી રાખી છે "

"તમે હવે શા નિર્ણય ઉપર આવ્યા છો ?" ન્યાયાધીશે પ્રશ્ન કર્યો

"સાહેબ ! ખરી રીતે કહુ તો અત્યારે તો અમે કશા પણ નિર્ણય ઉપર આવી શકયા નથી, પરંતુ આજ સ્હાજસુધીમા દસ–બાર માણસોને હુ ચોતરફ મોકલી આપીશ એ માણસ છટકી શકશે નહિ તે અહીંથી કેટલાક ચાદીના વાસણો અને કેટલાક દાગીના લઇ ગયો છે એટલે તે પકડાયા સિવાય રહેશે નહિ " પેસ્તનજીએ જવાબ આપ્યો

"એનો કશો અર્થ નહિ " રમેશચદ્ર બોલ્યો

"પણ સાહેબ ! એક માણસ પોતાનાથી બની શકે તે કરતા વિશેષ શુ કરે ?" પેસ્તનજીએ પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો

દિનકરરાય બધા સાભળી શકે તેની રીતે પણ ધીમેથી બોલ્યો "અત્યારે અબિકાપ્રસાદ હોત તો કેવી મજાહ પડત ?"

"એ વળી આપણા કરતા વિશેષ શુ કરત ?" પેસ્તનજી પોતાના મદદનીશ તરફ તીવ્ર દૃષ્ટિપાત કરતો બોલ્યો

દિનકરરાયે કશો પણ જવાબ આપ્યો નહિ પરંતુ ન્યાયાધીશે પૂછ્યુ "અંબિકાપ્રસાદ કોણ ? મે તેનુ નામ સાભળ્યુ હોય એમ મને લાગે છે ખરૂ "

"સાહેબ ! એ વિલક્ષણ વ્યક્તિ છે " દિનકરરાયે કહ્યુ

"તે અગાઉ એક નાણાની ધીરધાર કરાવનાર દલાલને ત્યા કલાર્ક હતો તે અત્યારે વૃદ્ધ થયો છે અને શોખને ખાતર ડિટેક્ટિવનુ કામ કરે છે "

"અને તેની મૂડીમા વધારો કરે છે ! " ફોજદારે ઉમેર્યું

"નાજી, " દિનકરરાય બોલ્યો "તેને પૈસાની દરકાર નથી કેટલીક વાર તો તે પોતાના ગજવામાથી પણ ખર્ચે કરે છે આપના

સ્મરણમા હોય તો પેલા શરાફની પત્નીના કેસમા તેણે પોતેજ ચોરી કરી હતી એવુ અબિકાપ્રસાદે સાબિત કરી આપ્યુ હતું ''

" અને તે અબિકાપ્રસાદે જ પેલા બિચારા કાળા લાખા ઉપર તેની સ્ત્રીનુ ખૂન કરવાનો આરોપ સાબિત કરીને તેને ફાસીને લાકડે લટકાવ્યો હતો જો કે પાછળથી ખૂની તો બીજો જ નિકળ્યો '' પેસ્તનજીએ જણાવ્યુ

" આપણે નકામો સમય ગૂમાવીએ છીએ '' ન્યાયાધીશ વચ્ચે બોલ્યો અને તેણે દિનકરરાયને ઉદ્દેશીને કહ્યુ " જાઓ, અબિકાપ્રસાદને બોલાવી લાવો ''

દિનકરરાય તુરતજ દોડયો પેસ્તનજીએ કહ્યુ " સાહેબ ! આપ જેની મદદ લેવાને ઇચ્છો તેને બોલાવવાને મુખતીયાર છો પરંતુ હુ–''

" પેસ્તનજી શેઠ ! નારાજ ન થાઓ તમારી શકિત ઉપર મને ઘણો વિશ્વાસ છે પરતુ આજે આપણામા મતભેદ પડયો છે તમે પેલા જાડા અને કદાવર મનુષ્યને ખૂની ધારો છો, જ્યારે મારૂ માનવું એવુ છે કે તેણે બિલકુલ ગુન્હો કર્યો નથી ''

" મારી ખાત્રી છે કે મારી માનિનતા સાચી છે અને હુ તે પૂરવાર પણ કરી આપીશ '' પેસ્તનજીએ કહ્યુ " ગમે તેમ પણ હું ખૂનીને પકડી પાડયા સિવાય રહીશ નહિ ''

" મારે પણ એ જ જોઇએ છે '' રમેશચદ્રે કહ્યું

" સાહેબ ! જો આપને હરકત ન હોય તો હું આપને એક સલાહ આપવાની રજા માગુ છુ ''

" ખુશીથી કહો ''

" હુ આપને સલાહ આપુ છુ કે આપ અબિકાપ્રસાદનો વિશ્વાસ ન કરશો ''

" એમ ? શા માટે ? ''

" એ માણસ પોતે શોધક બુદ્ધિનો હોવાનુ અભિમાન લે છે દાખલા તરીકે આવા કેસમા તે તપાસ કરીને એક તદ્દન નવીન પરતુ

સયોગોને બધ બેસતી કલ્પના ઊભી કરશે જાણે જાદુગર હોય તે પ્રમાણે કેવી રીતે અને કયારે ખૂન થયુ, કોણે ખૂન કર્યું, એ બધુ પટપટ કહેવા માડશે કોઇ વખતે તેની કલ્પના સાચી પડી જાય છે પરતુ કોઇ વાર નિર્દોષ મનુષ્ય તેને હાથે રહેસાઇ જાય છે"

"તમારી સલાહ માટે હુ આભાર માનુ છુ અને તેને સ્મરણમા રાખીશ વારૂ ફોજદાર સાહેબ! બની શકે તો વિધવા લક્ષ્મીબાઇનુ મૂળ વતન કયુ તે નક્કી કરવાની જરૂર છે"

ફોજદારની સૂચનાથી જમાદાર એક પછી એક સાક્ષીઓને ન્યાયાધીશ સન્મુખ રજુ કરતો ગયો ન્યાયાધીશે પુષ્કળ ઉલટતપાસ કરી, પરતુ વિધવા લક્ષ્મીબાઇનુ વતન કોઈ પણ જણાવી શકયુ નહિ માત્ર એક બાબતમા સાક્ષીઓ પેસ્તનજીના મુદ્દાને ટેકો આપતા હતા તેમનો શક પેલા જાડા અને કદાવર માણસ ઉપર હતો એ માણસે એક વખત એક સ્ત્રી ઉપર અત્યાચાર કર્યો હતો અને એક વાર એક છોકરાને માર્યો હતો, પરતુ એ સ્ત્રી તથા છોકરાનુ નામ કોઇ કહી શકતુ ન હતું

કશો પણ નવીન પ્રકાશ નહિ પડવાથી ન્યાયાધીશ નિરાશ થવા લાગ્યો હતો, એવામા એક ખોજણ તથા એક તેર વર્ષનો છોકરો સાક્ષી પૂરવાને માટે આવ્યા આ ખોજણ અનાજ, લોટ, મરી મસાલો તથા પરચુરણ ચીજોનો વેપાર કરતી હતી પ્રથમ તેને ન્યાયાધીશ સન્મુખ રજુ કરવામા આવી

તેણે કહ્યુ "લક્ષ્મીબાઇ કહેતી હતી કે તેનો એક દીકરો હયાત છે"

"તારી ચોક્કસ ખાત્રી છે?"

"હાજી, એક દિવસ સ્હાજે મારે ત્યા કાઇ લેવાને આવેલી તે વખતે અર્ધો કલાક મારે ત્યા રોકાણી હતી તે વખતે એક ખલાસી પણ મારી દુકાને આવેલો તેની સાથે વાત કરતા તે બોલી હતી કે 'મારો દીકરો પણ તેના સ્વર્ગસ્થ પિતાની માફક ખલાસીનુ કામ કરે છે'"

" એનુ નામ તેણે જણાવ્યુ હતુ ? "

" તે દિવસે સ્હાજે તો જણાવ્યુ ન હતુ, પરતુ બીજા સમયે તેણે કહ્યુ હતુ કે તેના દીકરાનુ નામ જગમાલ છે અને ઘણા દિવસથી તેણે પોતાના દીકરાને જોયો નથી "

" તે તેના ધણીની વિરૂદ્ધમા બોલતી હતી ? "

" નાજી, વિશેષ નહિ માત્ર તેનો ધણી અદેખો અને ક્રૂર સ્વભાવનો હતો તથા અવારનવાર પોતાને ઘાતકી રીતે મારતો હતો એમ તે જણાવતી તેના કહેવાનો મુદ્દો એવો હતો કે તેનો ધણી ભોળો પરતુ ક્રોધી સ્વભાવનો હતો "

" અહીં તેનો છોકરો કદી પણ તેને મળવાને આવ્યો હતો ખરો ? "

" એ બાબત લક્ષ્મીબાઇ કદી પણ બોલી નથી "

" તે તમારે ત્યાથી પુષ્કળ માલ ખરીદતી હતી ? "

" માસિક ચાલીશેક રૂપીઆનો માલ ખરીદતી કોઇ વખત થોડુક વધે તે નાણા આપવામા કદી પણ ઢીલ કરતી નહિ "

ખોજણ આથી વિશેષ કશુ જાણતી નહિ હોવાથી તેને રજા આપવામા આવી પછી પેલા છોકરાને બોલાવવામા આવ્યો

ન્યાયાધીશે પૂછ્યુ "ભાઇ ! તુ શુ જાણે છે ? "

"સાહેબ ! થોડા દિવસ પહેલા–ગયા રવિવારે મે લક્ષ્મીબાઇનો મકાનના દરવાજા પાસે એક માણસને જોયો હતો "

" કેટલા વાગ્યા હતા ? "

" સ્હવારનો વખત હતો "

" વારૂ, એ માણસ ઉંચો અને કદાવર હતો ? "

" નાજી, એ માણસ સ્હેજ ઠિંગણો, જાડો અને વૃદ્ધ જેવો લાગતો હતો "

" તારી ભૂલ તો થતી નથીને ? "

" ના, સાહેબ ! મે તેની સાથે વાત પણ કરી હતી "

"શી વાત થઇ હતી ?"

"હુ ત્યા થઇને જતો હતો તે વખતે એ માણસને બગીચાના દ્વાર પાસે ઊભેલો મે જોયો તે ચિડાયેલો જણાતો હતો"

"તેણે તને પ્રથમ બોલાવ્યો ?"

"હા, સાહેબ ! તેણે મને બોલાવીને કહ્યુ 'છોકરા ! તુ એક કામ કરીશ ?' મે હા કહી એટલે તે બોલ્યો 'જો તુ મારૂ કામ કરે તો હુ તને ચાર આના આપીશ તુ નદી કિનારે જા ત્યા એક બતેલો દેખાશે તે બતેલાપર જઇને તેના માણસને મળજે અને કહેજે કે હુ તૈયાર છુ માટે ઉપડવાને તૈયાર રહેજો ' એમ કહીને તેણે મને ચાર આના આપ્યા"

"પછી તુ નદીકિનારે ગયો ?"

"હાજી, ત્યા જઇને એ બતેલાના માલમને મળ્યો તથા પેલા વૃદ્ધ મનુષ્યે કહેવરાવેલો સદેશો તેને પહોચાડયો"

પેસ્તનજી બોલ્યો "ન્યાયાધીશ સાહેબ ! આ છોકરાને હુ થોડાક પ્રશ્નો પૂછુ ?"

"બેલાશક પૂછો"

"છોકરા ! જો તુ એ માણસને ફરીથી જૂએ તો તેને ઓળખે ખરો ?

"હાજી"

"ત્યારે તેના ચ્હેરામા ખાસ ધ્યાન ખેચે તેવુ કશુ હોવુ જોઇએ"

"હાજી, તેના મ્હોપર જમણી બાજુએ કાળુ લાખુ છે"

"બીજું કાઇ ?"

"બીજુ કાઇ ખાસ ચિહ્ન નથી"

"તે શરીરે કદાવર ન હતો ?"

"શરીરે જાડો હતો કદાવર ન કહેવાય"

"તેણે શરીરપર કેવા વસ્ત્રાભૂષણો ધારણ કર્યા હતા ?"

"તેણે સુરવાળ, કોટ અને ફેંટો ધારણ કર્યા હતા ડાબા કાનમા છેલકડી હતી હાથમા બે વીંટીઓ હતી"

"શાહબાસ ! ન્યાયાધીશ સાહેબ ! છેલકડીવાળો માણસ સહેલાઇથી સપડાઇ જશે. આપ એક વોરન્ટ તૈયાર કરી આપવા મહેરબાની કરશો ? "

"છોકરા ! પેલા બતેલામા શો માલ ભર્યો હતો ?" ન્યાયાધીશે પૂછ્યુ

"એ મારા જાણુવામા નથી નીચે તળીયામા માલ હતો, એટલે મારા જોવામા આવ્યો નથી "

"તે એ બતેલાનુ નામ તો જોયુ હશે ?" પેસ્તનજીએ પૂછ્યુ

"નાજી, નામ મારા જોવામા આવ્યુ નથી "

"કદાચ અહીંના બીજા કોઇ મનુષ્યના જોવામા તેનુ નામ આવ્યુ હશે " ન્યાયાધીશે સૂચના કરી

"હાજી " ફોજદારે કહ્યુ

"વળી તેના ખલાસીઓ ગામમા પણ આવ્યા હશે દારૂના પિઠામાથી તમામ બાતમી મળશે, પણ એ બતેલાનો ઉપરી કેવો દેખાતો હતો ?"

"જેવા બીજા ખલાસીઓ હોય છે તેવો " છોકરાએ પોતે પેસ્તનજીએ કરેલા આ પ્રશ્નનો જવાબ આપ્યો

"તે આ વાત બીજા કોઇને કરી છે ખરી ?" પેસ્તનજીએ પૂછ્યુ

"મે મારી માને વાત કરી હતી અને ચાર આના તેને આપ્યા હતા "

"તે જે કહ્યુ તે બધુ સાચેસાચુ જ કહ્યુ છે ને ?" ન્યાયાધીશ બોલ્યો "ન્યાયાધીશ પાસે જૂઠુ બોલવુ તે ભયકર ગુન્હો ગણાય છે જૂઠી સાક્ષી પૂરનારને સખ્તમા સખ્ત સજા કરવામા આવે છે "

છોકરો લેવાઇ ગયો અને નીચુ જોઇ રહ્યો

"સમજ્યો ! તુ કશુક છૂપાવે છે " ન્યાયાધીશે કહ્યુ

"સાહેબ ! મને માફ કરો, મને સજા ન કરશો હુ ભવિષ્યમા કદી પણ જૂઠુ નહિ બોલુ " છોકરાએ દયામણા ચ્હેરે જવાબ આપ્યો

"બોલ ત્યારે, તે અમારાથી શુ છૂપાવ્યુ છે ?"

"સાહેબ ! પેલા માણસે મને ચાર આના નહિ પણ આઠ આના આપ્યા હતા, જ્યારે મે મારી માને ચાર આના આપીને બાકીના ખર્ચી નાખ્યા હતા "

"બીજુ કાઇ ?"

"બીજુ બધુ મે સાચુ જ કહ્યુ છે, સાહેબ !"

"વારૂ, હવે ભવિષ્યમા કદી પણ આવુ કરતો નહિ આ વખતે તો હુ તને માફ કરૂ છુ, પણ બીજો પ્રસગ આવ્યો તો સખ્ત સજા થશે "

## પ્રકરણ ૨ જુ.

### અબિકાપ્રસાદની તપાસ.

આ બે છેલ્લા સાક્ષીઓથી રમેશચદ્રના મનમા સ્હેજ આશાના કિરણ પ્રકટ્યા હતા

પેસ્તનજીએ કહ્યુ ' સાહેબ ! આપ રજા આપો તો હુ બાલાઘાટ જઇને તપાસ શરૂ કરૂ "

"થોડી વાર રહો આ માણસ રવિવારે દૃષ્ટિએ પડયો હતો, એટલે તે દિવસની લક્ષ્મીબાઈની હીલચાલના સબધમા આપણે તપાસ કરીશુ તો કાઇક જાણવાનુ મળી આવશે "

લક્ષ્મીબાઇના ત્રણ પાડોશીઓને બોલાવવામા આવ્યા એ ત્રણે સ્ત્રીઓ હતી તેમણે જણાવ્યુ કે ગયા રવિવારે આખો દિવસ લક્ષ્મીબાઈ પથારીમા સૂઇ રહી હતી કારણ કે તેની તબિયત નરમ હતી.

એ વખતે દિનકરરાય આવી પહોચ્યો તેણે કહ્યુ "અબિકાપ્રસાદ આવ્યા છે તે તેમના ઘેરથી બહાર જતા હતા ત્યા હુ તેમને મળ્યો લોકલમા આવવાને બદલે અમે ભાડુતી મોટરમા આવ્યા છીએ તેના ભાડાના પૈસા પણ અંબિકાપ્રસાદે આપ્યા છે "

દિનકરરાયના શબ્દો પૂરા થયા પહેલા જ એક વૃદ્ધ માણસે અ દર પ્રવેશ કર્યો તેના દેખાવ પરથી તે ગુપ્ત પોલિસમા કામ કરતો હશે એમ કોઇ પણ કહે નહિ તે એક નાટક કપનીના એક્ટર જેવો લાગતો હતો તેણે દાઢી મૂછ મુડાવેલા હતા તેની આખો સ્હેજ માજરી હતી તેણે મૂલ્યવાન્ શ્વેત પોશાક ધારણ કર્યો હતો સોનાનો અછોડો બહાર લટકતો હતો તેણે અ દર પ્રવેશ કરીને ન્યાયાધીશને નમન કર્યું બાદ તે નમ્રતાપૂર્વક બોલ્યો "સાહેબ' આપે મને બોલાવ્યો છે ?"

"હા, મે તમને બોલાવ્યા છે" ન્યાયાધીશે કહ્યુ

"વારૂ, શી આજ્ઞા છે ? ફરમાવો !"

"હું આશા રાખુ છુ કે આ કેસની અ દર તમે તમારી બુદ્ધિ અને શક્તિનો સ પૂર્ણ ઉપયોગ કરીને પ્રકાશ પાડશો હુ તમને તેની વિગત—"

"નાજી, મારે જે જાણવુ હતુ તે દિનકર પાસેથી મે જાણી લીધુ છે"

"તેમ છતા પણ—" ફોજદાર બોલ્યો

"કૃપા કરીને વચ્ચે ન બોલો," અ બિકાપ્રસાદે કહ્યુ "હુ તમારા વિચારો જાણ્યા સિવાય જ દિનકરની સહાયથી સ્વતત્ર રીતે તપાસ કરવાનો પ્રાર ભ કરીશ"

એમ કહીને તે બીજા ખ ડમા ચાલ્યો ગયો તે ત્યા અર્ધો કલાક રહ્યો. પછી દોડતો બહાર આવ્યો, તુરત પાછો અ દર ગયો અને વળી પાછો તુરત જ બહાર આવ્યો જાણે તે આસપાસની હવાની ગ ધ લેતો હોય તેમ આમતેમ ફરતો હતો સાથેસાથે જાણે તે કોઇની સાથે વાત કરતો હોય તેમ મોટે અવાજે બોલતો જતો હતો તેણે દિનકરરાયને પણ બરોબર કામમા જોડયો હતો આ લાવ, પેલુ લાવ, કાગળ લાવ, પેન્સીલ લાવ, કોદાળી લાવ, 'પ્લાસ્ટર ઓફ પારિસ' લાવ, એમ હુકમો થયા જ કરતા હતા એ બધુ લઈને તે મકાનની બહાર નિકળ્યો

લગભગ એક કલાક થઈ ગયો ન્યાયાધીશ અકળાવા લાગ્યો. તેણે પૂછ્યુ "ડિટેક્ટિવ સાહેબ ક્યા ઉપડી ગયા ?"

જમાદારે કહ્યુ "તે બહાર રસ્તામા જમીનપર બેઠો છે અને 'પ્લાસ્ટર ઓફ પારિસ' ને એક રકાબીમા એકઠુ કરેલ છે તેણે કહ્યુ છે કે તેની તપાસ લગભગ પૂરી થઇ ગઇ છે અને હમણા જ તે અહી આવશે "

બે-ચાર પળમા અબિકાપ્રસાદ પુન ત્યા આવ્યો તે અત્યારે યુવાન જેટલો ચપળ દેખાતો હતો દિનકરરાય તેની પાછળ આવતો હતો તેના હાથમા એક રકાબી હતી

અબિકાપ્રસાદે કહ્યુ "મે શોધી કાઢ્યુ છે સૂર્યના પ્રકાશ જેવુ બધુ ખુલ્લુ છે દિનકર ! આ રકાબી ટેબલ ઉપર મૂક "

પેસ્તનજી પોતાની તપાસમા ગયેલો તે પણ પ્રફુલ્લ વદને આવી પહોચ્યો

તેણે કહ્યુ "છેલકડીવાળા માણસનો પત્તો લાગ્યો છે બતેલો પશ્ચિમ દિશા તરફ ગયો છે, તેના મુખ્ય ખલાસીનુ આબાદ વર્ણન હુ મેળવી શક્યો છુ '

"અબિકાપ્રસાદ ! તમે શી તપાસ કરી ?" ન્યાયાધીશે પૂછ્યુ

અબિકાપ્રસાદે પેલી લબચોરસ રકાબીમાની વસ્તુઓ ટેબલપર મૂકી તેમા કુભાર જેના વાસણ બનાવે છે તેવો માટીનો પીડો, કેટલાક કાગળ અને પ્લાસ્ટરના ત્રણ-ચાર ભિનાશવાળા કકડા હતા તે આ ટેબલની પાછળ ઊભો રહ્યો એ વખતે રસ્તાપર જાદુના ખેલ કરતા મદારીના જેવો તે લાગતો હતો તેના કપડા માટી અને કાદવથી ખરડાયેલા હતા

તેણે કહ્યુ "આ ખૂનના ગુન્હાને ચોરી સાથે કશો સબધ નથી "

"નહિ-ખરી રીતે તો-" પેસ્તનજી વચ્ચે બોલ્યો

"હુ પૂરાવાથી સાબિત કરી આપવાને તૈયાર છુ " અબિકા-

પ્રસાદે કહ્યુ "ખૂન કરવામા ખરો હેતુ શો હતો તે હુ પાછળથી જણાવીશ

"ખૂની આ સ્થળે વર્ષાદ પહેલા એટલે સ્હાડાનવ વાગ્યા પહેલા આવ્યો હતો તેના કાદવવાળા પગલાનુ એક પણ નિશાન જોવામા આવ્યુ નથી પરતુ બહાર ઓશરીપર મારા જોવામા ધૂળ આવી હતી એ ધૂળ બહાર રસ્તાપરની હતી અને તેના જોડા સાથે ચોટીને આવેલી હતી એમ સિદ્ધ કરી શકાય તેમ છે આ માણસ આવનાર છે એવી વિધવા લક્ષ્મીબાઈને કલ્પના નહતી તે ઘડિયાળને ચાવી દેવા જતી હતી ત્યા બહાર કોઈએ અવાજ કર્યો હતો "

"આ બધી માત્ર વિગતો છે " ફોજદારે કહ્યુ

"પરતુ તે વિગતોને માટે પુરાવા છે " અબિકાપ્રસાદે જવાબ આપ્યો "આ ઘડિયાળની તપાસ કરો તેની નીચે ખુરસી છે ખુરસી ઉપર પગલાનુ ચિહ્ન છે ઘડિયાળ બરોબર નવ વાગે બધ પડી ગયેલુ લાગે છે એ ઉપરથી સાબિત થાય છે કે લક્ષ્મીબાઇ રાત્રે નવ વાગે ચાવી આપતી હશે તે વખતે પેલો ખૂની આવવાથી તે ચાવી આપતી અટકી ગઇ હશે અને એથી ઘડિયાળ પણ બધ પડી ગયુ હશે "

"શાહબાસ !" જમાદારે આશ્ચર્ય વ્યક્ત કર્યુ

"પછી ખૂની અદર દાખલ થયો તે લક્ષ્મીબાઇનો પરિચિત લાગે છે કેમકે તેમ ન હોત તો એટલી મોડી રાત્રે તે તેને પોતાના મકાનમા દાખલ થવા ન દેત તે યુવાન હતો તેની ઉચાઈ સામાન્ય કરતા સ્હેજ વિશેષ હતી તેણે મૂલ્યવાન્ પોશાક ધારણ કર્યો હતો ઉંચી દિવાલની ટોપી ધારણ કરી હતી તેની પાસે છત્રી હતી અને તે સિગારેટ-હોલ્ડરવડે સિગારેટ પિતો હતો "

"તદ્દન હાસ્યાસ્પદ કલ્પના ?" પેસ્તનજી શેઠે જણાવ્યુ

"તમને એમ લાગતુ હશે ખરૂ " અબિકાપ્રસાદે જવાબ આપ્યો "પરતુ હુ જે કહુ છુ તે તદ્દન સાચુ છે જો તમે બારિ

કોઈથી તપાસ ન કરતા હો તો તેથી મારે પણ બારિકાઇથી તપાસ ન કરવી એમ હરતુ નથી તમે તદ્દન કલ્પના માનો છો, પરતુ આ પ્લાસ્ટર તરફ દૃષ્ટિ કરો ખૂનીએ પહેરેલા બૂટની એડીઓ તેનાપર છાપેલી છે જ્યાથી ચાવી જડી આવી હતી તે સ્થળે કાદવમા એડીની સપૂર્ણ છાપ માગ જોવામા આવી હતી આખા પગલાની છાપ હુ પ્લાસ્ટર ઉપર લઇ શક્યો નથી, તેથી તેનુ ચિત્ર મે આ કાગળના કટકા પર દોરેલુ છે

"આ બૂટ મૂલ્યવાન્ હશે એમ સિદ્ધ થાય છે બગીચામા તેના નિશાન જોયાથી ખાત્રી થશે કે તેણે આ મકાનના પ્રવેશદ્વાર પર નહિ પણ પડખેના બારણાપર અવાજ કર્યો હોવો જોઇએ બગીચાના ઝાપા પાસે આ માણસે કૂદકો માર્યો હતો કારણ કે ત્યા એક ન્હાનો ક્યારો છે એ સ્થળે તેના પગલાનુ નિશાન સામાન્ય કરતા વિશેષ ઊડુ ગયેલુ છે તેણે આશરે બે વાર જેટલો કૂદકો માર્યો હતો એ ઉપરથી સિદ્ધ થાય છે કે તે ચપળ અને યુવાન હોવો જોઇએ વૃદ્ધ મનુષ્ય એટલુ લાબુ કૂદી શકે નહિ"

અબિકાપ્રસાદ શ્રોતાઓ ઉપર પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોતો હતો બે પળ મૌન રહ્યા બાદ તેણે કહ્યુ "પેસ્ત-નજી શેઠ! આ માણસે ઉંચી દિવાલની ટોપી પહેરેલી હતી એવા મારા શબ્દો સાભળીને તમને નવાઇ લાગી હશે જૂઓ આ ટેબલ-પર તેણે પોતાની ટોપી મૂકી હતી ટેબલપરની ધૂળ પર તેનુ વર્તુલા-કાર નિશાન પડી રહ્યુ છે તે જૂઓ એટલા મોટા પરિઘવાળી ટોપીની દિવાલ ઉંચી હોવી જોઇએ તે સમજી શકાય તેમ છે તેના હસ્તનુ નિશાન આ કબાટના ઉપલા ભાગપર દેખાય છે તેણે તે કબાટ ઉપરની વસ્તુની તપાસ કરવાને માટે પોતાનો હાથ ત્યા મૂક્યો હશે જો તે ઉંચો હોત તો હાથ મૂક્યા સિવાય પણ જોઇ શક્યો હોત અને ઠિંગણો હોત તો તેને ખુરસીની મદદ લેવી પડી હોત અર્થાત્ તે સામાન્ય કરતા સ્હેજ વિશેષ ઉંચો હોવો જોઇએ તેની છત્રી

અને સિગારેટ–હોલ્ડરનો પણ ખુલાસો કરીશ આ માટીપર છત્રીના છેડાનુ નિશાન છે એ નિશાનથી તેની પાસે છત્રી હોવાનુ સિદ્ધ થાય છે આ સીગારેટનો કકડો તેનો છેવટનો ભાગ તાજા જેવો જ લાગે છે જો તે સીગારેટનો એ છેડો મ્હોમા રાખીને સિગારેટ પિતો હોત તો તે છેડો થુક વડે ભિંજાઇને ચિમળાઈ ગયો હોત એટલે સિગારેટ–હોલ્ડરની કલ્પના મિથ્યા નથી ”

તેના આ ખુલાસાથી પેસ્તનજી મ્હેજ ખષ્ટ પડી ગયો ન્યાયાધીશને આનદ થયા સિવાય રહ્યો નહિ

“ હવે આગળ સાભળો ” અબિકાપ્રસાદ કહેવા લાગ્યા ‘ આ મકાનમા પ્રવેશ કરનાર મનુષ્ય યુવાન હતો એ આપણે જોયુ તેણે એટલી રાત્રે પોતાના આગમનનુ શુ કારણ જણાવ્યુ છે તે આપણે કહી શકતા નથી પરતુ એટલુ તો ચોક્કસ છે કે ‘ હુ ભૂખ્યો છુ ’ એમ તેણે કહ્યુ હશે લક્ષ્મીબાઇએ એ સાભળીને તુરત તેને માટે ખાવાનુ તૈયાર કરવા માડ્યુ હશે તવીમા ઘી અને લોટ છે તેના ઉપરથી એ વાર્તા સિદ્ધ થાય છે એ બાઇએ તો ખાઇ લીધુ હતુ કેમકે તેના એઠા વાસણો રસોડામા પડેલા દેખાય છે વળી જર્મન સીલ્વરની થાળી અને વાટકો તદ્દન નવા જેવા લાગે છે તેનો ઉપયોગ લક્ષ્મીબાઇ રોજ કરતી નહિ હોય આ પ્રસગે એ તેણે બહાર કાઢ્યા હશે એ ઉપરથી સ્વાભાવિક અનુમાન થઇ શકે કે વિધવા લક્ષ્મીબાઇ આ યુવાન પ્રત્યે માનદષ્ટિથી જોતી હોવી જોઇએ અર્થાત્ તે યુવાન સામાન્ય સ્થિતિનો નહિ પણ કોઈ મોટો માણસ હોવો જોઇએ વિશેષ પૂરાવામા લોટોપ્યાલો પણ ચાદીના છે ”

“ ખરૂ–ખરૂ, તદ્દન સાચી વાત ” ન્યાયાધીશે અનુમોદન આપ્યુ

“ પ્રથમ તો લક્ષ્મીબાઇએ આ યુવાનને મદ્યનો શીશો અને પ્યાલો આપેલ હશે યુવાને થોડો મદ્ય પિધો હશે ત્યારપછી તે યુવાન ઉઠ્યો અને વિધવા લોટ શેકવાના કાર્યમા ગુથાયેલી હતી તે વખતે તેની પાછળ જઇને તેણે વિધવાની પીઠમા બે ઘા કર્યા પરતુ

એ સ્ત્રી તુરત જ મરણ પામી ન હતી તેણે અર્ધી ઉંચી થઇને ખૂનીનો હાથ પકડયો ખુનીએ પોતાનો હાથ ખેચી લીધો વિધવા પણ તેની સાથે ઉચકાઇ અને પછી તેણે વિધવાને જમીનપર ફેકી દીધી તેજ પળે વિધવાનો જાન નિકળી ગયો હશે

"હવે તેનુ ખુન કરવામા ખૂનીનો શો હેતુ હશે તેનો વિચાર કરીએ આ મૂલ્યવાન્ પોશાકવાળા યુવાનને શી વસ્તુની જરૂર હતી? પૈસાની! જવાહિરની? નહિ–સો વખત નહિ! તેને જે વસ્તુની જરૂર હતી, જેની તેણે તપાસ કરી હતી અને જે તેણે ગોધી કાઢી હતી તે અમુક દસ્તાવેજો અને કાગળો હોવા જોઇએ એ કાગળો શોધવાને માટે તેણે કબાટ અને પેટી તથા ટ્રંકો ખોલી તેમાની વસ્તુઓ ફેદી નાખેલી છે જેના તાળાની ચાવી નથી મળી તે તાળુ ભાગી નાખેલુ છે

"છેવટે તે કાગળો તેને મળી આવ્યા પછી તેણે શુ કર્યું? એ કાગળો તેણે બાળી નાખ્યા આ સગડીમા બળેલા કાગળની રાખ દેખાય છે પોતાનુ કાર્ય સિદ્ધ થયા પછી તેણે શુ કર્યું? તે પોતાની સાથે જે કીમતી વસ્તુઓ તેને મળી તે લઇને પલાયન થઇ ગયો એમ કરવામા તેનો ઉદ્દેશ તપાસ કરનારાઓને ખોટે માર્ગે લઇ જવાનો હતો એ વસ્તુઓ એક ટુવાલમા બાધી, બત્તી હોલવી નાખીને તે બહાર નિકળ્યો અને બારણાને તાળુ વાસીને પલાયન થઇ ગયો ચાવી તેણે ખાડામા નાખી દીધી હતી"

તે એક પળ મૌન રહ્યો અને છેવટે બોલ્યો "ન્યાયાધીશ સાહેબ! આ કેસના સબધમા જે કાઇ મારા જાણવામા આવ્યુ છે તે મે આપને જણાવ્યુ"

"અબિકાપ્રસાદ! તમારી તપાસ પ્રશસનીય છે અને મને લાગે છે કે તમારા અનુમાન સાચા છે" ન્યાયાધીશે સ્તુતિ કરી

પેસ્તનજી બોલ્યો 'અંબિકાપ્રસાદ! તમારા યુવાન માણસે મૂલ્યવાન્ વસ્તુઓનુ પોટકુ બાધીને લઇ જવામા મોટી ભૂલી કરી છે કેમકે એથી પકડાઈ જવાનો ભય રહે છે'

"અરે, સાહેબ ! તે કાંઇ બહુ દૂર લઇ ગયો નહિ હોય તે ગલીઓમાં થઇને નદીકિનારે ગયો હશે અને પછી નદીમાં તેણે એ પોટકું ફેંકી દીધું હશે "

"એ તમારી માનિનતા છે !" પેસ્તનજી બોલ્યો

"હું શરત મારૂં છું કે તેણે એ પોટકું નદીમાં જ નાખ્યું હોવું જોઇએ મેં એક સિપાહીની સાથે ત્રણ માણસોને નદીમાં તપાસ કરવાને માટે મોકલ્યા છે તેમને સારૂં ઈનામ આપવાની લાલચ પણ આપી છે "

"તમારા પોતાના ગજવામાંથી ?"

"હા, પેસ્તનજી શેઠ ! મારા ગજવામાંથી "

"પણ જો તેઓ એ પોટકું શોધી કાઢે તો—" ન્યાયાધીશ કહેવા લાગ્યો

તેજ વખતે એક સિપાહી આવ્યો તે બોલ્યો "સાહેબ ! આ પોટકું તેની અંદર ચાંદીનાં વાસણ તથા દાગીના છે આ લોકોએ નદીમાંથી તે પોટકું શોધી કાઢ્યું છે અંબિકાપ્રસાદજી ! આપે તેમને પચાશ રૂપીઆનું ઈનામ આપવાનું કહ્યું હતું "

"બરોબર છે " એમ કહીને અંબિકાપ્રસાદે ચામડાનું પાકીટ કાઢ્યું અને તે ખોલી તેમાંથી દસ-દસ રૂપીઆની પાંચ નોટો પેલા ત્રણ માણસોને આપી

તે બોલ્યો "ન્યાયાધીશ સાહેબ ! હવે આપ શું ધારો છો ?"

"હું ધારૂં છું કે તમે લીધેલા શ્રમથી તથા તમારા બુદ્ધિકૌશલ્યથી આપણે ખગ—"

પરંતુ ન્યાયાધીશ વાક્ય પૂરૂં કરી શકયો નહિ તે જ વેળાએ લક્ષ્મીબાઇના મડદાની તપાસ કરવાને માટે બોલાવેલો ડોકટર આવી પહોંચ્યો ડોકટરે તપાસ કરીને તેને થયેલા ઘાના સંબંધમાં તથા તેણે પોતાના બચાવને માટે કરેલા પ્રયત્નના સંબંધમાં અંબિકાપ્રસાદના જેવોજ અભિપ્રાય આપ્યો તેણે વિશેષમાં જણાવ્યું કે આ સ્ત્રીનું ખૂન થયું તેની ત્રણ કલાક પહેલાં તેણે ખાધું હતું

હવે અત્ર વિશેષ કશુ પણ કરવાનુ ન હતુ એટલે જે જે પૂરાવા મળ્યા હતા તે એકત્ર કરીને ફોજદારના કબજામા સોંપી ન્યાયાધીશ જવાને માટે તૈયાર થયો તેની ખાત્રી હતી કે આ પૂરાવાથી ખૂનીને શોધી કાઢવામા વિશેષ મુશ્કેલી નડવાની નથી

ન્યાયાધીશ જવાને માટે તૈયાર થયો પરતુ પેસ્તનજીએ તો બાલાઘાટમા રહીને વિશેષ તપાસ કરવાનો વિચાર રાખ્યો પેલો છેલકડીવાળો માણસ તેના મગજમાથી ખસ્યો ન હતો

અબિકાપ્રસાદ ન્યાયાધીશની સાથે ચાલ્યો બન્ને ચાલતા સ્ટેશન તરફ જવા લાગ્યા ચાલતા ચાલતા અબિકાપ્રસાદ બોલ્યો. આપણે લક્ષ્મીબાઇના ભૂતકાલિન જીવનની માહિતી મેળવી શકીશુ ખરા ? બધો આધાર તેના ઉપર રહે છે ”

“ પેલી ખોજીએ કહેલી હકીકત સત્ય હોય તો તેમા મુશ્કેલી નહિ નડે લક્ષ્મીબાઇનો ધણી સ્વર્ગવાસ પામ્યો છે તેનો દીકરો જગમાલ ખલાસી તરીકે કોઇ વહાણ કે સ્ટીમર પર નોકરી કરે છે. તેની ભાળ કાઢવાનુ મુશ્કેલ નથી હુ એ બાબત તપાસ કરાવીશ ”

તેઓ સ્ટેશનપર આવી પહોચ્યા થોડી વારે લોકલ ટ્રેન આવી બન્ને સેકન્ડ કલાસના કમ્પાર્ટમેન્ટમા બેઠા તેમા બીજુ કોઇ ન હતુ ટ્રેન ચાલુ થઈ એટલે ન્યાયાધીશે પૃછયુ “ તમે કેટલા વર્ષથી આ કાર્ય કરો છો ' ”

“ આશરે નવ વર્ષ થયા ” અબિકાપ્રસાદે જવાબ આપ્યો

“ તે પહેલા શો ધધો કરતા હતા ? અને તમને આ ધધાનો શોખ કેવી રીતે લાગ્યો ' ”

“ એ બધુ આપને સમજાવવાને માટે મારે મારા જીવનની કેટલીક કટાળો આપનારી હકીકત આપની પાસે રજુ કરવી પડશે. જો કે તે હું આપને ટુકામા જણાવીશ મારો પિતા સાધારણ સ્થિતિનો હતો તે દારૂડીયો અને દુરાચારી હતો મારી માતાને ત્રાસ આપવામા તેણે બાકી રાખી નથી એ બિચારી મારા બાપના

જૂલ્મથી હુ સાત વર્ષનો હતો તે વખતે સ્વર્ગવાસિની થઇ ગઈ મારા બાપે મારા અભ્યાસ તરફ કશુ પણ લક્ષ આપ્યુ નહિ હુ નિશાળે જતો, પરતુ ઘેર મારા તરફ લક્ષ આપવામા આવતુ નહિ હુ સોળ વર્ષનો થયો એટલે પાચ ગુજરાતી અને ૭ અગ્રેજી ધોરણ સુધી અભ્યાસ કરીને નિશાળમાથી ઉઠી ગયો મારા બાપે મને ધધે લગાડવાને માટે પ્રયત્ન કર્યો મને એક મીલમા આઠ રૂપીઆના દરમાયાથી નોકર રાખ્યો એમ કરતા કરતા જ્યારે હુ ત્રીશ વર્ષનો થયો તે વખતે મીલમા મને પદર રૂપીઆ મળવા લાગ્યા મારો બાપ મૃત્યુને શરણ થયો ત્યારબાદ અમુક વર્ષો પસાર થયા બાદ એક લોટરીમા મને એકી સાથે પચાસ હજાર રૂપીઆ મળી ગયા હુ આવી આકસ્મિક રીતે શ્રીમત બની ગયો પછી મને નોકરીની પરવા રહી નહિ મે નોકરી છોડી દીધી ત્યારબાદ નવરો પડ્યો એટલે વાચવાનો શોખ વધ્યો મે ગુજરાતી અને અગ્રેજી પુસ્તકો વાચવા માડયા ડિટેક્ટિવ નવલકથાઓ તરફ મારૂ મન વિશેષ આકર્ષાવા લાગ્યુ અને તેવા પુસ્તકો વાચવાથી મને પણ હુ ડિટેક્ટિવ થાઉ એવી ઇચ્છા ઉત્પન્ન થવા લાગી મે ખાનગી ડિટેક્ટિવ તરીકે કામ કરવાનો પ્રારભ કર્યો પછી તો મને પોલિસખાતા તરફથી પણ અટપટીયા અને ભેદ ભરેલા કેસોમા તપાસ કરવાનુ આમત્રણ થવા લાગ્યુ તેમા મને યશ મળતો ગયો તેમ તેમ મારી મહત્ત્વકાક્ષા વૃદ્ધિને પામતી ગઇ હુ અતિશયોક્તિ કર્યા વગર કહી શકુ છુ કે મને ભાગ્યેજ કોઇ કેસમા નિષ્ફળતા મળી હશે ”

“ ત્યારે તો આ કેસમા પણ તમે સફળતા મેળવી શકશો ? ”

“ એ ચોક્કસ તો અગાઉથી શી રીતે કહી શકુ ? પરતુ હુ પ્રયત્ન અવશ્ય કરીશ હુ આવતી કાલે સહવારે બાલાઘાટ અને ત્યા રહીને એક અઠવાડિયામા મારાથી બનતી તપાસ કરીશ ”

“ હુ પણ જે કાઇ મારા જાણવામા આવશે તે તમને જણાવતો રહીશ કદાચ મને મળવાની તમને જરૂર જણાય તો તમે

કોર્ટમા અથવા મારા મકાન ઉપર ગમે તે સમયે ખુશીથી આવશો. હુ મારા પટાવાળાને કહી રાખીશ, એટલે તમારૂ નામ સાભળતા તે વિના વિલબે તમને મારી પાસે લાવશે "

" આપની મોટી મહેરબાની "

" એન્જીને સીટી કરી ચદ્રનગરનુ સ્ટેશન આવ્યુ બન્ને જણા નીચે ઉતર્યા ન્યાયાધીશે કહ્યુ " ચાલો મારી સાથે આપણે ગાડીમા બેસીને જઇશુ "

" નાજી આપની સાથે મને બેઠેલો મારા પરિચિત માણસો જૂએ તો મારે માટે અનેક કલ્પનાઓ લાવે મારૂ પોલિસ ખાતામા અબિકાપ્રસાદ નામ છે પણ મારૂ ખરૂ નામ અબાલાલ છે અને મારા મિત્રો હુ ડિટેક્ટિવનુ કામ કરૂ છુ એમ જાણતા નથી હું તેમને જણાવવા પણ ઇચ્છતો નથી એટલે આપની સાથે ગાડીમા બેસવાના આપે કરેલા આમત્રણ માટે આપનો આભાર માનુ છુ. પરતુ તે આમત્રણ હુ સ્વીકારી શકતો નથી સાહેબજી, રજા લઇશ "

બન્ને જણા છૂટા પડયા ન્યાયાધીશ ગાડીમા બેસીને તથા અબિકાપ્રસાદ ચાલતો પોતાના મકાન તરફ જવાને માટે નિકળ્યા.

## પ્રકરણ ૩ જું.

### અંબિકાપ્રસાદનો વિશેષ પરિચય

અંબિકાપ્રસાદનુ મકાન રેલ્વે સ્ટેશનથી ચાલતા પાચ મિનિટમા પહોચી જવાય તેટલુ દૂર હતુ આ મકાન મોટા માળા જેવું હતુ. એ તેને તેના કાકા તરફથી વારસામા મળેલુ હતુ તેના એક ભાગમા તે રહેતો અને બીજા ભાગમા ભાડુઆતને રાખતો હતો ભાડુ સારૂ ઉપજતું હતું તેની સ્ત્રી ઘણા સમય થયા મરણ પામી હતી, એટલે તેણે એક બ્રાહ્મણને રસોયા તરીકે રાખ્યો હતો તે રસોઇ ઉપરાત બીજુ પરચુરણ કામ પણ કરતો બાકી વાસણ માજવા, વાશીદુ વાળવું

અને એવુ બીજુ કામ એક વિધવા ડોશી આવીને કરી જતી હતી.

તેના મકાનમા બીજા માળ ઉપર જમનાબાઈ નામની એક વિધવા સ્ત્રી પોતાના દીકરા નવનિતરાય સાથે રહેતી હતી આ કુટુબ સાથે અબિકાપ્રસાદને નિકટનો સબધ હતો તેનો એકલશૂરો સ્વભાવ હોવા છતા પણ તે અવારનવાર આ લોકોને ત્યા જતો અને તેમની સાથે આનદવાર્તામા પુષ્કળ સમય ગાળતો

નવનિતરાય આશરે ત્રીશ વર્ષનો હશે તેણે બી એ, એલએલ બી ની પરીક્ષા પસાર કરી હતી તે વકિલાત કરતો હતો અને ફોજદારી વકિલ તરીકે તેણે સારી નામના મેળવી હતી તે ઉદ્યોગી અને ચચળ સ્વભાવનો હતો

અબિકાપ્રસાદનો આ નવનિતરાય ઉપર પોતાના પુત્ર કરતા પણ અધિક ચાહ હતો તેણે એક વસિયતનામુ કરી રાખ્યુ હતુ તેમા પોતાના મૃત્યુ બાદ પોતાના વારસ તરીકે નવનિતરાયને નિમ્યો હતો. માત્ર એક એવી શરત કરી હતી કે રૂ ૫૦૦૦ ૭ ટકાના વ્યાજે બેકમા રાખીને તેનુ વાર્ષિક રૂ ૩૦૦ વ્યાજ આવે તે વર્ષ દરમિયાન જે કોઈ પોલિસ ડિટેકિટવે અઘરા અને ગુચવણ ભર્યા કેસમા સફળતા મેળવી હોય તેને બક્ષિસ આપવુ

અમે જણાવી ગયા છીએ કે અબિકાપ્રસાદનુ મકાન સ્ટેશનથી બહુ દૂર ન હતુ, છતા પણ તેને મકાનપર પહોચતા પદર મિનિટ લાગી કેમકે માર્ગમા તે વિચારગ્રસ્ત સ્થિતિમા ચાલતો, રસ્તામા ઊભો રહેતો, કોઇની સાથે અથડાઇ પડતો તો તેની માફી માગતો એક વખત તો મોટરની હડફેટમા આવતો મ્હેજમા બચી ગયો હતો

તે મનોગત બોલ્યો "વિધવા લક્ષ્મીબાઈ કહેતી કે 'મારે જે જોઇએ તે મને મળી શકે તેમ છે' એ શબ્દોમા જ બધો મુદ્દો સમાયો છે કોઇ પણ શ્રીમત મનુષ્યના ગુપ્ત રહસ્યનુ તેને જ્ઞાન હોવું જોઇએ એ જ્ઞાનથી તે એ શ્રીમત મનુષ્યને પોતાની મરજી પ્રમાણે નચાવતી હોવી જોઇએ તેણે એ લોકોને ધમકી આપી હશે કિંવા

કટાળો આપ્યો હશે, અને એથી તેમણે તેને સદાને માટે મૌન બનાવી દીધી હશે પરતુ એ ગુપ્ત રહસ્ય શુ હશે અને તેનુ જ્ઞાન લક્ષ્મી-બાઇને કેવી રીતે પ્રાપ્ત થયુ હશે ? તે તેની યુવાનીમા કોઈ મોટા માણસને ત્યા નોકરી કરતી હશે ત્યા એ ગુપ્ત રહસ્ય તેના જાણવામા આવ્યુ હશે પણ શુ ? તેમા કોઈ સ્ત્રીનો ભેદ હોવો જોઇએ તે પોતાની શેઠાણીને તેના ગુપ્ત કારસ્થાનમા મદદ કરતી હોવી જોઇએ, એ વિશેષ સભવિત છે જો એમ હોય તો આ કેસ વધારે ગુચ-વણ વાળો બને છે, કારણ કે તો પછી તે સ્ત્રીની સાથે તેના આશ-કનો પણ પત્તો મેળવવો જોઇએ કેમકે આ ખૂનના કાર્યમા એ સ્ત્રીનો નહિ પણ તેના આશકનો હસ્ત છે જો હુ ભૂલતો ન હોઉં તો એ આશક કોઈ ઉચ્ચ કુળનો હોવો જોઇએ જો કોઈ સામાન્ય મનુષ્ય હોત તો તે બીજાને પૈસા આપીને તેની પાસે ખૂન કરાવત, જ્યારે આ માણસે જાતે આ કાર્ય કર્યું છે, કારણ કે બીજાની પાસે આવુ કાર્ય કરાવવાથી બકરૂ કાઢતા ઉંટ પેસવાનો તેને ડર લાગ્યો હશે એ માણસ હિમ્મતવાન અને ઠડા સ્વભાવનો હોવો જોઇએ, કારણ કે આ ખૂન તેણે બિલકુલ ગભરાય કે ડર્યા સિવાય કરેલુ છે

"તેણે પોતે પકડાઈ જાય કિંવા પોતાને માટે શકા આવે એવુ એક પણ ચિહ્ન રહેવા દીધુ નથી જો હુ ન હોત તો પેસ્તનજી તો કોઈ ચોર કે લૂટારાએ પૈસાને ખાતર ખૂન કરેલુ છે એમ જ માનત "

આ પ્રમાણે વિચાર કરતો કરતો તે પોતાના મકાનપર આવી પહોચ્યો તે પગથીયાપર ઊભો રહ્યો અને બોલ્યો "પરતુ હજી એક પણ ચોક્કસ પૂરાવો હુ મેળવી શકયો નથી જો કે તે મેળવવાની મને પૂરતી ખાત્રી છે "

તે પોતાના મકાનમા દાખલ થયો રસોયો આગળ આવ્યો અને બોલ્યો "સાહેબ ! તમે આવ્યા ! હુ તો ધારતો હતો કે સ્હાડાઆઠ થઈ ગયા છે, એટલે રાત્રે કા તો તમે નહિ જ આવો "

"શા માટે ન આવુ ? જમવાનુ કાઢો "

તે પોતાના ખડમા ગયો, કપડા ઉતારીને રસોડામા આવ્યો જમવા તરફ તેનુ લક્ષ ન હતુ તેનુ લક્ષ તો આ ખૂનના કેસમા જ લાગી રહ્યુ હતુ ભાવ્યુ તેટલુ જમી લઇને તે તુરત પોતાના દિવાન-ખાનામા ગયો રસોયો પાનની રકાબી લઇને ત્યા આવ્યો

"અહો ! અહો ! હવે ખરો ખ્યાલ આવ્યો !" અ બિકા-પ્રસાદ બોલ્યો

બોલતા બોલતા તે ઊભો થઇ ગયો તેના વિચિત્ર વર્ત્તનથી રસોયો ચમક્યો

"ખરેખર એમા બાળકનો પ્રસ ગ હોવો જોઇએ "

"કોનુ બાળક ?" રસોયાએ પૂછ્યુ

"તુ અહીં શુ કરે છે ? શા માટે આવ્યો છે ? ચાલ્યો જા અહીંથી મે તને હજાર વાર કહ્યુ હશે કે તારે આ ખડમા મારી રજા સિવાય કદી પણ આવવુ નહિ "

રસોયાએ ધાર્યું કે સાહેબનુ મગજ આજ ઠેકાણે નથી તે ચાલ્યો ગયો અ બિકાપ્રસાદે પાન ખાધુ અને સીગાર સળગાવતો તે બોલ્યો "પણ અત્યારસુધી એ મને કેમ ન સૂજ્યુ ? ખરેખર વૃદ્ધાવસ્થાને લીધે મારૂ મગજ બુઠ્ઠુ બની ગયુ લાગે છે પર તુ તે સ યોગોનો વિચાર કરતા એમ જ હોવુ જોઈએ એમ મને લાગે છે વિધવા લક્ષ્મીબાઈ યુવાન હશે ત્યારે કોઈ ઉચ્ચ કુળની શ્રીમ ત સ્ત્રી પાસે નોકરી કરતી હશે તેનો ધણી ખલાસીની નોકરી કરતો હશે અને તેથી મોટે ભાગે પરદેશમા જ રહેતો હશે પેલી શ્રીમ ત સ્ત્રીને કોઇની સાથે સ બ ધ હશે એ સ બ ધથી તે ગર્ભવતી બની હશે તેણે લક્ષ્મીબાઈને વિશ્વાસમા લીધી હશે લક્ષ્મીબાઈની મદદથી તે સ્ત્રીએ ગુપ્ત રીતે બાળકને જન્મ આપ્યો હશે

"પણ એ બાળકનુ શુ થયુ હશે ? તેનો નાશ કરવામા આવ્યો હશે ? નહિ, જો નાશ કરવો હોય તો જન્મ શા માટે આપે ? અ-ગાઉથી જ ઉપાય ન કરે ? માટે એ અનુમાન બ ધ બેસતું નથી.

એ બાળક આ લક્ષ્મીબાઈને સોપ્યુ હશે લક્ષ્મીબાઈએ તેને ઉછેર્યું હશે પેલા લોકો એ બાળકને લક્ષ્મીબાઇના કબજામાથી કદાચ લઇ ગયા હશે, પણ તેના જન્મના અને બીજા પૂરાવા લક્ષ્મીબાઈ પાસે હશે અહીંથી આ નાટયનો પ્રારભ થાય છે લક્ષ્મીબાઇને ત્યા ભપકાદાર ગાડીમા જે પુરુષ આવતો તે એ બાળકનો પિતા હોવો જોઇએ અને ખુબસુરત યુવાન સાથે આવતી સ્ત્રી એ તેની માતા હોવી જોઇએ અર્થાત્ એ લોકો આ વિધવાને મૌન રાખવાને માટે તેને જે કાઇ જોઇએ તે આપતા હશે એથી લક્ષ્મીબાઇ વધારે ને વધારે ખર્ચાળ બનતી ગઇ અને પૈસા માટેનું તેનુ દબાણ વધવા લાગ્યુ જ્યારે તેને પૈસા મળના બધ થયા એટલે તેણે ગુપ્ત વાર્તા પ્રકટ કરવાની ધમકી આપી એથી પેલા લોકો ડરી ગયા તેમણે આ વિધવાનો અંત લાવવાનો વિચાર કર્યો પણ બીડું ઝડપનાર કોણ? પિતા તો નહિ એ બાળકનો પિતા વૃદ્ધ હોવો જોઇએ નક્કી તે બાળક એટલે અત્યારે ભરયુવાનીમા આવેલો પુત્ર પોતાની માતાની પ્રતિષ્ઠાના રક્ષણને ખાતર તેણે આ કૃત્ય કરેલુ હોવુ જોઇએ ' "

સીગાર પૂરી થઈ રહી હતી છતા તેનુ લક્ષ તેના તરફ ગયુ ન હતુ છેડાના સળગતા ભાગનો આગળીને સ્પર્શ થતા તે ચમકયો અને સીગારને ફેંકી દેવાને તે બારી પાસે ગયો ત્યા બહાર ખૂલ્લા આકાશ તરફ જોતો તે બોલ્યો " હુ ન્યાયાધીશ પાસે જાઉ ' નહિ પ્રથમ તમામ પૂરાવા એકઠા કરૂ, મારા વિચારોને અનુક્રમમા ગોઠવુ અને પછી તેને મળુ અહો ' હુ જમનાબ્હેન પાસે તો ગયો જ નથી તે હમણા થોડા દિવસથી માદા રહે છે ત્યા જવાથી અને નવનિત સાથે વાતો કરવાથી મારૂ ઉશ્કેરાઇ ગયેલુ મન પણ સ્હેજ શાત થશે "

તે ઉઠીને બહાર નિકળ્યો, અને દાદર પર ચઢીને જમનાબાઇ જે સ્થળે રહેતા હતા ત્યા ગયો

જમનાબાઇના મકાનના આગલા ખડની ચાલીમા એક યુવતી ઊભી હતી અબિકાપ્રસાદે તેને પૂછ્યુ " જમનાબ્હેન જાગે છે?"

એમ કહીને તેના જવાબની દરકાર કર્યા સિવાય જ તે અ દર દાખલ થયો હમેશા જમનાબાઈ એ ખ ડમા બારી પાસે આરામખુરસી પર બેસતા હતી પાસે ટેબલ ઉપર વર્ત્તમાનપત્રો કે ચોપડીઓ પડયા રહેતા તેને વાચવાનો અત્ય ત શોખ હતો અત્યારે પણ ખુરસી અને વર્ત્તમાનપત્રો રોજના સ્થાને પડયા હતા જમનાબાઈ ત્યા ન હતા

" કેમ, જમનાબ્હેનને આજે ઠીક નથી ? " અ બિકાપ્રસાદે પેલી યુવતીને પ્રશ્ન કર્યો

" અરે સાહેબ ! આજે તો તબિયત અચાનક વિશેષ નરમ થઇ ગઇ છે વાળુ કરીને જમનાબા અહીં આવીને બેઠા અને વર્ત્તમાન પત્ર વાચવા લાગ્યા પ્રાર ભ કરતાની સાથે જ તેમના મુખમાથી ચિત્કાર સરી પડયો કેટલો ભય કર ચિત્કાર ! અમે બધા અહીં દોડી આવ્યા જમનાબા નીચે જમીન પર બેશુદ્ધ અવસ્થામા પડયા હતા નવનિતભાઈ તેમને ઉપાડીને અ દર લઈ ગયા મે ડોકટરને બોલાવવાનુ કહ્યુ, પર તુ નવનિતભાઇએ ના કહી જમનાબાની આ સ્થિતિ થવાનુ કારણ તે સમજતા હોય એમ લાગે છે "

" અત્યારે તેમને કેમ છે ? "

" નવનિતભાઇએ મને બાના ખ ડમા આવવાની ના કહી છે એટલે ત્યારપછી હુ ત્યા ગઇ નથી, પણ હુ ધારૂ છુ કે તે શુદ્ધિમા આવ્યા છે કારણ કે તે નવનિતભાઇ સાથે મોટેથી વાતો કરે છે, અને સાહેબ ! કેટલુ ચમત્કારિક ? "

" શુ ચમત્કારિક ? "

" જમનાબા નવનિતભાઇને જે કહેતા હતા તે "

" એટલે ! તને પણ છૂપાઇને કોઈની વાત સાભળવાની ટેવ લાગે છે ? "

" ના, સાહેબ ! હુ સોગન ખાઉ છુ કે મે છૂપાઇને વાત સાભળી નથી. પર તુ જમનાબા ખુબ મોટેથી બોલતા હતા "

" ગમે તેમ હોય, પણ એ વાત્ત સાભળવાની મારી ઇચ્છા

નથી તું તારા કામે જા નવનિતરાયને મારા આવ્યાની હકીકત જ જણાવવાની જરૂર નથી તે આવશે ત્યાસુધી હું અહીં રોકાઇશ."

એ પ્રમાણે કહી તે સ્હાજનુ વર્ત્તમાનપત્ર લઇને એક ખુરસી પર બેઠો એક મિનિટ નહિ થઈ હોય ત્યા તે પણ ચમકયો અને ખુરસી પરથી ઊભો થઇ ગયો તેના અ ગમા ભીતિનો સ ચાર થઈ રહ્યો

નીચેની હકીકત તેના વાચવામા આવી હતી—

" જલગ્રામમા એક ભય કર અને ત્રાસજનક બનાવ બન્યો છે લક્ષ્મીબાઇ નામની એક વિધવા સ્ત્રીનુ તેના મકાનમા જ કરપીણ રીતે ખૂન કરવામા આવ્યુ છે આ સ્ત્રી ગામમા તમામ માણસોની સાથે હળીમળીને રહેતી તથા માયાળુ સ્વભાવની હતી પોલિસે પોતાની તપાસ શરૂ કરી દીધી છે અને જે સમાચાર એકઠા કરવાને અમે શક્તિમાન્ થયા છીએ તે ઉપરથી અમને લાગે છે કે આ ખૂનનુ નીચ કૃત્ય કરનાર નરાધમ કિંવા નરાધમો પકડાઇ જવાની પૂરી સ ભાવના છે"

" શુ ' " અ બિકાપ્રસાદના મુખમાથી ઉદ્ગાર સરી પડયો, " એ બનવા જોગ છે કે જમનાબ્હેન—"

આ કલ્પના જેટલી ત્વરાથી અ બિકાપ્રસાદના મનમા સ્ફુરી તેટલી જ ત્વરાથી અદૃશ્ય બની ગઇ તે પુન ખુરસી પર બેઠો

" જલગ્રામનો બનાવ મને દિવાનો બનાવશે કે શુ ? મને જ્યારે ને ત્યારે વિધવા લક્ષ્મીબાઇના ખૂનના જ વિચારો આવે છે. દરેક બાબતને તે કેસ સાથે સ બ ધ હોય એમ લાગે છે ' "

તે આખુ વર્ત્તમાનપત્ર વાચી ગયો તે પત્રમા ઉપરની હકીકત સિવાય બીજી એક પણ હકીકત કોઇ પણ મનુષ્યના મન ઉપર અચાનક આઘાત કરે કે તેને ઉશ્કેરી મેલે એવી ન હતી

વર્ત્તમાનપત્રની સ્થિતિ તરફ તેનુ લક્ષ ખેચાયું. તે નીચેથી સ્હેજ ફાટેલુ હતુ અને કોઇએ ધ્રૂજતા હાથે જોરથી પકડવા જતા ચોળી નાખ્યુ હોય એમ જણાતુ હતુ "આ પણ ચમત્કારિક !" તે બોલ્યો.

તેજ પળે નવનિતરાય બહાર આવ્યો તેની માતાને થયેલા અ-કસ્માતની તેના વદન ઉપર પણ અસર થયેલી જણાતી હતી તેનો ચ્હેરો ગમગીન દેખાતો હતો અબિકાપ્રસાદને અત્ર જોઇને તેને આશ્ચર્ય થયેલુ લાગ્યુ

"નવનિત ! જમનાબ્હેનને કેમ છે ?" અબિકાપ્રસાદે પ્રશ્ન કર્યો

"પ્રથમ કરતા ઠીક છે"

"પણ આ શા કારણથી બન્યુ ?"

નવનીન થોડી પળ તો વિચારમા પડી ગયો જાણે તે પોતાના અતરની સલાહ લેતો હોય એમ જણાયુ આવો પ્રશ્ન પોતાને થશે એવી તેને કલ્પના ન હતી અને તેનો શો જવાબ આપવો એ પણ તે જાણતો ન હતો છેવટે તેણે જવાબ આપ્યો "જમનાબાએ આજ સાજના છાપામા એક સ્ત્રીના ખૂનની હકીકત વાચી હતી આ સ્ત્રી ઉપર તેમનો સારો ભાવ હતો એ કારણથી તેમના હૃદય ઉપર મોટો આઘાત થયો હતો"

"એમ !" અબિકાપ્રસાદે ઉદ્‌ગાર કાઢ્યો "તારી માતા વિધવા લક્ષ્મીબાઇને ઓળખે છે ?"

"હાજી, તેનો જમનાબા ઉપર અત્યત ભાવ હતો જમનાબાને ખાતર તે અગ્નિમા કૂદી પડવામા પણ પાછી પાની કરે તેમ ન હતી"

"ત્યારે તો તુ પણ આ લક્ષ્મીબાઇને ઓળખતો હોવો જોઇએ ?"

"મે તેને ઘણા લાબા સમયથી જોઈ નથી" નવનિતે કહ્યુ. "જો કે હુ તેને સારી રીતે પિછાનુ છુ હુ ન્હાનો હતો ત્યારે તે મારી આયા હતી"

"તે ? આ સ્ત્રી ? તારી આયા !" આ સમયે તો અંબિકા-પ્રસાદ અત્યત આશ્ચર્યચાકત બની ગયો હતો જે ગુપ્ત રહસ્યનો ઉકેલ કરવાની આશાનો તેણે લગભગ પરિત્યાગ કર્યો હતો તે રહસ્ય

સ્વત જ ચાલી ચલાવીને પોતાની સામે આવેલુ તેને લાગ્યુ તે પુન. બોલ્યો "ખરેખર, આ મોટુ દુર્દૈવ!"

"કોનુ દુર્દૈવ! જો તમે જમનાબાના દુર્દૈવની વાત પૂછતા હો તો એ વિષયમા કશુ પણ હુ જાણુતો નથી પરતુ મારૂ તો મોટુ દુર્દૈવ સમજુ છુ આ સ્ત્રીનુ ખૂન થવાથી મારા અતરમા કારી જખમ થયો છે તેના મૃત્યુથી મારા ભવિષ્યના સુખપ્રદ સ્વપ્નનો સદાને માટે સહાર થઇ ગયો છે મારી પવિત્ર ફરજ છે કે તેના ખૂનનો બદલો મારે અવશ્ય લેવો જોઇએ હાય! હુ ખરેખર એક દુર્દૈવી પ્રાણી છુ!"

"તુ દુર્દૈવી! પણ મને કહે તો ખરો કે આ બધો ભેદ શો છે?"

"નહિ, આ સ્થળે નહિ ચાલો, આપણે મારી ઓફીસમા જઇએ ત્યા હુ તમને સર્વ હકીકત જણાવીશ"

## પ્રકરણ ૪ થું.

### મારા પિતાના પત્રો.

નવનિત તથા અબિકાપ્રસાદ તેની ઓફિસમા ગયા નવનિતે ઓફિસનુ દ્વાર અદરથી બધ કરી દીધુ અબિકાપ્રસાદ ખુરસીપર બેઠો હતો નવનિત તેની સામે આવીને બેઠો એટલે અબિકાપ્રસાદ બોલ્યો "તારી માતાને કાઇ જોઇતુ હશે અથવા તે બૂમ પાડશે તો?"

"જો જમનાબા બૂમ પાડશે તો છોકરી તેમની પાસે જશે"

"જમનાબા!" અબિકાપ્રસાદ આશ્ચર્યપૂર્વક બોલ્યો: "એટલે! આજે માજીને બદલે જમનાબા કેમ? તેમના ઉપર ગુસ્સે થયો છે?"

"ના, ગુસ્સે થયો નથી પરંતુ જમનાબા મારી માતા નથી."

જાણે વિજળી પડી હોય તેટલો આઘાત નવનિતના પ્રસ્તુત

શબ્દોથી અંબિકાપ્રસાદના મન ઉપર થયો તે બોલ્યો "તુ આ બોલે છે શુ ? તુ કહે છે તે સભવિત છે ખરૂ ?"

"તમે ભલે તેને અસભવિત કહો અથવા ગમે તેમ કહો, પરતુ હુ સાચુ જ કહું છુ મારો જન્મ થયો ત્યારથી અત્યારસુધીમા આ સ્ત્રીએ પોતાના દીકરાને શ્રીમત બનાવવાને માટે એક અપૂર્વ ફારસ ભજવ્યુ છે તેણે મારો સર્વનાશ કર્યો છે"

અત્યારે અંબિકાપ્રસાદની દૃષ્ટિ સામે વિધવા લક્ષ્મીબાઇનો પ્રેત–દેહ ઉપસ્થિત થયો તે બોલ્યો "નવનિત! નવનિત!"

નવનિત અંબિકાપ્રસાદ તરફ લક્ષ આપ્યા સિવાય આગળ કહેવા લાગ્યો "મારા જેવી ઠગબાજી કોઇ પણ મનુષ્યની સાથે ચલાવવામા આવી નહિ હોય મને દુ ખ એટલા માટે થાય છે કે આ વૃદ્ધા ઉપર મારો અત્યત પ્રેમ હતો, છતા પણ તે પોતાના છોકરાના સ્વાર્થને ખાતર મારો ભોગ આપી રહી હતી મારા ઉપર તે જે પ્રેમ દર્શાવતી હતી તે ખાલી દભ હતો પોતાના છોકરાને સરદારપુત્ર બનાવવાને માટે જ તે મારા ઉપર ચાહના દર્શાવતી હતી, મને પોતાના પુત્ર તરીકે ઉછેરતી હતી"

"નવનિત! તારા શબ્દો સાભળીને મને અત્યત આશ્ચર્ય થાય છે જમનાબ્હેનના સ્વભાવનો મને પરિચય છે, તે ઉપરથી હુ કહી શકુ છુ કે જો તારૂ કથન સત્ય હોય તો એ પ્રમાણે કરવાને માટે તેને કોઈએ સલાહ આપી હશે, કોઇએ મદદ કરી હશે, કોઇએ તેને ફરજ પાડી હશે તેનો મદદગાર કોણ હશે ? આ કાર્ય તેણે પોતાની મેળે તો કર્યું નહિ જ હોય કદાચ તેના પતિએ તે કાર્યમા અગ્રગણ્ય ભાગ લીધો હશે"

"તેનો પતિ!" ભીષણ હાસ્ય કરતો નવનિત બોલ્યો "તમે તેને વિધવા માનો છો, પરતુ તેને પતિ હતો જ નહિ હું મારા પિતાનુ નામ સપતરાય લખાવુ છુ પરતુ વસ્તુત હું અનૌરસ પુત્ર છુ મારે પિતા જ નથી"

"અહો !" અંબિકાપ્રસાદ બોલ્યો "તારા લગ્નમા આવેલા વિઘ્નનુ કારણ હવે સમજાય છે"

"હા, તેજ કારણ જ્યારે એ તરૂણીને મારા પ્રેમનો સ્વીકાર કરવાની મે પ્રાર્થના કરી, તેણે મારા પ્રેમનો સ્વીકાર કર્યો તે સમયે આ વાર્તાથી હુ અજ્ઞાત હતો હાય ! હું તદ્દન મૂર્ખ છુ ! જમનાબાઇએ સત્ય હકીકત જણાવતા એવો દેખાવ કર્યો હતો કે જાણે હમણા જ તે પોતાનો પ્રાણ તજી દેશે મે તેને શાત પાડી આશ્વાસન આપ્યુ પાછળથી મને લાગ્યુ કે આવી કુલટા સ્ત્રી પ્રત્યે દિલસોજી દર્શાવવામા મે ભૂલ કરી હતી, અસ્તુ જમનાબાઈનો સરદાર કમળાપ્રસાદ સાથે આડો વ્યવહાર હતો તે બદલ જમનાબાઇને એક લાખ રૂપીઆ પ્રાપ્ત થયા છે"

અંબિકાપ્રસાદના આનદનો પાર ન હતો વિધવા લક્ષ્મીબાઈના ખૂનનો ભેદ શોધી કાઢવામા આ હકીકતને તે અત્યત ઉપયોગી સમજતો હતો તેણે કહ્યુ "નવનિત ! હું તને પુત્રવત્ માનુ છુ તુ મારી સલાહ માગે છે પરતુ પ્રથમ મારો પ્રશ્ન એ છે કે આ હકીકતનુ જ્ઞાન તે કેવી રીતે પ્રાપ્ત કર્યું ? એ માટે તારી પાસે શો પૂરાવો છે અને તે ક્યા છે ?"

"નવનિતે જવાબ આપ્યો "આ હકીકતનુ જ્ઞાન લગભગ બાવીશ-ત્રેવીશ દિવસ પહેલા મે મેળવ્યુ છે તેના કેટલાક પૂરાવા પણ છે પરતુ એ પુરાવાનો આધાર અનુમાન ઉપર છે વિધવા લક્ષ્મીબાઈએ મને આ વાત કરી હતી તે જીવન્ત હોત તો તેના એક શબ્દ માત્રથી સર્વ હકીકત સ્પષ્ટ થઇ જાત પરતુ રાડયા પછીનુ ડહાપણ શા કામનુ ? લક્ષ્મીબાઇનુ ખૂન થયુ છે જમનાબાઈ કદી પણ સત્ય હકીકત જાહેર કરવાની નથી લક્ષ્મીબાઇના ખૂનથી મારો સર્વનાશ થયો છે"

"એમ નહિ મને વિગતવાર જણાવ મારા અનુભવ ઉપર તને વિશ્વાસ હોય તો તું જે જાણતો હોય તે કહે હું તને યોગ્ય સલાહ આપીશ"

"એ વિષયમા તો મારી ખાત્રી જ છે" નવનિતે પ્રારભ કર્યો "સાભળો આજથી બાવીશ–ત્રેવિસ દિવશ પહેલા કેટલાક કાગળોની શોધ કરવાને માટે મે મારી માતાનુ કબાટ ખોલ્યુ હતુ તેમા એક ચાપ ઉપર મારી આગળી દબાતા અચાનક એક ગુપ્ત ખાનુ ખુલી ગયુ તેમા કાગળો હતા કેટલાક કાગળો એક સુદર રેશમી દોરીથી બાધેલા હતા એથી તે કાગળો શાના હશે એ જાણવાને માટે મારી જીજ્ઞાસા તીવ્ર બની દોરી છોડી, એક પત્ર કાઢીને મે વાચવા માડયો"

"ઘણુ જ ખરાબ" અબિકાપ્રસાદે ઉદ્ગાર કાઢયો

"ગમે તેમ કહો, પણ હુ તમારી પાસે સત્યજ કહીશ અમુક લીટીઓ વાચવાથી મારી ખાત્રી થઇ કે હુ જેનો પુત્ર છુ તેણે આ પત્રો લખેલા છે એ વખતે મારા મનની સ્થિતિ કેવી થઇ હશે તેનો વિચાર તમેજ કરી લ્યો મે બારણા વાસી, અદરથી સાકળ બધ કરી અને પછી તમામ પત્રો એક પછી એક વાચી જોયા"

"અન્યના ગુપ્ત પત્રો વાચવાનો તને કેટલો ક્રૂર બદલો મળ્યો?"

"હા હુ કબૂલ કરૂ છુ પરતુ મારી જગ્યાએ બીજો કોઈ હોય તો તે પણ વાચ્યા વગર નજ રહે એ કાગળોએ મારા હૃદયને વિદીર્ણ બનાવ્યુ છે, તથાપિ તે કાગળો મારા કથનને અનુમોદન આપનારા છે"

"એ પત્રો તે સાચવી રાખ્યા છે?" અબિકાપ્રસાદે પૂછ્યુ

"હાજી જે બાબતમા હુ તમારી સલાહનો મતલબગાર છુ, તે તમે બરોબર સમજી શકો, તે માટે એ પત્રો હુ તમને પણ વાચી સભળાવીશ"

એમ કહીને નવનિતે પોતાની ન્હાની તિજોરી ખોલી તેમા એક ગુપ્ત ખાનુ હતુ તેમાથી રેશમી દોરી વડે બાધેલા કેટલાક પત્રોનુ બડલ તેણે બહાર કાઢ્યુ પછી તે બોલ્યો "આની અદર બીનજરૂરી હકીકત હશે તે હુ નહિ વાચુ માત્ર અગત્યની બાબતજ તમને જણાવીશ"

અંબિકાપ્રસાદ આ ગુપ્ત રહસ્ય જાણવાની આતુરતાને છૂપાવવાનો અતોનાત પ્રયત્ન કરી રહ્યો હતો

નવનિતે એક પત્ર ખોલીને વાચવા લાગ્યો "'પ્રિયતમે'—' આ 'પ્રિયતમે' કોણ? જે મારી માતા તરીકે ઓળખાય છે તે "

"વારૂ–વારૂ, તુ પત્ર વાચ ખુલાસાની જરૂર નથી "

નવિનતે આગળ ચલાવ્યુ "પ્રિયતમે' તારો પ્રેમપૂર્ણ પત્ર પ્રાપ્ત થયો ઋતુરાજ વસતના મનોરમ્ય વિલાસથી પ્રફુલ્લ બનેલા મારા અ ત કરણને તારા મૃદુ કરથી લખાયેલા પત્રે વિશેષ પલ્લવિત કર્યું સર્વ હકીકત મારા હૃદયમા અ કિત થઇ ગઇ છે આપણા પ્રેમનુ ફળ પ્રાપ્ત થયુ છે મને ખાત્રી છે કે તુ 'અવશ્ય પુત્રની માતા થશે

"મારો બાળક મારી પ્રિયતમાની પ્રતિમૂર્તિજ બનશે પ્રિયે ' આ પ્રસગે આપણો વિયોગ અસહ્ય લાગે છે પરમાત્માએ મને પાખો આપી હોત તો ઉડીને પણ હુ તારી પાસે આવત, તારા અધરામૃતનુ પાન કરી અમરતાને પ્રાપ્ત કરત જે સ્ત્રીની સાથે મારૂ દેહલગ્ન થયેલુ છે તેના તરફ મને દયા વછૂટે છે મારા ગમાર માતાપિતાના મિથ્યા કુળાભિમાનની તે ભોગ થયેલી છે તથાપિ કોઇ કોઇ વાર તેના તરફ મારા અ તરમા તિરસ્કાર સ્ફુરે છે તને જાણીને આશ્ચર્ય થશે કે તેને પણ ગર્ભ રહ્યો છે તે પણ છોકરાને જન્મ આપે તો? આ બે બાળકોના પ્રારબ્ધની સરખામણી કરતા મારૂ મન શોકપૂર્ણ વિચારથી ગ્રસ્ત બની જાય છે

"'ઓ કાયદા ઘડનારાઓ' તમારા ઉપર શાપનો વર્ષાદ હો. અર્થરહિત કાયદાને લીધે મારા હૃદયની દેવીના ઉદરથી જન્મ પામેલ બાળક અનૌરસ ગણાશે, જ્યારે જે સ્ત્રી ઉપર મારા પ્રેમનો એક અ શ પણ નથી તેણે જન્મ આપેલ બાળક સરદારપુત્ર થશે' જગતમા તેની પદવી ઉ ચી રહેશે' હાય' આ સ્થિતિ હુ સહન કરી શકતો નથી. કેટલો ભય કર અન્યાય' તેનો નિવેડો કોણ લાવે?

નહિ, ગમે તેમ કરીને પણ હુ રસ્તો કાઢીશ, આપણો જ બાળક મારો કાયદેસર વારસ બને તેવી વ્યવસ્થા કરીશ '

તારો કમળાપ્રસાદ."

" કમળાપ્રસાદે આ પત્ર ક્યાંથી લખ્યો છે ? "

" જૂઓ " નવનિતે પત્ર આપ્યો અબિકાપ્રસાદે દૃષ્ટિ કરી મથાળે " મદ્રાસ, તા ૧૨-૧૮—" એ પ્રમાણે લખ્યુ હતુ

"આ પત્ર ઉપરથી સત્ય હકીકતનો મુદ્દો સમજી શકાય છે મારા પિતાનો પરણેલી પત્ની તરફ તિરસ્કાર છે, જ્યારે પોતાની માશુકને તે અપાર પ્રેમથી ચાહે છે તેમના બાળકો તરફનો તેનો ભેદ-પૂર્ણ ભાવ પણ સમજી શકાય છે તે પોતે નૈતિક તથા રાજકીય કાયદાનુ ઉલ્લઘન કરવાની–પોતાની માશુકના પુત્રને વારસ બનાવ-વવાની આમા ખાત્રી આપે છે "

નવનિત વકીલ હતો જાણે તે માજીસ્ટ્રેટની સમક્ષ દલીલ કરતો હોય એવી રીતે આવેશપૂર્વક બોલતો હતો તે આગળ બોલવા જતો હતો, પરતુ તેને અટકાવીને અબિકાપ્રસાદે કહ્યુ " મને લાગે છે કે પૂરાવામા આ પત્ર પૂરતો છે "

નવનિતે કહ્યુ " હુ તમામ પત્રો તમારી પાસે વાચીશ નહિ પરતુ સને ૧૮—ના આગસ્ટ માસની ૨૩ મી તારીખે લખેલો પત્ર વાચુ છુ આપણને જેની સાથે સબધ નથી એવી પણ તેમા કેટ-લીક હકીકત છે, તથાપિ તેમાના બે પારિગ્રાફ ઉપયોગી છે જૂઓ –

" ' પ્રિય યમુના ' મારી અનિચ્છા છતા પણ અહીં રોકાયા સિવાય મને ચાલે તેમ નથી મારો દેહ અહીં છે પણ મારૂ હૃદય તો તારી પાસે જ છે ભવિષ્યમા આપણા માટે સુખનો જે ભડાર હુ જોઇ શકુ છુ, તેના જ વિચાર મને આવ્યા કરે છે "

" હુ પ્રેમના ટાહ્યલાનો ત્યાગ કરીને છેવટની લીટીઓ વાચીશ " વકીલ બોલ્યો અને પુન આગળ વાચવા લાગ્યો —

" ' મારી પત્નીના પદને ધારણ કરનારી દુર્ભાગિની દારા પ્ર-

ત્યેનો મારો તિરસ્કાર વધતો જાય છે, વળી દયા પણ આવે છે તે આપણા સુખની વચ્ચે આવી છે, પણ મને લાગે છે કે મારી સાથે તેનુ લગ્ન થયુ તેની પૂર્વે તેણે પોતાનો પ્રેમ બીજાને કદાચ આપ્યો હશે જો એવુ હોય તો તેની દયા ખાવી તેજ યોગ્ય છે તુ પણ તેને ક્ષમા કરજે '

"આ સ્ત્રી કોણ ? તે મારી મા ! નવનિત ધ્રૂજતા સ્વરે બોલ્યો "તે મારી માતા પ્રત્યે દયા દર્શાવે છે હાય ! મા ! મા ! તુ અત્યારે સ્વર્ગવાસીની બની ગઇ છે, નહિ તો તારા નિષ્ઠુર પતિનો આ પત્ર હુ જરૂર તને વચાવત"

જાણે તે પોતાના નેત્રોમા આવેલા અશ્રુબિન્દુ લૂછતો હોય તે પ્રમાણે તેણે બન્ને હાથ વડે નેત્રોને ઢાકી દીધા નવનિતની આવી સ્થિતિ જોઇને અબિકાપ્રસાદને પણ લાગી આવ્યુ પરતુ તે મૌન રહ્યો

નવનિત કહેવા લાગ્યો "ત્યારપછીના આ પત્રો ઉપરથી જોઇ શકાય છે કે જમનાબાઇએ જન્મ આપેલા બાળકનો જ મારા પિતાને સતત વિચાર થયા કરે છે તથાપિ એ તમામ પત્રો વાચવાની હુ જરૂર જોતો નથી મે માસની તા પમીના રોજ તેમણે એગલોરથી લખેલો પત્ર વાચુ છુ —

"'સદૈવ મારા મનમા માત્ર એક જ ચિતા રહ્યા કરે છે કે મારો—આપણો બાળક ભવિષ્યમા સુસ્થિતિને કેવી રીતે પ્રાપ્ત થશે મને તેનુ જ સ્વપ્નુ આવ્યા કરે છે જો આપણા મહુંમ રાજકર્તા જીવતા હોત તો હું ગમે તેમ કરીને તેની વ્યવસ્થા કરત; પરતુ અત્યારે બાળા રાજાના સમયમા અમારૂ સરદાર કુટુબના મનુષ્યોનું કશુ પણ ચલણ નથી' છેવટે નીચે તે લખે છે કે 'હુ આપણા બાળકની પ્રતિમા મારી દૃષ્ટિ સમક્ષ ખડી કરી શકુ છુ તે તારા જેવો સુદર છે, મારા જેવો બહાદૂર છે, તારા તથા મારા બન્નેના ગુણોનુ તેનામા એકિકરણ થયેલુ છે પરતુ પેલો બીજો બાળક

કેવો હશે? તેનો વિચાર આવતા હુ ધ્રૂજી ઉઠું છુ તે મને ભયકર રાક્ષસ જેવો લાગે છે' "

"ભયકર રાક્ષસ' તે હુ પોતે" નવનિત ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો "પણ નહિ ! હુ આ પત્રનો વિશેષ ભાગ નહિ વાચુ માત્ર મારા પિતાના મનની સ્થિતિ દર્શાવવાને માટે જ આટલુ મે તમને જણાવ્યુ"

## પ્રકરણ ૫ મું.

### મારા પિતાના પત્રો—(ચાલુ)

નવનિત પોતાના હૃદયમા પોતાના પિતા પ્રત્યે ઉપજેલા ગુસ્સાને શાત કરવાનો પ્રયત્ન કરતો હતો અબિકાપ્રસાદ નિર્ભાગી નવનિતના દુખપૂર્ણ હૃદયનો વિચાર કરી મનમા ને મનમા તેની દયા ખાતો હતો નવનિતે થોડી વારે એક પત્ર ઉપાડીને કહ્યુ "આ બીજાના જેવો લાબો પત્ર નથી તે ન્હાનો છે તે જુલાઈ માસના પ્રારભમા મદ્રાસથી લખેલો છે પત્ર ન્હાનો છતા શકાનુ છેદન કરનારો છે—

"'પ્રિય યમુના !

"'તારો આનદપ્રદ પ્રત્યુત્તર પ્રાપ્ત થયો જે યોજના મે વિચારી રાખી છે તેને અમલમા મેલવાનો સમય આવી ગયો છે તારો બાળક મારી જ પાસે, મારા ગૃહમા, મારી સભાળ નીચે રહી શકશે હુ રોજ તેને મારી દૃષ્ટિ સમિપ રાખી, તેને લાડ લડાવી શકીશ તેના મધુર કાલા શબ્દો મારા કર્ણમા ગુજી રહેશે

"'આવતી કાલે હુ બેગલોર જવાનો છુ ત્યાથી તને મારો વિગતવાર પત્ર મળશે હુ લાચાર છુ કે મારે બહાર ગામ ખાતે રહેવુ પડે છે પરતુ હવે હુ થોડા સમયમા જ વતનમા આવી પહોચીશ પછી મારે બહાર ગામ જવુ પડશે નહિ આપણે રોજ એક બીજાને મળી શકીશુ' "

એ પત્ર એક બાજુએ મૂકીને નવનિતે બીજો પત્ર ઉઘાડયો અને કહ્યુ "મારા પિતાએ જુલાઈ માસની ચૌદમી તારીખે બેંગલોરથી એક બીજો પત્ર લખ્યો છે આ પત્રમા તેણે પોતાની ગુપ્ત યોજના રજુ કરી છે —

"'પ્રિય યમુને !

"'તુ જાલમસિંગને પિછાને છે તેની વફાદારી ઉપર શકા લાવવાની જરૂર નથી તે આ પત્ર તારા કોમળ હસ્તમા આપશે તેને મે ખાસ અગત્યના કાર્યને માટે દેવબદર મોકલ્યો છે હુ ત્રણેક અઠવાડિયામા ચદ્રનગર આવી પહોચીશ તે પહેલા મે મારા બાળકો માટે જે યોજના વિચારી રાખી છે તે તને જણાવવા ઇચ્છુ છુ

"'દેવબદરથી જાલમસિંગ મારા બે બાળકોને ઉછેરવાને માટે બે આયાઓને તેડી લાવશે તેમાની એકને જાલમસિંગ પોતાના વિશ્વાસમા લેશે અને તે સ્ત્રીને આપણો બાળક સુપરત કરવામા આવશે આ બે સ્ત્રીઓ ચદ્રનગરથી એક જ દિવસે મારી જાગીરના ગામ પર જવાને માટે નિકળશે જે સ્ત્રીની સાથે મારી પત્નીનો બાળક હશે તે સ્ત્રીની સાથે જાલમસિંગ રહેશે

"'રસ્તામા એક રાત્રી થશે અને તે રાત્રી ધર્મશાળામા ગાળવાની જાલમસિંગ અગાઉથી જ ગોઠવણ કરી રાખશે. તે રાત્રે જાલમસિંગ તારા તથા મારી પત્નીના પુત્રની તેમના પારણા સહિત ફેરબદલી કરશે તારા પુત્ર માટે પણ મારી પત્નીના પુત્રના જેવુ જ પારણુ ખરીદવામા આવશે આ વાર્તા પ્રકટ ન થાય તે માટે મે તથા જાલમસિંગે આગળપાછળનો બધો વિચાર કર્યો છે તુ પણ તેને યોગ્ય સલાહ આપજે

"'પ્રિય યમુને' હું જાણુ છુ કે તારા પુત્રનો વિયોગ તને પસદ નહિ પડે પરતુ તેના ભાવિ સુખને માટે આટલો ભોગ તારે આપવો જ જોઇએ કારણ કે તે સિવાય બીજો એક પણ માર્ગ નથી બીજા બાળકને માટે તને વિશેષ લખવાની જરૂર નથી ગમે

તેમ તોયે તે મારો બાળક છે એટલા ખાતર પણ તુ તેના ઉપર પ્રેમ કરીશ એવી મારી ખાત્રી છે તે કશુ જાણતો નહિ હોવાથી તેને કશુ દુ ખ થવાનુ કારણ નથી વળી તેને સુખી કરવાને માટે હુ મારાથી બનતુ કર્યા સિવાય રહીશ નહિ

" ' તને એમ લાગશે કે આ આપણે ભયકર ગુન્હો કરીએ છીએ પરતુ મારા દિલમા એ ગુન્હો વસતો નથી આપણે મનુષ્યો ઇશ્વરની ઇચ્છાને આધીન છીએ ઇશ્વરની ઇચ્છાથી જ આ વિચાર મારા મનમા સ્ફુર્યો હશે એમ મને લાગે છે જો તેમા સફળતા પ્રાપ્ત થશે તો મને ચોક્કસ લાગશે કે એ પ્રમાણે બનવાનુ ઇશ્વરે જ નિર્માણ કર્યુ હતુ કહે, પછી તેમા આપણે શુ કરી શકીએ ? મને એમ લાગે છે કે આ યોજનામા કશુ પણ વિઘ્ન ઉપસ્થિત થશે નહિ કારણ કે ઇશ્વરની આપણા ઉપર કૃપા છે " '

" મારુ પણ એવુ જ માનવુ હતુ " અબિકાપ્રસાદે કહ્યુ

" કેટલો અધમ મનુષ્ય ! આવા કૃત્યમા ઇશ્વરની મદદ માગે છે "

" પરતુ તારી માતાએ—ભૂલ્યો—જમનાબાઇએ એ વાર્તાનો સ્વીકાર કર્યો કે નહિ ?" અબિકાપ્રસાદે પ્રશ્ન કર્યો

" પ્રથમ તો તેણે એ યોજનાનો સ્વીકાર કર્યો હોય એમ લાગતુ નથી કેમકે તેને સમજાવવાને માટે સરદારે અસરકારક ભાષામા પદર–વીશ પાના જેટલો મોટો પત્ર લખ્યો છે છેવટે તેણે સ્વીકાર કર્યો કેટલી અધમ સ્ત્રી ! "

" નહિ, જમનાબાઇ ઉપર ગુસ્સે ન થા ખરો વાક સરદારનો છે " અબિકાપ્રસાદે કહ્યુ

" હા, સરદારનો જ વાક છે અને તે ગુસ્સાને પાત્ર છે પરતુ તેના ઉપર હુ ક્રોધ કરતો નથી તેણે ગુન્હો કર્યો છે ખરો, પણ આ દુષ્ટાએ તો અસત્ય વાતો કરી કરીને આજ ત્રીશ વર્ષ સુધી મને ઠગ્યો છે મારા પિતાએ એવી રીતે મને ઠગ્યો નથી એટલુ જ માત્ર નહિ પરતુ સરદારને તેના નિર્દયતાપૂર્ણ કૃત્યને માટે પૂરતી સજા

થઈ ચૂકી છે એટલે મને તેના ઉપર તો દયા જ ઉપજે છે ” નવનિતે જણાવ્યુ

“ શુ ! એને સજા થઇ છે ? ” અબિકાપ્રસાદે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો

“ હા સખ્ત સજા થઇ છે એ વિષે હુ તમને પાછળથી કહીશ. પ્રથમ મારી કહાણી પૂરી કરી લઉં સરદાર જુલાઇની આખરમા કિંવા ઓગસ્ટના પ્રારભમા ચદ્રનગરમા આવ્યો જણાય છે. કારણકે ત્યારથી પત્રવ્યવહાર બધ પડી ગયો છે તે ચદ્રનગર આવ્યા બાદ તેની યોજના તુરતમા અમલમા આવેલી જણાતી નથી આ ચીઠી ઉપરથી એ બાબતની ખાત્રી થાય છે ”

નવનિતે એક કાગળ કાઢીને તે વાચવા માડયો —

“ ‘ પ્રિય યમુના !

“ ‘ તારા પુત્ર માટે જે આયાની ગોઠવણ કરી છે તે આવી પહોચ્યાના સમાચાર જાલમસિંગે મને આપ્યા છે એ આયા તેને મળવાને માટે આવશે તુ આ યોજનાને લગતી કશી પણ હકીકત જાણતી નથી એવુ મે તેને કહેલુ છે માટે આ વિષયમા તું પણ તેની પાસે મૌન જ ધારણ કરજે

“ ‘ તુ મનમા સ્હેજ પણ ક્ષોભ પામીશ નહિ હુ જાણુ છુ કે તુ આ મોટામા મોટો ભોગ આપે છે પરતુ તે મારા ઉપરના તારા પ્રેમની ખાત્રી આપે છે પરમાત્મા આપણને સાનુકુળ હોવાથી પરિણામ સારૂ જ આવશે પરતુ જે મનુષ્ય પોતાના કાર્યમા દક્ષતા દાખવે છે તેને જ પરમાત્મા સહાય કરે છે એ પણ લક્ષમા રાખજે.’

“ બસ, હવે આ પછી સરદારનો એક પણ પત્ર જમનાબાઈ ઉપર આવ્યો નથી ”

“ એક પણ નહિ ? ”

“ હુ ભૂલ્યો કેટલાક વર્ષ પછી દશ લીટીઓનો એક ન્હાનો પત્ર સરદારે લખેલો છે, તેમાથી સાધારણ પૂરાવો પ્રાપ્ત થઇ શકે

તેમ છે ” નવનિતે કહ્યુ અને તેણે જે પત્રો વાચ્યા હતા તે એકઠા કરીને તેનુ બ ડલ કરતો તે પુન બોલ્યો “ અ બિકાપ્રસાદ ' એમ સમજો કે મારા જીવનના ગુપ્ત રહસ્યના સ બ ધમા આ પત્રો સિવાય બીજુ કશુ પણ સાધન મારી પાસે નથી, એથી વિશેષ કશુ પણ મારા જાણવામા નથી, તો પછી તમે એ વિષયમા શુ કહો છો ? ”

અ બિકાપ્રસાદે એકદમ જવાબ આપ્યો નહિ તે વિચારગ્રસ્ત બની ગયો થોડી વારે બોલ્યો “ હુ એમ માનુ છુ અને પ્રતિજ્ઞા-પૂર્વક કહુ છુ કે તુ જમનાબ્હેનનો દીકરો નથી ”

“ તમારી માનિનતા તદ્દન સત્ય છે પણ આ પત્રો મારા જોવામા આવ્યા ત્યારબાદ હુ વિધવા લક્ષ્મીબાઇને મળ્યો હોઇશ કે નહિ ? તે મારી આયા હતી અને અમુક વર્ષોપર્યંત તેણે મને ઉછે-રેલો હોવાથી તેનો મારા ઉપર અત્ય ત પ્રેમ હોય એ સ્વાભાવિક છે તમને પણ લાગશે કે મને અન્યાય આપવામા તેનો જે હાથ હતો તેથી તેને પશ્ચાત્તાપ થતો હોવો જોઇએ મે તેની મુલાકાત લીધી હતી અને આ વિષયમા તેનો ખુલાસો માગ્યો હતો તેણે લેશ પણ સ કોચ સિવાય આ વાર્ત્તાનો સ્વીકાર કર્યો હતો આવા ભય કર ગુન્હામા પોતાની સામેલગીરી હોવાથી તેનુ અ ત કરણ તેને ડ ખતુ હતુ સરદાર કમળાપ્રસાદે જે યોજના કરી હતી તે સફળ થઈ હતી મારા નિષ્ઠુર પિતા અને તેની સ્વાર્થી માશુકના કારસ્થાનનો હુ ભોગ થઈ પડયો હતો લક્ષ્મીબાઇએ એ સર્વ મને જણાવ્યુ હતુ અને જો હુ આ વિષયમા ન્યાયનો આશ્રય લઉં તો મારા તરફથી સાક્ષી પૂરવાનુ તેણે કબૂલ કર્યુ હતુ ”

“ પર તુ એ તો હવે ગઈ અને તારૂ ગુપ્ત રહસ્ય તેની પાસે જ રહ્યુ ” અ બિકાપ્રસાદ નિરાશ વદને બોલ્યો

“ તો પણ એક રસ્તો છે જમનાબાઈ તથા કમળાપ્રસાદે એક-બીજા ઉપર કેટલાક ખૂલ્લા અને તેઓ સપડાઈ જાય તેવા પત્રો લખ્યા છે તે પત્રો લક્ષ્મીબાઇના કબજામા છે એ પત્રો આપણને

મળવાથી આપણો કેસ વિશેષ મજબૂત થઇ શકશે લક્ષ્મીબાઈ એ કાગળો મને આપી દેતી હતી, પરંતુ હું મૂર્ખો કે મે તે ન લીધા ”

નવનિતની આ આશા નિરર્થક હતી એમ અંબિકાપ્રસાદ સમજતો હતો, કેમકે એ પત્રોને માટે જ લક્ષ્મીબાઇનુ ખૂન કરવામા આવ્યુ હતુ અને તે પત્રો બાળી નાખવામા આવ્યા હતા, એ તેના જાણવામા હતુ

તે બોલ્યો “નવનિત ! તારી સર્વ હકીકત મે જાણી મને એક વાત્તાનુ આશ્ચર્ય થાય છે તારા પિતાએ તને સુખી કરવાનુ, તારી સંપત્તિ વધારી આપવાનુ જમનાબાઇને વચન આપ્યુ હતુ એ વચનનું તેને વિસ્મરણ થયુ હોય એમ લાગે છે ”

“ તમારૂ કહેવુ ખરેખર છે ”

“ અને તેને પરિણામે જ તારા પિતાને સહન કરવુ પડશે—તેની પ્રતિષ્ઠાને ધક્કો લાગશે ” અંબિકાપ્રસાદ તુચ્છતાપૂર્વક બોલ્યો

“ મારા પિતાને દોષ ન દો હુ ન્હાનો હતો અને અભ્યાસ કરતો હતો તે વખતે શાળામા એક મોટો માણસ મને જોવાને આવતો, ખાવાનુ તથા પૈસા આપતો, તે જ સરદાર કમળાપ્રસાદ હોવો જોઇએ. પરંતુ પાછળથી તેનો જમનાબાઈ સાથેનો સંબંધ તદ્દન તુટી ગયો છે ”

“ વાહ ! મોટો માણસ તો ખરો ! ” અંબિકાપ્રસાદ કટાક્ષમા બોલ્યો.

“ ઉતાવળા ન થાઓ ” નવનિતે કહ્યુ “ કમળાપ્રસાદની વિચારશીળતા માટે મને શંકા નથી તેનો જમનાબાઈ ઉપર ખરો પ્રેમ હતો પરંતુ જમનાબાઇએ તેની સાથે દગબાજી ચલાવ્યાથી તેણે તેને તજી દીધી છે પેલા દશ લીટીવાળા પત્ર વિષે મે જણાવ્યું હતું તે પત્ર તેણે એ વખતે લખ્યો હતો ”

નવનિતે ટેબલ ઉપર કેટલાક કાગળ પડયા હતા તેમાથી એક ન્હાનો કાગળ શોધીને કાઢયો તેને પુષ્કળ ઘેડો પડેલી હતી અને કેટલોક ભાગ તુટી ગયો હતો કેટલાક અક્ષરો પણ ઉડી ગયા

હતા એથી તે પુષ્કળ ચોળાયેલો અને વ ચાયેલો હોવી જોઇએ એમ લાગતુ હતુ નવનિતે તે કાગળ હાથમા લઇને કહ્યુ "જૂઓ, આમા સરદારે પ્રારભમા 'પ્રિય યમુના' એ પ્રમાણે સબોધન કર્યા વગર જ ક્રોધાવેશમા આ પ્રમાણે લખ્યુ છે —

"'હાય' મારા એક મિત્રે મારા નેત્રો ખોલવાનો પ્રયાસ કરેલો, તે વખતે તારા ઉપરની અંધશ્રદ્ધાએ તેના કથનને મારા અ તરમા પ્રવેશ કરવા દીધુ ન હતુ પરતુ તારી ગુપ્ત રીતે કરેલી તપાસને પરિણામે જે શકા મને હતી તે ખરી ઠરી છે હાય' યમુના' મે તને મારા પ્રાણથી પણ અધિક ગણેલી, છતા તે જ મને દગો દીધો ' મારા જેવો ભાગ્યહીણ બીજો કોણ હશે? હવે તો તારા પુત્રનો હુ પિતા હોઇશ કે નહિ એ વિષયમા પણ મને શકા થાય છે'''

"ખરેખર, આ પત્ર ચોક્કસ પૂરાવા રૂપ છે" અબિકાપ્રસાદે કહ્યુ "અનૌરસ પુત્રને માટે પોતાના ખરા વારસનો ત્યાગ કરનાર મનુષ્ય પાછળથી પોતે અનૌરસ પુત્રનો પિતા નથી એમ કહે છે' તે કહ્યુ હતુ તે પ્રમાણે સરદારને પાછળથી બરોબર શિક્ષા થઈ છે"

---

## પ્રકરણ ૬ ઠું.

---

### કમળાપ્રસાદને ત્યાં.

એ વખતે કોઈ બહારથી દ્વારપર અવાજ કરતુ હોય એમ લાગવાથી બન્ને જણા મૌન થઇ ગયા

"કોણ અવાજ કરે છે?" નવનિતે પ્રશ્ન કર્યો

"મોટાભાઈ' જમનાબા આપને બોલાવે છે" કામ કરનારીએ જવાબ આપ્યો

નવનિતના મુખમાથી ધીમેથી એક તિરસ્કારદર્શક ઉદ્દગાર સરી પડ્યો તેની જમનાબાઈ પાસે જવાની ઇચ્છા ન હતી. એ જોઇને

અંબિકાપ્રસાદ બોલ્યો "નવનિત ! દયાને ઠામુકો દેશવટો ન આપ ગમે તેમ તોયે આટલા વર્ષ તમે બન્ને એક સાથે રહ્યા છો "

પોતાની અનિચ્છા છતા અંબિકાપ્રસાદના આગ્રહથી નવનિત ઉઠયો અને બહાર ગયો

"નવનિત ! તારૂ કેટલુ દુર્ભાગ્ય ?" અંબિકાપ્રસાદના મનમા વિચારના તરંગો ઉછળવા લાગ્યા "કેટલુ દુખ તેને સહન કરવું પડયુ છે ? એક મોટી જાગીરવાળા સરદારનો પુત્ર હોવા છતા અત્યારે તેની કેવી સ્થિતિ છે ? મને પણ આજે અત્યંત અગત્યની બાતમી મળી છે આ કેસમા જે અગત્યની સાક્ષી પૂરી શકે તેમ હતી તેનુ ખૂન કરવામા આવ્યુ છે મને લાગે છે કે હવે હુ ખૂનીને વિના શકે પકડી શકીશ પરંતુ આ કેસમા મારે કેવી રીતે આગળ વધવુ ? જો આ પત્રોમાથી એકાદ પત્ર મને મળી શકે તો હુ પૂરાવાની સાંકળને મજબૂત બનાવી શકુ જો હુ નવનિત પાસે પત્ર માગુ તો મારો પોલિસખાતા સાથે સબંધ હોવાની તેને શંકા આવે એ તો કોઈ રીતે યોગ્ય નહિ તે કરતા તો પત્ર ચોરી લેવો તે જ યોગ્ય છે ગમે તેમ થાય પણ એક પત્ર લઇ લેવો, કારણ કે આ અક્ષરો કોના છે તેની ખાત્રી કરવાની જરૂર છે "

અંબિકાપ્રસાદે તેમાથી એક પત્ર ઉપાડી લીધો તેજ પળે નવનિતે દિવાનખાનામા પ્રવેશ કર્યો.

જમનાબાઇ અને નવનિત વચ્ચે શી વાત થઈ હશે તે તેના વદન ઉપરથી જાણવાનો અંબિકાપ્રસાદે પ્રયાસ કર્યો પરંતુ તેમા તેને સફળતા મળી નહિ નવનિત વદન ઉપર સંપૂર્ણ શાંતિને ધારણ કરીને અંબિકાપ્રસાદની સામે આવીને ખુરસીપર બેઠો.

"જમનાબાઇને કેમ છે ?" અંબિકાપ્રસાદે પ્રશ્ન કર્યો

"તબીયત વધારે બગડી છે, લવારો ઉપડયો છે મને જોતાજ મારી સામે વાઘણની પેઠે ઉછળીને મારા ઉપર ગાળોનો વર્ષાદ વરસાવવા લાગી, અનેક આક્ષેપો કરવા લાગી તેનું મગજ ઠેકાણે ... ઠંડુ બની ગયુ છે"

૪

" તો પછી ડોક્ટરને બોલાવવાની જરૂર છે "

"હા, મને પણ એમ લાગે છે ડોક્ટરને બોલાવ્યા સિવાય ચાલે તેમ નથી " એમ કહીને નવનિત પેલા પત્રો તારીખવાર ગોઠવવા લાગ્યો તેને આ વિષયમા અ બિકાપ્રસાદની સલાહ લેવાનુ સ્મરણમા રહ્યુ હોય એમ લાગ્યુ નહિ એ વાર્ત્તા પુન કાઢવાની તેની ઇચ્છા હોય એમ લાગતુ ન હતુ

પર તુ અ બિકાપ્રસાદ કાઈ જાય તેવો ન હતો તે બોલ્યો ' તારા કથાનકનો હુ વિચાર કરતો જાઉં છુ તેમ તેમ વિશેષ ગુચવાતો જાઉં છુ તારી સાપ્રત સ્થિતિમા તારે શુ કરવુ એ બાબત હું કશા પણ નિર્ણયપર આવી શકતો નથી "

" ખરેખર, તમારા કરતા અનેકગણો વિશેષ અનુભવી મનુષ્ય પણ આવી ઘટનામા ગુ ચવાયા સિવાય રહે નહિ " નવનિતે અનુમોદન આપ્યુ

અ બિકાપ્રસાદ પોતાના મુખ ઉપર આવેલા સ્મિતને પ્રયત્નપૂર્વક અટકાવતો બોલ્યો " હુ એ કબૂલ કરૂ છુ પર તુ તે શો વિચાર રાખ્યો છે ? આ વિષયમા જમનાબાઇને તે પ્રશ્નો કર્યા હશે ? "

" જરૂર કર્યા હતા " નવનિતે જવાબ આપ્યો

" પછી તેણે શો ખુલાસો કર્યો ? "

" શો ખુલાસો કરે ? તેની ગુપ્ત વાર્ત્તા પ્રકટ થઇ જવાથી તે અત્ય ત ગભરાઇ ગઈ હતી "

" તેણે કશો જવાબ ન આપ્યો ? દોષમુક્ત થવાને કશો પ્રયત્ન ન કર્યો ? "

" પ્રયત્ન કર્યા વગર રહે તેવી નથી અનેક અસત્ય વાતો તેણે કરી હતી પર તુ અસત્ય વાર્ત્તા કદી પણ સ તોષ આપી શકે ખરી ? "

નવનિતે તમામ પત્રો એકત્ર કર્યા અ બિકાપ્રસાદે એક પત્ર લઈ લીધો હતો એ તેના ખ્યાલમા આવ્યુ નહિ એ તમામ પત્રો તેણે પેલા ગુપ્ત ખાનામા મૂકી દીધા

પછી તે બોલ્યો "જમનાબાઇને અત્યંત ચિંતા થઈ પડી છે. મારી પાસે મજબૂત પૂરાવા છે એટલે પોતાનો છોકરો રખડી પડશે એવી તેને ભીતિ છે એથી તે એમ કહે છે કે છોકરાનો ફેરફાર કરવામાં આવ્યો જ નથી! મને સુખ મળે કે નહિ તેની તેને દરકાર નથી, પરંતુ પોતાનો છોકરો અત્યારની સ્થિતિમાંથી ભ્રષ્ટ થાય એ તેને ગમતું નથી તે પોતાના છોકરાના સ્વાર્થને ખાતર મારો ઘાત કરવામાં પણ પાછી પાની કરશે નહિ"

"આ વાર્તા તારા જાણવામાં આવી છે, એવા સમાચાર તેણે સરદાર કમલાપ્રસાદને પહોચાડયા હશે?" અંબિકાપ્રસાદે પૂછ્યું.

"એમ બનવાનો સંભવ નથી એક મહિનો થયા સરદાર ચંદ્રનગરમાં નથી, અને હજી આવતાં એક અઠવાડિયાની ઢીલ થાય તેમ છે"

"તેં એ શી રીતે જાણ્યું?"

"તેમને મળવાને માટે હું તેમને ત્યાં ગયો હતો."

"શું! તું પોતે ગયો હતો?"

"શા માટે નહિ? મને તમે કેવો માણસ સમજો છો? જે ખરી રીતે મારૂં છે તે શું હું લૂટાઇ જવા દઉં? નહિ, જે કાંઇ મારૂં છે તે હું પ્રાપ્ત કરીશ ત્યાંસુધી જંપીશ નહિ હું તે માટે કોર્ટમાં દાવો માંડીશ, મારો હક્ક પૂરવાર કરીશ મારે શા માટે કોઈનો ડર રાખવો જોઇએ! મારૂં કથન ગેરવાજબી છે?"

"બિલકુલ નહિ વારૂ, તું સરદારને ત્યાં ગયો હતો, પછી શું થયું?"

"હા, આ વાર્ત્તા જાણવામાં આવતાં પ્રથમ તો મારા મનમાં અનેક પ્રકારની મુંઝવણ થઇ મારો લૂટી લેવામાં આવેલો હક્ક પુનઃ પ્રાપ્ત કરવો એવો મારો દૃઢ નિશ્ચય હતો તેની સાથે આ હકીકત જાહેરમાં આવવાથી મારા પિતાનું નામ કલંકિત થવાની પણ ભીતિ લાગી. એટલે સાપ મરે નહિ તથા લાકડી ભાગે નહિ એવો માર્ગ લેવાનો મેં વિચાર કર્યો."

"વારૂ પછી?"

"પંદર દિવસ તો મે અનેક પ્રકારની માનસિક યાતનામા ગાળ્યા કશા કામમા મારૂ દિલ લાગતુ નહિ મારો ધધો પણ મને સૂજતો નહિ દિવસે કામ સૂજતુ નહિ, રાત્રે નિદ્રા આવતી નહિ ખરૂ કહું તો જ્યારથી આ પત્રો મારા હાથમા આવ્યા છે ત્યારથી મારા મનની શાતિ નિર્મૂળ બની ગઇ છે"

અબિકાપ્રસાદ અવારનવાર ઘડિયાળમા જોતો હતો તેણે વિચાર્યું કે ન્યાયાધીશ અત્યારે નિદ્રાધીન થઈ ગયા હશે

"એક દિવસ આખી રાત્રી મને નિદ્રા આવી નહિ" નવનિત કહેવા લાગ્યો સ્હવારે ઉઠીને મે વિચાર કર્યો કે આજ તો કોઇ પણ નિર્ણય ઉપર આવી જવુ છેવટે મે દૃઢ નિશ્ચય કર્યો અને ભાડુતી ગાડી કરીને હુ સરદારને ત્યા જવાને માટે નિકળ્યો એ વખતે મારૂ હૃદય જોરપૂર્વક ઉછાળા મારતુ હતુ

"મારા પિતાનો ભવ્ય પ્રાસાદ ચદ્રનગરમા અત્યત સુદર ગણાય છે એક મોટા બગીચાની મધ્યમા એ પ્રાસાદ આવેલો છે તેમની અશ્વશાળાના અશ્વો અત્યત વખણાય છે બગીચામા પુષ્પવૃક્ષોની વિપુલતા છે પ્રાસાદમા સર્વત્ર આરસપહાણ પથરાવેલો દૃષ્ટિગોચર થાય છે—"

સરદાર કમળાપ્રસાદના પ્રાસાદનુ વર્ણન સાભળતા અબિકાપ્રસાદને કટાળો આવતો હતો પરતુ તે વચ્ચે બોલવાનુ યોગ્ય ધારતો ન હતો કારણ અમુક પ્રશ્ન પરથી પોતે પોલિસ ખાતા સાથે સબધ ધરાવે છે એવી નવનિતને શકા આવવાની ભીતિ હતી એથી તે મૌનપણે શ્રવણ કરતો હતો

"જે ગૃહમા મારો જન્મ થયો હતો તેના દર્શન થતા મને કેટલો આનદ થયો હશે' હું મનોગત બોલ્યો 'હાય! જ્યા મારો અધિકાર હોવો જોઇએ તે સ્થળે હું અજ્ઞાત મનુષ્યની માફક ઊભો છુ' મે મારા પિતાના અનૌરસ પુત્રના ચળકતા જીવનને મારા જીવન

સાથે સરખાવ્યુ મારા મનમા તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો મને એમ થયુ કે હું એકદમ મકાનમા ઘુસીને તેની ડોકજ મરડી નાખુ. તેને કહું કે 'જા, નીચ મનુષ્ય! અહીં તારે માટે સ્થાન નથી' પરતુ એ વિચાર તુરત જ લોપ થઇ ગયો કેમકે એ પ્રમાણે કરવાથી સારૂ પરિણામ આવવાની સભાવના ન હતી એટલે હું મારી મનો-વૃત્તિને શાત કરીને અદર ગયો

"મે એક નોકરને પ્રશ્ન કર્યો. 'સરદાર સાહેબને મારે મળવું છે' તે બોલ્યો 'સરદાર સાહેબ ગામ ગયા છે, મોટા ભાઈ છે' આ પ્રત્યુત્તર સાભળીને હુ સ્હેજ નિરાશ થયો તથાપિ એ કાર્ય પૂર્ણ કરવાના હેતુથી મે કહ્યુ 'ભલે, ત્યારે સરદાર સાહેબના પુત્રને મળીશ' નોકર ક્ષણવાર મારી સામે જોઇ રહ્યો મારા જેવો સામાન્ય મનુષ્ય સરદાર પુત્રને મળવાની ધૃષ્ટતા બતાવે એથી તેને આશ્ચર્ય થયુ હશે."

"પણ તે તેની મુલાકાત લીધી તો ખરીને?" અબિકા-પ્રસાદે પૂછ્યુ

"બેશક મે એ નોકરને જરીક દમ દીધો એટલે તેણે બીજા નોકરને બોલાવીને તેને મારી ઇચ્છા જણાવી એ બીજો નોકર મને અદર લઇ ગયો તેણે વળી એક ત્રીજા માણસને મારી સુપ્રત કરી એ ત્રીજો માણસ મને મેડી ઉપર લઈ ગયો ત્યા મારૂ નામ ધારણ કર-નાર અનતપ્રસાદ ( સરદાર કમળાપ્રસાદનો પુત્ર ) નો નોકર બહાર રવેશમા બાકડાપર બેઠો હતો તેની પાસે મને લઇ ગયો એ નોકરે મારૂ નામ, જાત, ધધો, વગેરે સબંધી અનેક પ્રશ્નો કર્યા મે જવાબ આપ્યો 'સરદાર પુત્ર મને પિછાનતા નહિ હોવાથી મારૂં નામ ઠામ આપવુ નકામુ છે મારે તેમની સાથે માત્ર પાચ મીનિટ જ વાત કરવી છે' એ સાભળીને તે માણસ મારા આગમનના સમાચાર અનતપ્રસાદને આપવાને માટે અદર ગયો

"થોડીવારે તે બહાર આવીને મને પોતાની સાથે એક ઓર-ડામા તેડી ગયો આ ઓરડો ભવ્ય હતો અને તેમા ચોતરફ જુદી

જુદી જાતના શસ્રો દૃષ્ટિએ પડતા હતા ઘણા જૂના કાળના શસ્રો પણ ત્યા દૃષ્ટિએ પડતા હતા કટાર, જમૈયા, જાતજાતની તલવાર, ફરશી, ધનુષ્યબાણ, બધૂકો, પિસ્તોલો, રિવોલ્વર, એરગન વગેરે અનેક પ્રકારના શસ્રો ત્યા મારા જોવામા આવ્યા ખરૂ પૂછાવો તો એ શસ્રોનુ સગ્રહસ્થાન જોવાથી મારા મનમા ભીતિનો સચાર થયો '

## પ્રકરણ ૭ મુ.

### સરદારપુત્ર.

શસ્રોનુ વર્ણન સાભળીને વિધવા લક્ષ્મીબાઇનુ ખૂન કરવામા જે શસ્રનો ઉપયોગ કરવામા આવ્યો હતો તે શસ્ર અબિકાપ્રસાદના સ્મૃતિપટ ઉપર પ્રત્યક્ષ થયુ

નવનિત કહેવા લાગ્યો "હુ આ શસ્રાગારમા દાખલ થયો તે વખતે સરદારપુત્ર એક કોચ ઉપર બેઠો હતો તેણે પોતાના માતપિતાની અધમ યુક્તિમા કશો પણ સક્રિય ભાગ લીધેલો નહિ હોવાથી મને તેના ઉપર લેશ પણ ગુસ્સો નથી એટલે તેના સબધમા હુ ખરેખરી હકીકત જણાવીશ તેનો ચ્હેરો ભરાવદાર અને આકર્ષક છે તેના વદન ઉપર પ્રશાત ગાભીર્યની સાથે મધુર સ્મિત પ્રસરી રહે છે તેણે ધારણ કરેલા સાદા પોશાકમાથી પણ અમીરાઈ ઝળકી રહે છે અમારી બન્નેની ઉમર લગભગ સરખી હોવા છતા પણ તે સુખમા ઉછરેલો હોવાથી મારા કરતા પાચ વર્ષે ન્હાનો દેખાય છે. તેને મારી માફક ટાઢ તડકો સહન કરવાના પ્રસગ આવ્યા નથી હુ અદર ગયો એટલે તેણે ઊભા થઇને મને આવકાર આપ્યો "

"તેને જોતા તારા મનમા તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો હશે ?"

"જરીકે નહિ તેણે મને કરેલા પ્રશ્નોનો મે શાતિથી ઉત્તર આપ્યો મે તેને કહ્યુ 'મહાશય' આપને મારો પરિચય નથી.

તથાપિ હુ આપની પાસે એક ગભીર કાર્યને માટે આવ્યો છુ તે કાર્યમા આપનુ તેમજ જે કુળ આપ જેવા સત્પુરુષથી દીપી રહ્યુ છે તેનુ કલ્યાણ સમાયેલુ છે' શરૂઆતમા તો તેને મારા શબ્દોથી કટાળો આવતો હોય એમ લાગ્યુ તે બોલ્યો 'તમને તમારી હકીકત જણાવતા વધુ વખત લાગશે '—' હાજી ' મે જવાબ આપ્યો. એટલે તે બોલ્યો ' જો એમ હોય તો આ બાબત આપણે બીજા કોઇ દિવસ ઉપર મુલતવી રાખીએ તો શી હરકત છે ? અત્યારે મારે એક બાઇને મળવા જવુ છે' "

" આ સ્ત્રી ક્યાથી ફુટી નિકળી ? ' આ બિકાપ્રસાદ બોલ્યો

" મને લાગ્યુ કે સરદારપુત્ર મને અહીંથી રસ્તો મપાવવા ધારે છે એટલે મારા ગજવામાથી સરદારના પત્રોનુ બડલ કાઢતા મે કહ્યુ 'આ વાતમા વધુ વખત હું નહિ લઉં ' એમ કહીને સરદારનો એક પત્ર મે તેના હાથમા મૂક્યો પોતાના પિતાના અક્ષરો જોવાથી તે શિતળ બની ગયો અને બોલ્યો ' વારૂ, ત્યારે હુ બહાર નહિ જાઉં પરતુ જે યુવતી મારી રાહ જોઈ રહી હશે તેને પત્ર દ્વારા ખબર આપી દઉં ' તેણે એક પત્ર લખી, લીફાફામા બીડી, ઘટડી કરી નોકર અદર આવ્યો તેને કહ્યુ ' આ પત્ર એકદમ આપી આવ ' નોકર ગયા પછી તેણે મને ખુરસીપર બેસવાનુ કહ્યુ "

" રહે, હુ એક પ્રશ્ન વચ્ચે કરી લઉ સરદારનો પત્ર જોવાથી તેના વદન ઉપર કશો ફેરફાર થયો હતો ખરો ? " આ બિકાપ્રસાદે પૂછ્યુ

" બિલકુલ નહિ અમે બન્ને જણા બેઠા પછી તેણે સીગારેટ સળગાવી, મને પણ એક આપી અને કહ્યુ ' હવે જે કહેવું હોય તે ખુશીથી જણાવો '

" હું બોલ્યો ' મહાશય ' હુ આપને જે કહેવા ઇચ્છુ છુ તે એકદમ આપને સત્ય નહિ લાગે તથાપિ મારી માત્ર એકજ વિનતિ છે જે પત્રો હું આપને બતાવુ તે બધા વાચ્યા સિવાય આપ કશો પણ પ્રત્યુત્તર આપશો નહિ ' '

"તેને મારા શબ્દોથી આશ્ચર્ય થયુ છતા તેણે કહ્યુ 'હરકત નહિ જે તમારે કહેવુ હોય તે કહો, હુ સાભળુ છુ '

"પછી હું ઊભો થયો અને એક વકિલ કોર્ટમા ભાષણ કરતો હોય તેવી રીતે બોલવા લાગ્યો 'મહાશય' આપને જણાવતા મને અત્યત દિલગીરી થાય છે કે આપ સરદાર સાહેબના હક્કદાર પુત્ર નથી તે આપના પિતાના પત્રો ઉપરથી સિદ્ધ થશે તેમનો હક્કદાર પુત્ર હયાત છે અને તેણે જ મને આપની પાસે મોકલ્યો છે ' મારા પ્રસ્તુત શબ્દોથી તેને અત્યત ગુસ્સો ચડયો હોય એમ લાગતુ હતુ. હમણા તે મને મારશે એમ મને લાગ્યુ તે આવેશપૂર્વક બોલ્યો 'મારા પિતાના પત્રો કયા છે?' મે તમામ પત્રો તેના હસ્તમા આપ્યા "

"શુ ! કેટલો મૂર્ખ ?" અબિકાપ્રસાદ બોલ્યો " તુ ધારાશાસ્ત્રી હોવા છતા ભૂલ્યો ?"

"મે ભૂલ નહોતી કરી હુ ત્યા હાજર હતો અને મારા પત્રોનો તે નાશ કરશે એવી તો મને ભીતિજ ન હતી "

નવનિત આગળ કહેવા લાગ્યો "પત્રોની સખ્યા મોટી હતી તે બધા એકદમ વચાઇ રહે તેમ ન હતુ એટલે જેજે ભાગ પર લાલ શીશપેન વડે મે નિશાન કર્યા હતા તે વાચી જવાનુ મે તેને કહ્યુ "

"એટલે તે તેની સજામા ઘટાડો કર્યો પોતાના પિતાના આવા ભયકર કારસ્થાનપૂર્ણ પત્રો વાચવા તે કાઇ સામાન્ય શિક્ષા નથી " અબિકાપ્રસાદે કહ્યુ

"એ પત્રો વાચતા તેના વદનપર શો ફેરફાર થાય છે તેનુ હું નિરીક્ષણ કરી રહ્યો હતો તેના વદન ઉપર શ્યામતા પ્રસરવા લાગી પાચ મીનિટમા તેના વદનમા એટલો બધો ફેરફાર થઇ ગયો કે કદાચ–તેનો નોકર પણ તેને ઓળખી શકે નહિ તેના ચ્હેરાપર પરસેવાના બિંદુ બાઝતા હતા, તે એ રૂમાલ વડે લૂછતો હતો તે ઊંડાણુમાથી પરાણે શ્વાસ લેતો હોય એમ લાગતું હતું મને એમ થયું

કે તેના હાથમાથી એ તમામ પત્રો ખેચી લઇને બાળી નાખુ અને તેને કહું કે 'ભાઈ' બધુ વિસરી જા આપણે બન્ને ભાઇ છીએ આપણે વિરોધ શા માટે ? તારો મારા ઉપર પ્રેમ હશે તો પણ મને સતોષ છે ' "

"મને તારા ઔદાર્યની ખાત્રી છે એટલે એવો વિચાર તારા મનમા આવ્યો એથી મને આશ્ચર્ય થતુ નથી " અબિકાપ્રસાદે પણ તેની સ્તુતિ કરી

"પરતુ સારૂ થયુ કે હુ એવુ કશુ બોલ્યો નહિ કેમકે મારા શબ્દોથી તે કાઇ થોડોજ મને પોતાનો ભાઈમાની લેવાનો હતો ' "

"બિલકુલ નહિ, તારી શકા ખોટી નથી " અબિકાપ્રસાદે અનુમોદન આપ્યું

"વારૂ, પત્રોનો અગત્યનો ભાગ વાચતા તેને આશરે અર્ધો કલાક લાગ્યો પછી તે ઊભો થયો અને તેણે દિવાનખાનામા આમ-તેમ બે-ત્રણ ચક્કર લગાવ્યા પછી તે મારી સામે આવીને બોલ્યો· 'મહાશય ' આ પત્રોમાના હસ્તાક્ષર જો મારા પિતાના જ હોય તો તમારા કહેવા મુજબ હુ સરદાર સાહેબના પત્નીથી જન્મ પામેલ તેમનો હક્કદાર પુત્ર નથી, એમ સિદ્ધ થાય છે '

"મે કશો જવાબ આપ્યો નહિ તે આગળ બોલ્યો 'પરંતુ આ પત્રો ઉપરાત બીજા કશા પૂરાવા તમારી પાસે છે ?

"મને તો લાગતુ હતું કે તે અનેક વાધા ઉઠાવશે પરતુ આમ સરળતાથી પતી જતું જોઇને મને આનદ થયો મે જવાબ આપ્યો: 'આ વિષયમા આપના નોકર જાલમસિંગને પૂછવાથી આપની ખાત્રી થશે '

" 'જાલમસિંગ ઘણા વર્ષો થયા સ્વર્ગવાસ પામ્યો છે ' તેણે જવાબ આપ્યો.

"પછી મે તેની પાસે વિધવા લક્ષ્મીબાઇનુ નામ આપ્યું અને કહ્યુ. 'એ બાઇ જસગ્રામમા રહે છે તેને મળવાથી આપની તમામ શકા નષ્ટ થશે ' "

" પછી તેણે શો જવાબ આપ્યો ? " અંબિકાપ્રસાદે પૂછ્યુ

" તે થોડો સમય મૌન રહ્યો પરંતુ પછી એકાએક બોલ્યો 'અહો મને યાદ આવે છે મારા પિતા સાથે હુ તેને ત્યા બે-ત્રણ વખત ગયો છુ મારા પિતા તેને મોટી રકમ આપતા એ પણ મે મારી નજરે જોયેલ છે '

" મે કહ્યુ 'તમારા આ શબ્દો મારા કથનને ટેકો આપે છે '

" તે બોલ્યો 'મારા પિતાના હક્કદાર પુત્રની મુલાકાત મને થઇ શકશે ખરી ? '

" 'તમારી સામે ઊભો છે તે પોતેજ ' મે જવાબ આપ્યો

" 'મારૂ પણ એજ અનુમાન હતુ ' તે બોલ્યો, અને મારો હસ્ત પકડીને કહેવા લાગ્યો 'બધુ ' તમારા વર્તનથી મને તમારા ઉપર લેશ પણ માઠુ લાગ્યુ નથી મારે માત્ર તમને એટલુ જ કહેવાનુ છે કે મારા પિતાશ્રી આઠ-દશ દિવસમા બહારગામથી આવવાના છે ત્યાસુધી તમે રહેજો. હુ તેમને સર્વ હકીકત જણાવીશ અને તમને વચન આપુ છુ કે તમને જરૂર ન્યાય મળશે જો કે આથી મને કેટલુ મોટું નુકસાન થાય તેમ છે તેની કલ્પના તમને આવી શકશે આ સર્વ સંપત્તિ મારે ગૂમાવવી પડશે, અરે જેના ઉપર મારો પ્રેમ છે તેની સાથે મારૂ લગ્ન નહિ થાય, લોકોમા મારી પ્રતિષ્ઠાને હાની પહોચશે, છતા પણ હું મારી ખરી માતા પાસે જઈશ, તેની સેવા કરીશ, મહેનત કરીને તેનુ પાલન કરીશ તથા તેના પ્રેમને સંપાદન કરીશ ' "

" શુ આ શબ્દો તેના હતા ? "

" હા, તેનો શબ્દેશબ્દ મે કહ્યો છે "

" કેટલો દંભ ' મને લાગે છે કે આ ફાકડા યુવાનનો પરિચય મારે કરવો પડશે "

" મે માત્ર સરદારે ઘણા વર્ષો પછી જમનાબાઇપર દશ લીટીઓ વાળો લખેલો છેલ્લો પત્ર અનંતપ્રસાદને વંચાવ્યો ન હતો, કારણ

કે પોતાની માતાના અનિષ્ટ વર્તનનુ જ્ઞાન થવાથી તેને અત્યત દુઃખ થશે એમ મને લાગતુ હતું "

" વારૂ હવે ?"

"હવે હું શુ કરૂ ? સરદારના આગમનની રાહ જોઉં છુ તેમનો જવાબ મળી ગયા બાદ મને યોગ્ય લાગશે તે કરીશ વિધવા લક્ષ્મીબાઇના મકાનમા જે કાગળો છે તે જોવા દેવા માટે આવતી કાલે કોર્ટમા અરજી કરવાનો મારો ઇરાદો છે એ કાગળો મારી તરફેણુમા પૂરાવા તરીકે ઉપયોગમા આવી શકશે જો નહિ મળે તો—પણુ હુ મારો વિચાર જણુાવુ તે પહેલા મારે તમારી સલાહ લેવી જોઇએ "

" સાદામા સાદી સલાહ આપવી હોય તો પણુ પુખ્ત વિચાર કરવો જોઇએ અહા ! નવનિત ! તારૂ પણુ કેટલુ દુર્ભાગ્ય ? "

" મારા જેવો દુર્ભાગી બીજો કોઇ પણુ નહિ હોય ! એક તો આવી સ્થિતિ અને તેમા વળી આર્થિક ચિંતા ! "

" આર્થિક ચિંતા ! તારે પૈસાની શી જરૂર પડી ? "

" મારી પોતાની રકમ બેકમા બાધી મુદતથી ડિપોઝીટ રાખી છે અત્યારસુધી તો હુ જમનાબાઇની મીલકતનો ઉપયોગ મારી પોતાની જ સમજીને કરતો હતો પરતુ હવેથી તેની એક પાઇનો પણુ મારાથી ઉપયોગ શી રીતે થાય ? "

" બરોબર છે, તેની મીલકતનો ઉપયોગ ન જ કરવો વારૂ, તું મારૂ એક કામ કરીશ "

" શુ કામ ? "

"મારા મકાનમા કબાટમા પદર હજાર રૂપીઆની નોટો પડી છે હુ રહ્યો વૃદ્ધ અને એકલો જો કોઇના જાણુવામા આવે તો મને મારીને તે રકમ લઇ જાય તેથી મને ચિંતા થયા કરે છે "

" પણુ એવી મોટી રકમ તમે ઘરમા શા માટે રાખો છો ? "

" તારી સલાહ બરોબર છે એ રકમ તારી પાસે રાખવાની મારી ઇચ્છા છે આવતી કાલે હું લાવીશ "

પરંતુ અંબિકાપ્રસાદનો વિચાર બદલાયો આવતી કાલે શું કરવું તે ન્યાયાધીશની મરજી ઉપર હોવાથી વખતે નવનિતને મળવા નહિ અવાય એમ તેને લાગ્યુ એટલે તેણે કહ્યુ "નહિ, આવતી કાલે શા સારૂ ? અત્યારે જ આપી દઉં, એટલે રાત્રે શાંતિથી ઉંઘ તો આવે "

તે ઉઠયો અને બહાર નિકળ્યો થોડી વારે હજાર હજાર રૂપીઆની પંદર નોટો લઇને આવ્યો તેણે કહ્યુ "જો વિશેષ રકમની જરૂર હોય તો કહેજે, હૂં લાવી આપીશ "

"આની પહોચ લખી આપુ છુ " નવનિતે કહ્યુ

"અત્યારે શી જરૂર છે ? આવતી કાલે આપજે "

"પણ રાત્રીમા જ મારૂ મૃત્યુ થાય તો ! "

"તો પછી મારા વસિયતનામામા બીજાનુ નામ વારસ તરીકે દાખલ કરવુ પડશે " અંબિકાપ્રસાદ મનમા બોલ્યો તે મોટેથી બોલ્યો "અત્યારે મારૂ મગજ ગુંચવાઇ ગયુ છે એટલે હવે આ બાબતમા હુ તને આવતી કાલે સલાહ આપીશ અત્યારે તો હુ થોડી વાર ખૂલ્લી હવામા ફરીશ કેમકે એકદમ સૂઇ જાઉં તો મને ભયંકર સ્વપ્ન આવે તુ હિમ્મત હારીશ નહિ, ઇશ્વર સહુ સારૂ જ કરશે "

તે બહાર નિકળ્યો નવનિત પણ તેની સાથે સાથે ઓરડાની બહાર ગયો તે ત્યા થોડી વાર ઊભો રહ્યો નીચે મુખ્ય દ્વાર ખૂલવાનો અવાજ આવ્યો અને બહાર ફુટપાથ ઉપર અંબિકાપ્રસાદના પગલાનો અવાજ સંભળાયો નવનિતે રવેશમાથી દૃષ્ટિ કરી તો અંબિકાપ્રસાદ બહાર જતો જોવામા આવ્યો

પછી તે પોતાના ઓરડામા ગયો અને જે નોટો અંબિકાપ્રસાદે તેને આપી હતી તે તેણે કોટના ગજવામા નાખી કોટ તથા ટોપી પહેરી, લાકડી લઇને તે બહાર નિકળ્યો બહાર થોડી વાર રોકાયો જમનાબાઇની બૂમો સંભળાઈ પરંતુ વિશેષ કશુ સાંભળવામા નહિ આવવાથી તે પોતાના પગલાંનો અવાજ ન થાય એવી રીતે દાદરપરથી નીચે ઉતર્યો

---

# પ્રકરણ ૮ મું.

## માશુકને ત્યાં.

નવનિત મેડાપરથી નીચે આવ્યો પરંતુ મુખ્ય દ્વારમાંથી બહાર નિકળવાને બદલે જમણી તરફ ચાલીમાં ગયો ચાલીના છેવાડાના ભાગમા રસ્તાપર એક ન્હાની દુકાન પડતી હતી આ દુકાનનો નવનિત પોતાના અસીલોને મળવાને માટે ઓફિસ તરીકે ઉપયોગ કરતો હતો તેણે દુકાનનું અંદરનું દ્વાર ખોલ્યું અને તેમા દાખલ થઇને અંદરથી બંધ કરી દીધું બીજું જે દ્વાર રસ્તાપર પડતું હતું તે ઉઘાડીને તે બહાર નિકળ્યો એ દ્વાર બંધ કરી, તેને તાળું લગાવીને રસ્તાપર આવ્યો તે જ્યારે રાત્રે બહાર જતોઆવતો ત્યારે આ દુકાનનો ઉપયોગ કરતો હતો એથી રાત્રે મોડો આવે તો પણ તેને મુખ્ય દ્વાર ઉઘડાવવાની જરૂર પડતી નહિ

હવે કઇ દિશા તરફ જવું તેનો વિચાર કરતો તે રસ્તાપર ઊભો રહ્યો થોડી વારે તેના પગ રેલ્વેસ્ટેશન તરફ વળ્યા પંદર–વીશ કદમ ચાલતા એક વિકટોરિયા સામેથી આવતી જોવામા આવી તેને ઊભી રખાવી, તેમા બેઠો અને ગાડી ક્યાં લઈ જવી તે બાબતમા તેણે ગાડીવાળાને સૂચના કરી

ઇષ્ટ સ્થળે આવતા ગાડી થોભી ગઈ નવનિતે નીચે ઉતરીને ગાડીવાનને ભાડાના પૈસા આપ્યા ગાડી પુનઃ ચાલુ થઈ અને અદૃશ્ય થઈ ગઈ ત્યા સુધી તે એજ સ્થળે ઊભો રહ્યો પછી એક ગલીમા દાખલ થયો તે ગલીમા એક જીનો પડતો હતો, તે જીનામાં પ્રવેશ કરીને દાદરપર ચડયો ઉપર જઇને એક બંધ દ્વાર પર અવાજ કરતા એક તરૂણીએ દ્વાર ખોલ્યું નવનિતને જોઇને એ તરૂણી બોલી: “ પધાર્યા, વકિલ સાહેબ ! ”

આ તરૂણી પ્રસ્તુત શબ્દો અત્યંત ઉચ્ચ સ્વરે બોલી હતી, અર્થાત્ તેના શબ્દોથી કોઈને નવનિતના આગમનની સૂચના આપવી હોય તો તે પણ બની શકે તેમ હતું.

નવનિતે પૂછ્યુ "તારી બાઇ ઘેર છે ને?"

"હા, સાહેબ! ઘેર તો છે, પણ ખૂબ ગુસ્સે થયેલા છે એક બે વખત તમને બોલાવી લાવવાની તેમણે મને આજ્ઞા કરી હતી પણ તમારો હુકમ છે કે મારે તમારે ત્યા ન આવવુ એટલે મારે તો સુડી વચ્ચે સોપારી જેવુ છે "

"કાઇ હરકત નહિ, લે આ " નવનિતે પાચ રૂપીઆની નોટ એ તરૂણીના હસ્તમા સેરવી દીધી

તેણે ઓરડામા પ્રવેશ કર્યો આ ઓરડો ઘણો વિશાળ હતો અને તેને મૂલ્યવાન્ ફરનિચરથી અતિ સુદર રીતે શૃગારવામા આવ્યો હતો તેમા બિછાવેલો ગાલીચો અત્ય ત મુલામય અને સુવાળો હતો ખુરસી, ટેબલ, છબીઓ, ટેબલપર મૂકેલી ચીની કામની ફુલદાનીઓ, કબાટ, વગેરે સર્વ આકર્ષક અને મનોરમ્ય હતા

આ ખ ડમા એક મોટો મખમલથી મઢેલો કોચ હતો તે કોચ ઉપર એક સુદરી આડે પડખે પડી પડી સીગારેટનો આસ્વાદ લઇ રહી હતી જુદા જુદા કવિઓ સ્ત્રીઓના સૌદર્યનું જે વર્ણન કરી રહ્યા છે તે આ સુદરીને જોઇને તો નહિ કરતા હોય, એવો ભાસ થતો હતો તેના સૌદર્યનુ વર્ણન કરવાનો પ્રયત્ન કરવામા આવે તો આ પુસ્તકના ઓછામા ઓછા પચાસ–સો પાના રોકતા પણ એ પ્રયત્ન પૂર્ણપણે ફળિભૂત થઇ શકે નહિ તદુપરાત એ વર્ણન કરવાને માટે કવિત્વની આવશ્યકતા મારામા તે શક્તિ નહિ હોવાથી હુ માત્ર એટલુ જ જણાવીશ કે યુવાનીના ખીલતા બહારમા રમમાણ કરતી આ તરૂણીનુ સૌદર્ય દરેક પુરુષનુ આકર્ષણ કરે તેવુ હતુ

નવનિતને જોઇને એ સ્ત્રી અર્ધી ઉંચી થઈ ને બોલી "અહો! ધન્ય ઘડી ધન્ય દહાડો કે છેવટે તમે પધાર્યા!"

"અરે, પણ આટલી બધી ગરમીમા તું કેવી રીતે રહી શકે છે? કેટલો બધો ઉકળાટ!" નવનિત બોલ્યો

"એટલો બધો ઉકળાટ છે? મારૂ આખુ શરીર ધ્રૂજી રહ્યુ

છે, એટલે મને તો લાગે છે કે અહીં ધણી જ ઠંડી છે."

"તારૂ શરીર ધ્રૂજી રહ્યું છે?"

"હા, તમે મારો સ્વભાવ જાણો છો હું કોઇની રાહ જોતી હોઉં અને તે ન આવે તો મારા મજ્જાતતુ ઉશ્કેરાય છે અને મારૂં આખુ શરીર ધ્રૂજી રહે છે હું ગઇ કાલની તમારી માર્ગપ્રતીક્ષા કરી રહી છુ"

"પરતુ હું કાલે આવી શકુ તેમ ન હતું"

"બરોબર છે આજે લ્હેણદારોને તેમના બિલ ચૂકવવાનો મારો દિવસ હતો આ કબાટવાળો આવ્યો હતો કાપડના વેપારીએ તેના ઉઘરાણીદારને મોકલ્યો હતો મારી ગાડી રીપેર કરનારનુ બિલ આવ્યું હતું અધૂરામા પૂરૂ ધીરજમલ મારવાડીએ આવીને તેના ત્રણ હજાર રૂપીઆ માટે સખત તગાદો કર્યો હતો તે બધા આવશે એમ તમે જાણતા હતા, એટલે શાના આવો?"

"પણ માત્ર એક જ દિવસની ઢીલ થઇ" નવનિત બોલ્યો.

"એક જ દિવસની! એક દિવસ એટલે ચોવીશ કલાક—ચૌદસો ચાળીશ મીનિટ—છાશી હજારને ચારસો સેકન્ડ! આટલો બધો સમય થવા છતા પણ તમારા હિસાબમા નહિ પ્રતિષ્ઠિત ગૃહસ્થ તો તેનુ નામ કે જે પોતાની પ્રતિષ્ઠા કરતા પોતાની માશુકની પ્રતિષ્ઠાની વધારે ખેવના કરે વળી આપણી શરતનો વિચાર કરો તમે મારૂં ખર્ચ પૂરૂ પાડવાની કબૂલાત આપી છે જો તે કબૂલાત પાળવાની ઇચ્છા ન હોય તો આપણે રામરામ!"

"પ્રિય મેનકા! મધુરી મેનકા! આજે—" નવનિત નમ્રપણે બોલ્યોઃ

"હા—હા, હુ સમજુ છુ એમ ભોળવાઇ નહિ જાઉં. જ્યાસુધી મારી પાસે હો ત્યાસુધી પ્રિય મેનકા—મધુરી મેનકા, સુંદરી મેનકા, અને અહીંથી ખસ્યા કે પછી મેનકા શી ને વાત શી? અરે આ જગત ઉપર મેનકા નામની સ્ત્રીનું અસ્તિત્વ છે એ વાતનો પણ તમને ખ્યાલ રહેતો નથી."

"હાય ! મેનકા ! તારા કરતા ગુણહીણુ ગામડીયણુ પણુ સારી હશે ! મારો તારા ઉપર કેટલો પ્રેમ છે ? મે અનેક વાર તેની ખાત્રી આપી છે છતા પણુ તારા મનમા તેની ગણુતરી પણુ નથી જો, આજે એક વાર વિશેષ તેની પ્રતીતિ આપુ છુ " એમ કહીને નવનિતે ગજવામાથી એક ન્હાની મખમલની પેટી કાઢી અને તેને ખોલીને કહ્યુ "તે દિવસે આપણે પેલા ઝવેરીને ત્યા ગયા હતા તે વખતે તે સોનાના છેડાની માગણી કરી હતી તે આ રહ્યો "

મેનકાએ છેડો હાથમા લઇને આમતેમ ફેરવતા કહ્યુ "આ છેડો ઝવેરીની દુકાનમા કાચના કબાટમા વિજળીના દીવાથી જેવો મનોરમ્ય લાગતો હતો તેવો આકર્ષક અત્યારે લાગતો નથી " એમ કહીને એ છેડો તેણે એક બાજુએ કોચપર મૂકી દીધો

પોતાની ભેટનો આવો જવાબ મળવાથી નવનિતને ખેદ થયો તે બોલ્યો "મારા જેવો દુર્ભાગી બીજો કોઈ પણ નહિ હોય "

"દુર્ભાગી શા માટે ?"

"તને આ છેડો પસદ પડયો નહિ "

"આ છેડો ઠીક છે, તમે આજ સુધીમા અગીયાર છેડા અપાવ્યા છે આ છેડો આવવાથી માત્ર ડઝનનો મેળ થયો ! " મેનકા બેદરકારીનો ભાવ દર્શાવતી બોલી

નવનિન બોલ્યો, "મેનકા ! મેનકા ? તને સતોષ નથી તારામા કદરદાની નથી "

"અહો ! હું બેકદર છુ ! " મેનકા વ્યગમા બોલી "બરોબર છે, બસો રૂપીઆનો છેડો મને આપીને મારા ઉપર મહાન્ ઉપકાર કરનાર મહા પુરુષના મારે ગુણુવાન કરવા જોઈએ આપ પરોપકારી છો, ઉદાર છો, સમર્થ છો, મારા માલિક છો, શિરોમણિ છો, એવુ મારે કહેવુ જોઇએ આટલાથી આપને સતોષ થયો ? હજી તમે કહો તો મારા નોકરોને બોલાવુ, આસપાસના લોકોને એકઠા કરીને તેમની રૂબરૂ આપની સ્તુતિ કરૂ "

“ બહુ થયુ હવે બ ધ કર મશ્કરી જવા દે ગ ભીર બન ” નવનિત ક ટાળીને બોલ્યો

“ હા, હવે આપણે ગ ભીર બનીએ હુ તમને ગ ભીરપણે કહું છુ કે આજે જેટલી જરૂર મે તમને રૂપીઆ આઠ હજારનુ કહેલુ તેની મને હતી તેટલી આ તમારા છેડાની ન હતી સમજ્યા ? ” મેનકાએ ખુલાસો કર્યો

“ મેનકા ! તારાથી મને કશુ અધિક નથી પર તુ જે મારી પાસે ન હોય તે હું કેવી રીતે લાવી શકુ ? અને તેના વિના અહીં તારી પાસે કેવી રીતે આવી શકુ ? આજે માડમાડ તે રકમ હું મેળવી શક્યો છુ ”

“ અહોહો ! આઠ હજાર રૂપીઆ જેટલી રકમ મેળવવામા તમને મુશ્કેલી ? ”

“ હા, મને ખરેખર મુશ્કેલી પડી હતી ”

મેનકા હસવા લાગી અને બોલી “ ગરીબાઇનો દ ભ કરવામા તમારી કુશળતા એક નટને પણ શરમાવે તેવી છે ”

“ આ દ ભ નથી પણ તદ્દન સત્ય છે ”

“ અહો ! હુ સમજી આજે તમે આટલી મુશ્કેલી દર્શાવી આવતી કાલે આથી વિશેષ મુશ્કેલી દર્શાવશો પરમ દિવસે તો એમ જ કહેશો કે તમારી પાસે એક પાઇ પણ નથી મીસ્તર નવનિત-રાય ! તમારી નસેનસમા લોભ વ્યાપી રહ્યો છે મને લાગે છે કે અત્યારસુધીમા જે રકમ તમે મને આપેલ છે તે માટે પણ તમને પશ્ચાત્તાપ થતો હશે ”

“ નિષ્ઠુર નારી ! ” નવનિત ગુસ્સાપૂર્વક બોલ્યો

“ મને તમારી દયા આવે છે તમે તદ્દન ગરીબ છો તમારા ગુજરાન માટે ખરડો કરવાની જરૂર છે મારા તરફથી હું તે ખરડામા પચીશ રૂપીઆ ભરૂં છુ મારા મિત્રોને પણ તેમા મદદ કરવા જરૂર ભલામણ કરીશ ”

નવનિતને આથી વિશેષ ગુસ્સો ચડયો તે બોલ્યો "તને મારૂ કથન મશ્કરીરૂપ લાગે છે, પરતુ હુ ખરૂ જ કહું છુ કે મારી આ-વકનુ સાધન તુટી ગયુ છે હુ ખરેખરો ગરીબ બની ગયો છુ "

નવનિતના અ તકરણપૂર્વક બોલાયેલા શબ્દો ન સમજી શકે એવી મેનકા મૂર્ખ ન હતી તે બોલી "અહા ! જો તમારા આ શબ્દો સત્ય હોય ! જો હું તમારૂ કથન માની શકુ તો—"

નવનિતને લાગ્યુ કે 'મેનકાને મારૂ કથન સત્ય લાગે છે તે આ સાભળીને આન દ પામી છે તે મારો તિરસ્કાર કરે છે"

## પ્રકરણ ૯ મું.

### મેનકાનો પૂર્વપરિચય.

નવનિત એમ માનતો હતો કે મેનકા તેને ધિક્કારે છે, પરતુ ખરી રીતે તેમ ન હતુ અત્યારે મેનકાનો જેટલો પ્રેમ નવનિત ઉપર હતો તેટલો અગાઉ કદી પણ હતો નહિ તેને પોતાના ઉડાઉપણાનો ખ્યાલ આવ્યો નવનિત સાથે સ બ ધ થયા પછી અત્યારસુધીમા તેણે લખલૂટપણે ખર્ચ કર્યું હતુ છતા એક દિવસ પણ નવનિતે એ માટે તેને ઠપકો આપ્યો ન હતો મેનકાના મનમા એમ થયુ કે 'નવનિતે મારે ખાતર આટલો મોટો ભોગ આપ્યો છે તેનો તિર-સ્કાર કરવો તે ઠીક નથી ' પરતુ આ વિચાર લાબો સમય ટકયો નહિ પુન વિચારપલટો થયો અને નવનિત ખાલી ઢોંગ કરે છે એમ તેને લાગ્યુ

તે બોલી "નવનિતરાય ! તમારા કથનનો ભાવાર્થ એવો છે કે તમે મારે ખાતર ભિખારી થઈ ગયા ખરૂ કે નહિ ?"

"નહિ, હુ તારે ખાત્ર ભિખારી થયો છુ એમ કહેવા માગતો નથી પરતુ એટલુ તો ખરૂ જ કે અત્યારસુધીમા મે તારે માટે

કેટલું ખર્ચ કર્યું છે તેનો તુ વિચાર કરતી નથી તને કોઈ પણ રીતે તૃપ્તિ થતી નથી ”

“ કહો, તમે મારે માટે કેટલુ ખર્ચ કર્યું હશે ? ”

“ એ કહી બતાવ્યાથી શો લાભ ? ”

“ નહિ, તમે વકિલ છો, હિસાબકિતાબમા હુશિયાર છો, ચોક્કસ છો એટલે તમે તમારા ચોપડામા જરૂર મારા નામનું ખાતુ પાડ્યું હશે તેમા મારે ખાતે રકમ ઉધારી હશે ” મેનકા બોલી

“ હા, તારે અ ગે કેટલુ ખર્ચ મને થયુ છે તેની નોધ મેં કરેલી છે ”

“ તો મને આકડો જણાવો ”

“ આશરે બે લાખ રૂપીઆ ”

“ બરોબર બે લાખ ? આના પાઈ ઉપર ખરા કે નહિ ? ”

“ આનાપાઇનો હિસાબ નથી પણ ખર્ચનો આકડો માગીને તુ શુ કરવા ઇચ્છે છે ? ”

“ મારો એક બીજો પ્રશ્ન છે જેમ ઉધારપાસામા આ રકમ તમે ટપકાવી તેમ જમાપાસામા કશુ ટપકાવ્યુ છે કે નહિ ? ”

“ જમાપાસામા વળી શુ ટપકાવુ ? ”

“ બસ, એ જ હુ તમારી પાસેથી જાણવા માગતી હતી તમે એક મારવાડી જેટલા જ ખરાબ છો મારવાડી ઉધાર પાસુ વધાર્યો જાય છે, પરતુ જમા આવતી રકમને જમાપાસામા ટપકાવવાનું ભૂલી જાય છે તમારા શબ્દોપરથી સિદ્ધ થાય છે કે તમોએ મારે માટે જે ખર્ચ કર્યું છે તેનો કશો પણ બદલો તમને મારી પાસેથી અત્યારસુધીમા મળ્યો નથી ” મેનકાએ છણુકો કર્યો

“ નહિ હું એમ કહેવા ઇચ્છતો નથી મને મારા ખર્ચનો બદલો મળ્યો છે અને મળે છે તે માટે મારી ફરિયાદ માત્ર એક જ છે કે તને કોઇ પણ રીતે સંતોષ થતો નથી મારી સ્થિતિનો પણ તને ખ્યાલ આવતો નથી. ”

"સતોષ !" મેનકાએ કહ્યુ "જગતમા કોઇ પણ સ્થળે સતોષ જોવામા આવે છે ખરો ? હુ તમારી આજ્ઞાને આધીન રહુ છુ, તમારી સેવા ઉઠાવુ છુ, ભલભલા મારી તહેનાતમા હાજર રહેવા તૈયાર હોવા છતા હુ તમારો ત્યાગ કરતી નથી, છતા પણ તમને સતોષ છે ? તમે મારી પાસેથી વધારે ને વધારે ગુલામગીરીની આશા રાખો છો બાકી પુરુષની સ્થિતિનો ખ્યાલ સ્ત્રીએ કરવાની જરૂર હોય એમ કોઇ સ્થળે મારા વાચવા કે સાભળવામા આવ્યુ નથી પુરુષો કમાય અને સ્ત્રીઓ ખર્ચે એ જ જગતનો સિદ્ધાત છે તે સિદ્ધાતનો ભ ગ કરવાનુ સાહસ હુ કેવી રીતે કરી શકુ ?"

તે વખતે એક દાસીએ ચહા તથા નાસ્તો લાવીને હાજર કર્યો એટલે નવનિત કશુ બોલ્યો નહિ નવનિત તથા મેનકા એકજ કોચ ઉપર બેઠા હતા દાસીએ તેની સામે ન્હાનુ ટેબલ મૂકીને તેનાપર બે ચહાના કપ તથા નાસ્તાની બે ચાદીની રકાબીઓ મૂકી આશક માશુક તેને ઇન્સાફ આપવા લાગ્યા

આ બે જણા ખાદ્ય પદાર્થને ઇન્સાફ આપે તે દરમિયાન અમે વાચકોને મેનકાના પૂર્વજીવનનો પરિચય કરાવવાનુ આવશ્યક ધારીએ છીએ

મેનકા કાઠિયાવાડના પાટનગર રાજકોટની રહીશ હતી તેનો પિતા મેનકાનો જન્મ થયા પછી બે વર્ષે ગુજરી ગયો હતો તે સાત રૂપીઆના પગારથી પટાવાળાની નોકરી કરતો હતો તેમા માડમાડ ગુજરાન ચાલતુ હોવાથી તેના મૃત્યુ પછી એક પાઇની પણ ઘરમા મીલીક ન હતી મેનકાની માતા દળણાપાણી કરીને જેમ તેમ પૂરૂ કરતી હતી મેનકા સાત વર્ષની થઈ એટલે તેને કન્યાશાળામા ભણવાને માટે મૂકી તે મૂળથી જ ચાલાક હોવાથી અભ્યાસમા જલ્દીથી આગળ વધવા લાગી તેનો કઠ અત્યત મધુર હતો એટલે તે ત્રીજા ધોરણમા દાખલ થઇ ત્યારથી જ્યારે જ્યારે કન્યાશાળાની બાળાઓને ઇનામો વહેચવાનો વાર્ષિક મેળાવડો થતો ત્યારે સગીતમા તેને પ્રથમ

પદ મળતું અને સંગીતની કુશળતા માટે ઇનામ પણ મળતું તેણે ગુજરાતી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો, તે દરમિયાન સંગીતનુ સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું તેમની શાળામા જે સંગીતશિક્ષક હતો તે ઉસ્તાદ ગવૈયો હતો અને તે પોતાની આ શિષ્યાને કુશળતાપૂર્વક સંગીત શિખવતો હતો

મેનકા પંદર વર્ષની થઇ એટલે તેની માતાએ બે હજાર રૂપીઆ લઇને બાવન વર્ષના એક વૃદ્ધની સાથે તેનુ લગ્ન કર્યું આ વૃદ્ધ ગૃહસ્થ તેમની જ્ઞાતિનો હતો અને મુબઇમા નોકરી કરતો હતો તેણે આ ચોથી વાર લગ્ન કર્યું હતુ પહેલી સ્ત્રીને કશુ સંતાન ન થવાથી તેણે બીજી વખત પોતાની ત્રીશ વર્ષની ઉમરે લગ્ન કર્યું તે સ્ત્રીને બે દીકરા થયા પણ દીકરાને ન્હાના મૂકીને તે બાઇ ક્ષયના દરદથી યમધામમા પહોચી ગઈ એટલે છોકરાઓને ઉછેરવાની મુશ્કેલી ટાળવાને વૃદ્ધ ગૃહસ્થે ચાળીશ વર્ષની ઉમરે ત્રીજી વખત લગ્ન કર્યું. ત્રીજી સ્ત્રી કશી પણ સંતતી મૂકયા વગર જ તેના પતિની પચાશ વર્ષની ઉમરે ગુજરી ગઇ છોકરા મોટા થઇ ગયા હતા તેમને પરણાવ્યા હતા પુત્રવધુઓ આણા વળતી થઇ ગઈ હતી પરંતુ વૃદ્ધ ગૃહસ્થને વૃદ્ધાવસ્થામા પોતાની ચાકરી કોણ કરશે તેની ચિંતા થવા લાગી. પોતાની ચાકરી કરવાને માટે તેમણે મેનકાને પોતાની ધર્મપત્ની બનાવી, એટલે કે બે હજાર રૂપીઆ આપીને એક સેવા કરનારી ચાકરડી ખરીદી

મેનકાને પ્રથમ રાત્રીએજ પતિ પ્રત્યે તિરસ્કાર આવી ગયો વૃદ્ધ વરને પરણેલી અનેક બાળાઓના અંતરમા આવો તિરસ્કાર પ્રથમ દૃષ્ટિએજ ઉત્પન્ન થતો હશે એટલે આ દંપતીનો ગૃહસંસાર સારી રીતે ચાલવાની આશા ન રહી શેઠે પોતાના દીકરાઓને જુદા રાખ્યા હતા તે પોતે પોતાની પત્ની સાથે મુંબઇમા ભૂલેશ્વરે પાસે પોતાના માળામા રહેતા હતા.

શેઠનો રમણિક નામનો એક ગુમાસ્તો વીશ વર્ષનો હતો તે રોજ શેઠના માળામા આવતો અને ઘરનુ પરચુરણ કામકાજ કરતો.

આ છોકરો પરણેલો ન હતો કેમકે તેની જ્ઞાતિમા એક છોકરાને પરણાવવાને માટે ઓછામા ઓછા પાચ હજાર રૂપીઆની જરૂર પડે એ પાચ હજાર રૂપીઆ પેદા કરવાને માટે તે મુબઇમા આવ્યો હતો મુબઇમા મેનકાના પતિને ત્યા તે નોકર રહ્યો હતો તેને માસિક વીશ રૂપીઆ મળતા તેમાથી દશ રૂપીઆ ખાધાખરચના અને પાચ રૂપીઆ પરચુરણ ખર્ચના જતા પાચ રૂપીઆ બચતા તેનો વ્યય નાટક સીનેમામા થતો નોકરી કરીને પાચ હજાર પેદા કરવાની તેને આશા ન હતી પરતુ પોતાના ગામમા તેણે એવુ સાભળેલુ કે મુબઇમા જો એકાદી શેઠાણી પ્રસન્ન થઇ જાય તો પાચ–પચીશ હજાર રૂપીઆ આપી દે ખરી ' એ આશાથી તે મુબઇમા આવ્યો હતો મેનકા તેની દૃષ્ટિએ પડવાથી એ આશા બર આવશે એમ તેને લાગતુ હતુ

તે ચાલાક અને ચબરાક તથા બોલકો હતો એટલે વાતમા ને વાતમા તે સામા માણસને ગારગાર કરી મૂકતો તેણે પોતાની વાણીથી જ થોડા સમયમા શેઠનો વિશ્વાસ પ્રાપ્ત કર્યો હતો શેઠ સમજતા હતા કે પોતાની વૃદ્ધાવસ્થાને લીધે પોતાની નવવધુનો પ્રેમ કોઈ પણ રીતે સપાદન થઈ શકે તેમ નથી તેમને મેનકાના પ્રેમની દરકાર ન હતી કામવૃત્તિ તો તેમનામાથી ક્યારનીયે ટળી ગઇ હતી માત્ર મેનકા પોતાની વૃદ્ધાવસ્થામા પોતાની સેવા કરે એટલી જ તેમની ઇચ્છા હતી તે સાથે તે એમ પણ જાણતા હતા કે મેનકા કાઇ મીરાબાઇની પેઠે બ્રહ્મચારિણી રહી શકે એમ પણ નથી એથી જ તેમણે મેનકાના વર્ત્તન પ્રત્યે આખ આડા કાન કરવાનો નિશ્ચય કર્યો હતો, અસ્તુ

રમણિક રોજ આવતો જતો હતો તેની વાચાળતાથી તે થોડા સમયમા જ મેનકાને મોહમુગ્ધ બનાવવામા સફળ થયો બન્ને વચ્ચે અનિષ્ટ વ્યવહાર શરૂ થઇ ગયો શેઠ જાણે કશુ જાણતા જ ન હોય તેવી રીતે પોતાના ઘરનો ભવાડો જોતા હતા મેનકા પણ ચતુર હતી તે શેઠની સેવાચાકરી કરવામા કચાશ રાખતી ન હતી એટલે તેમને સતોષ હતો

એમ કરતા બે-ત્રણ વર્ષ વિતી ગયા આ સમય દરમિયાન રમણિક શેઠાણી પાસેથી એક હજાર રૂપીઆ તારવી શક્યો હતો તેને અત્યારે ચોવીશ વર્ષ થયા હતા તેનો બાપ હમણા ઉપરાછાપરી પત્રો લખતો હતો એક કન્યા તેણે શોધી રાખી હતી માત્ર તે કન્યાના બાપને પાચ હજાર આપવાના અને બે હજારનુ બીજુ ખર્ચ મળી કુલ્લે સાત હજારની જરૂર હતી જો આ લાગ જાય તો બીજી કન્યા એક-દમ મળી શકે તેમ ન હતુ કેમકે તેમની જ્ઞાતિમા કન્યાની ઘણી જ અછત હતી પિતાના કાગળો આવતા હતા, પરતુ રમણિક સાત હજાર રૂપીઆ લાવે કયા ઝાડેથી ? કદાચ તે મેનકા પાસે માગણી કરે, તો પણ મેનકા તેને એટલી રકમ કોઈ પણ રીતે આપી શકે તેમ ન હતુ તથાપિ કોઈ પણ રીતે સાત હજાર મેળવ્યા સિવાય છૂટકો ન હતો

એક દિવસ એકાત મળતા તેણે મેનકાને કહ્યુ. "મેનકા ! જો ખરૂ પૂછાવે તો મને તારી અત્યત દયા આવે છે"

"કેમ ! એવો મારો વિચાર અત્યારે શા માટે ?"

"વાહ ! જો તારો વિચાર હુ ન કરૂ તો કોનો કરૂ ? ન કરે નારાયણ અને શેઠ સાહેબ અચાનક ઢળી જાય તો તારી શી અવસ્થા થાય ? તુ જાણે છે કે ઘરડુ પાન છે, એનુ કાઇ કહેવાય નહિ" રમણિકે ચિંતા દર્શાવી

"એમા વળી શી અવસ્થા થવી હતી ?" અનુભવહીન અબ-ળાએ જણાવ્યુ "શેઠ હોય એથી કાઈ વિશેષ નથી શેઠ ન હોય તો કાઇ ઓછુ થવાનુ નથી જ્યાસુધી તમે છો ત્યાસુધી મારે કશી પણ ચિંતા કરવાની નથી"

"ભૂલે છે શેઠનો જો અચાનક સ્વર્ગવાસ થાય તો તારા સાવકા દીકરાઓ તમામ મીલકતનો કબજો લે પછી તો તું જો બહુ કરે તો તને રહેવાને માટે એક કોટડી અને માસિક ખર્ચને માટે વીશ-પચીશ રૂપીઆ આપે એવી સ્થિતિમા હું પણ તને મદદ કરી શકુ

નહિ કારણ કે મારા ઉપર તો તેઓ બળીઝળી રહ્યા છે એટલે મને એકદમ પાણીચુ જ પરખાવી દે ”

મેનકાના મગજમા રમણિકનુ આ કથન એકદમ ઉતરી ગયુ તે બોલી “બરોબર છે એવી સ્થિતિ થાય ખરી પણ તેનો ઉપાય શો ?”

“ઉપાય હું તને બતાવુ તુ શેઠને ગમે તેમ સમજાવીપટાવીને તારા નામનુ વસિયતનામુ કરાવી લે જો વસિયતનામુ તારા નામનુ હોય તો પછી બીજા જખ મારે છે” રમણિકે ઉપાય બતાવ્યો

મેનકાએ આ વિચારનો જેમ બને તેમ જલ્દીથી અમલ થાય એવી તજવીજ કરી થોડા દિવસ તેણે શેઠ પ્રત્યે હમેશ કરતા વિશેષ લક્ષ આપ્યુ શેઠને અષ્ટપષ્ટ સમજાવ્યા શેઠે પણ પોતાની પત્નીના ભવિષ્યનો વિચાર કરીને તેઓ જે માળામા રહેતા હતા તે માળો તથા એક લાખ રૂપીઆની રોકડ રકમ મેનકાના નામ ઉપર કરી આપી. દુકાનનો વહિવટ તથા ઉઘરાણી અને બીજી મીલકત પોતાના પુત્રોને મળે એવી વ્યવસ્થા કરી

આ પ્રમાણે નક્કી થઇ ગયા પછી રમણિકે હવે શેઠનો રસ્તો કરવાની પેરવી કરી વૃદ્ધાવસ્થાને લીધે શેઠની તબિયત અવારનવાર નરમ થઇ જતી હતી એટલે ઔષધનો ઉપયોગ તો તેમને કાયમને માટે કરવો પડતો હતો તે ધર્મચૂસ્ત હોવાથી વિલાયતી દવા લેતા નહિ, પરંતુ દેશી વૈદ્યની દવા કરતા હતા એક વખત તેમને સ્હેજ તાવ આવ્યો રમણિક વૈદ્યરાજને ત્યા તેમને માટે દવા લેવાને ગયો તે દવામા તેણે પોતાની પાસેનુ એક તીવ્ર વિષ મિશ્ર કર્યું આ વિષ તેને તેના એક સ્નેહી પાસેથી પ્રાપ્ત થયુ હતું. તેનામા એવો ગુણ હતો કે એ વિષ લેનાર મનુષ્યનુ હૃદય નબળુ પડી જાય અને ધીમે ધીમે નબળુ પડતુ પડતુ એક અઠવાડિયામા કામ કરતુ અટકી જાય. ગમે તેવો અનુભવી ડોકટર શરીર તપાસે તો પણ વિષપ્રયોગ થયેલો છે એમ કહી શકે નહિ માત્ર હૃદયની ક્રિયા અટકી પડી છે એટલુ જ નિદાન કરી શકે

શેઠના ઉદરમા એ વિષનો પ્રવેશ વૈદરાજની દવાની સાથે થયો શેઠનુ શરીર વ્યાધિગ્રસ્ત તથા નબળુ હોવાથી આ વિષે તેમના ઉપર એકદમ અસર કરી અને માત્ર ચાર દિવસની અદર જ તેમના હૃદયની ક્રિયા બધ પડી ગઇ અત સમયે તેમને માત્ર એક કલાક પિડા રહી હતી તે દરમિયાન મેનકાએ તથા શેઠના દીકરાઓએ ડૉક્ટરોને બોલાવ્યા, અનેક ઉપાય કર્યા, પરતુ શેઠનો આત્મા આ ફ્રાની દુનિયામા વધારે વખત રહેવાને માટે તૈયાર થયો નહિ

શેઠનો સ્વર્ગવાસ થયો તેમની ઉત્તર ક્રિયા પૂર્ણ થઇ ત્યારબાદ શેઠના દીકરાઓએ શેઠની મીલકતનો વહિવટ સભાળવાની માગણી કરી મેનકાએ તેમને શેઠનુ વસિયતનામુ બતાવ્યુ શેઠના દીકરાઓ સમજુ હતા એટલે વિશેષ તકરાર નહિ કરતા વસિયતનામામા જે મિલકત શેઠે પોતાને આપવાનુ લખ્યુ હતુ તે લઇને બાકીની તેમણે પોતાની નવી માતાને માટે રહેવા દીધી

પોતાના પતિના મૃત્યુમા રમણિકનો હસ્ત છે એવી મેનકાને કલ્પના પણ ન હતી તે એમ જ માનતી હતી કે વૃદ્ધાવસ્થાને લીધે શેઠનુ મૃત્યુ થયુ છે તેના મનમા તો ઉલટો–રમણિક પ્રત્યે વિશેષ ભાવ થયો કેમકે રમણિકની સલાહથી જ તેણે શેઠ પાસે વસિયતનામુ કરાવી લીધુ હતુ જો આ વસિયતનામુ ન થયુ હોત અને તે દરમિયાન આમ અચાનક શેઠ ગુજરી ગયા હોત તો પોતાની શી સ્થિતિ થાત તેનો વિચાર આવતા, તે રમણિકનો આભાર માનતી હતી.

હવે રમણિકે શેઠની પેઢીમાની નોકરી છોડી દીધી હતી તે મેનકાની મીલકતનો વહિવટ કરતો હતો મેનકાએ તેને પોતાનુ તન, મન અને ધન સર્વસ્વ સોપી દીધુ હતુ તે સમજતો હતો કે પોતે લગ્ન કરીને આવશે ત્યારબાદ મેનકાનો અત્યારે જે ભાવ છે તે ભાવ રહેશે નહિ, એટલે તેણે મેનકાને 'યેન કેન પ્રકારેણ' નિચોવવા માડી હતી રમણિકે મેનકાને સટ્ટાના રસ્તાપર ચડાવી દીધી હતી તદુપરાત ઘરખર્ચ શેઠના વખતમા હતું તેના કરતા પણ વધારી

દીધુ હતું ગાડી, ઘોડા, મોટર વગેરે અગાઉ શેઠના વખતમા ન હતુ તે મેનકાએ વસાવ્યુ હતુ મેનકા રમણિકને સાથે લઇ સ્હાજના વખતે મોટરમા બેસીને છડે ચોક ફરવા જતી હતી રમણિકનો માત્ર એક જ મુદ્દો હતો કે મેનકાને ઉંદરની માફક ફોલીફોલીને ખોખુ બનાવી દેવી મેનકા પણ તેના મોહમા અધ બનેલી હોવાથી રમણિકનો હેતુ સિદ્ધ થવામા જરી પણ મુશ્કેલી નડતી નહિ

રમણિક એક માસની રજા લઇને દેશમા ગયો ત્યા જઈને તેણે પોતાનુ લગ્ન કર્યું, આ લગ્નની હકીકત તેણે મેનકાને જણાવી નહિ હજી એકાદ–બે વર્ષ સુધી પોતાની સ્ત્રીને મુંબઇ લાવવાનો તેનો ઇરાદો ન હતો તે દરમિયાન તેનો હેતુ સર્વાશે સિદ્ધ થઇ જશે એવી તેની ખાતરી હતી

મેનકાના પૈસાથી તેણે શેરબજારમા દલાલીનો કાર્ડ લીધો હતો હવે તે શેરદલાલ બન્યો તેમા તેનુ પ્રારબ્ધ ખિલ્યુ અને માત્ર થોડા સમયમા જ તે લક્ષાધિપતિ બની ગયો મેનકાની તિજોરીનુ તળિયુ દેખાવા લાગ્યુ હતું હવે રમણિકને મેનકાની દરકાર ન હતી અગાઉ તે દિવસનો ઘણોખરો ભાગ મેનકાને ત્યા જ રહેતો હતો હવે તો અઠવાડિયામા માત્ર બે વખત જ તે મેનકાને ત્યા આવતો મેનકા પ્રશ્ન કરતી તો તે જવાબ આપતો કે “એટલુ બધુ કામ રહે છે કે મને બિલકુલ ફુરસદ મળતી નથી માત્ર તને માઠુ ન લાગે માટે જ હું ત્રણ–ચાર દિવસે તારી પાસે આવી જાઉં છુ ”

મેનકાને આ જવાબ કારી ઘા સમાન લાગતો તે જોઈ શકી હતી કે રમણિકનુ દિલ પોતાના ઉપર નથી

એક દિવસ રમણિક મેનકાને ત્યા આવ્યો પ્રથમ સામાન્ય વાર્તાલાપ થયા પછી તેણે કહ્યુ “મેનકા ! મારે તને એક નવીન સમાચાર જણાવવા છે. મને લાગે છે કે એ સમાચાર તને આનદ-પ્રદ લાગશે નહિ ”

“એવા શા સમાચાર છે ?” મેનકાએ આશ્ચર્ય અને ચિંતા સાથે પ્રશ્ન કર્યો

"હકીકત એવી છે કે તારા નામના પચાશ હજારના 'છેલ-બટાઉ મીલ'ના શેર છે. એ મિલ લીકવીડેશનમા ગઇ છે તેના ઉપર મોટુ દેવુ છે એટલે તેમાથી એક પાઇ પણ મળી શકે તેમ નથી"

"હે ! આ તમે શુ બોલો છો ?" મેનકાના મન ઉપર મોટો આઘાત થયો કેમકે તેણે રમણિકની સલાહથી પોતાની તમામ મૂડી આ મીલમા રોકી હતી તેણે પોતાનો માળો ગીરવી મૂકયો હતો, દાગીના ઘણા ખરા કાઢી નાખ્યા હતા સર્વસ્વ 'છેલબટાઉ મીલ'મા હોમ્યુ હતુ

રમણિકે જવાબ આપ્યો "હુ સાચુ જ કહુ છુ મારા પોતાના પચીશ હજાર રૂપીઆના શેર એ મીલના છે"

"પણ એ મીલના તો તમે વખાણ કરતા હતા તમે તેના ડાયરેકટર થયા હતા"

"હા, એ વાત સાચી, પરતુ અત્યારે મીલના એજન્ટો ડા-યરેકટરોને પોતાના હાથમા રમાડે છે ડાયરેકટરો તો એજન્ટ પાસે પુતળા સમાન સમજવા"

"પણ તો પછી મારૂ શુ થશે ?"

"મારી સલાહ તો એવી છે કે આ માળો વેચી નાખવો, ગાડી, ઘોડા, મોટર, વગેરે કાઢી નાખવુ અને એક ભાડાનુ મકાન ખરીદીને ત્યા રહેવુ"

"એ વાત સાચી, પણ મારે લગભગ પચીશેક હજારનું કરજ છે એ તમે જાણો છો તેનુ શુ કરવુ ? આ માળો વેચતા પાચેક હજાર વધારાના મળે મોટર અને ગાડી ઘોડાના ત્રણ હજાર મળે. બીજુ ફરનિચર કાઢી નાખુ તો તેના બે–ત્રણ હજાર મળે. એમ દશ અગીયાર હજાર થાય તે લ્હેણદારોને આપતા પણ બાકી ચૌદ–પદર હજાર આપવાના રહે એ સિવાય ગુજરાનનો પ્રશ્ન તો ઊભો જ રહે છે" મેનકાએ પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી

"હુ તારી સર્વ સ્થિતિથી માહિતગાર છુ. તારા પ્રતાપે મારી

સારી સ્થિતિ થઇ હતી પરંતુ અત્યારે મારી પણ તારા જેવી જ દુરાવસ્થા છે, કારણ કે આ મીલમાં મોટી રકમ રોકાઇ છે વળી આ મીલના છાટા બીજી મીલો ઉપર ઉડવાથી તેના શેરના ભાવ ગગડયા છે એટલે મારે પણ દીવાળુ કાઢવાનો વખત આવ્યો છે મને લાગે છે કે તુ તારા સાવકા દીકરાઓ પાસે જા તો તેઓ લાજશરમને લીધે તને મદદ કરશે ખરા " રમણિકે સલાહ આપી

" રમણીક ! રમણિક ! આ તુ શુ બોલે છે ? તુ મને એ લોકો પાસે જવાની સલાહ આપે છે ? " મેનકા સ્હેજ ગુસ્સાપૂર્વક બોલી

" એમા ખોટુ શુ છે ? " રમણિક નફ્ટ બન્યો

" હાય ! રમણિક ! મે તને આટલો સ્વાર્થી નહોતો ધાર્યો "

" હુ સ્વાર્થી ! મેનકા ! મે તારે ખાતર કેટલો ભોગ આપ્યો છે તેનો જો તુ વિચાર કરે તો મારે માટે આવો શબ્દ કદી પણ વાપરે નહિ મારા માતાપિતા મારૂ લગ્ન કરવાનો કેટલો આગ્રહ કરતા હતા પણ તારે ખાતર જ મે તેમનો વિરોધ કર્યો છતા પણ તુ જ્યારે આ પ્રમાણે કહે છે ત્યારે મારી ખાત્રી થાય છે કે જગતમા કોઇ પણ સ્થળે કદર નથી " રમણિકે નાટકી આવેશનો અભિનય કર્યો

મેનકાએ જોયુ કે રમણિક છેલ્લે પાટલે બેઠો છે તે પણ ચાણાક્ષ હતી હવે રમણિક સાથે વિશેષ ચર્ચા કરવામા તેણે સાર જોયો નહિ તે બોલી " ઠીક છે, હુ મારૂ ફોડી લઇશ હવે હું તારી પાસે મારે માટે સલાહ લેવા નહિ આવુ "

રમણિક ગયો ' છેલ બટાઉ મીલ ' ફ્ડચામા ગઈ મેનકાની તમામ મૂડી તેમા હોમાઇ ગઇ તેનો માળો તથા બીજી મીલકત પણ લેણદારોના તગાદાને લીધે તેને કાઢી નાખવા પડયા તેની પાસે હવે માત્ર થોડાઘણા અલકારો રહ્યા તે એક માળામા ઓરડી ભાડે રાખીને ત્યા રહેવાને ગઈ આ માળો ગોળપિઠામા ટ્રામ ફ્રાક-લાડરોડ તરફથી આવીને પાયધૂની તરફ જાય છે તેના રસ્તાપર હતો મેનકાને અત્યારે પોતાના ગુજરાનને માટે કશુ સાધન ન હતુ રમ-

ખિક તેની પાસે આવતો ન હતો અને મેનકાને પણ તેના ઉપર તિરસ્કાર આવેલો હોવાથી તે તેને મળવાનુ પસદ કરતી ન હતી

મેનકા જે માળામા રહેતી હતી તેની સામે સધીગલી આવેલી હતી તે ગલીમા પેસતા ડાબે હાથે આવેલા માળામા કેટલાક આર્ય સમાજીઓ રહેતા હતા તેમાના એક આર્ય સમાજીની સ્ત્રી સાથે તેને પરિચય થયો તે સ્ત્રીની સાથે મેનકા દર રવિવારે આર્યસમાજના મદિરમા પડિતોના વ્યાખ્યાન સાભળવાને માટે જવા લાગી વળી તે ભણેલી હોવાથી આર્યસમાજને લગતા પુસ્તકો પણ તેના વાચવામા આવ્યા એથી તેને લાગ્યુ કે આવી રીતે જીવન ગાળવા કરતા જો પુનર્લગ્ન કર્યું હોય તો ખોટુ નહિ તે વર્તમાનપત્રોમા પુનર્લગ્નને માટે આવતી જાહેરખબરો વાચતી હતી તેણે પોતે પણ પોતાની પેલી મૈત્રિણીના પતિને પોતાની પુનર્લગ્ન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી અને તેની મારફત તે માટે વર્તમાનપત્રોમા જાહેર ખબર છપાવી. જાહેરખબરને પ્રતાપે અનેક ઉમેદવારો તેની સાથે પુનર્લગ્ન કરવાને તૈયાર થયા તેમા એક આર્યસમાજી ઉમેદવારને પસદ કરવામા આવ્યો. આર્યસમાજ મદિરમા એક પડિતે તેનુ મેનકા સાથે પુનર્લગ્ન કર્યું

જેણે મેનકા સાથે પુનર્લગ્ન કર્યું હતુ તેનુ નામ ચપકરાય હતુ ચપકરાય અને મેનકાનો વ્યવહાર એકાદ વર્ષ તો ઠીક ચાલ્યો પરતુ ચમ્પકરાયભાઇ જબરા જુગારી અને અઠગ ઉડાઉગીર હતા તેમણે પ્રથમ મેનકાના અલકારોનુ પાણી કર્યું. મેનકા પાસે કશુ ન રહ્યુ એટલે ચમ્પકરાયના મનમા અત્યત અધમ વિચાર આવ્યો શ્રીમતોના વિષયાધ છોકરાઓને ફસાવવામા મેનકાનો ઉપયોગ કરવાનુ તેણે વિચાર્યું. તેના એવા એક–બે મિત્રો તેને ત્યા આવતા પણ ખરા તેમનો ડોળો મેનકા ઉપર હતો; પરંતુ મેનકા તેમને મચક આપતી ન હતી.

એક વખત ચપકરાયે પોતે મેનકાને પોતાના એક મિત્રની વિષયવાસના તૃપ્ત કરવાની આજ્ઞા કરી મેનકા પોતાના પુનર્લગ્નનીમા

પતિની આવી અધમ માગણી સાભળીને સ્તબ્ધ બની ગઇ તેને લાગ્યુ કે આવા મનુષ્યની સાથે રહેવા કરતા આત્મહત્યા કરવી તે વિશેષ ઉત્તમ છે એટલે તેણે ચંપકરાય પાસેથી પલાયન થવાનો ઈરાદો કર્યો પોતાના એ ગુપ્ત ઇરાદાને પાર પાડવાને માટે તેણે અત્યારે તો ચંપકરાયની હાએ હા ભણવાનો નિશ્ચય કર્યો મેનકાએ પોતાને આધીન થવાની દર્શાવેલી ઇચ્છાથી ચપકરાય પણ ખુશ થયો અને તે તેના પ્રત્યે અગાઉ કરતા વિશેષ પ્રેમ દર્શાવવા લાગ્યો

એક દિવસ રાત્રે તે બહારથી ઘેર આવ્યો તે વખતે મેનકા ઘરમા ન હતી તેની સાથે તેનો મિત્ર પણ હતો ઘરનુ દ્વાર બધ કરીને ઉપલી સાકળ બધ કરી હતી ચપકરાયે ધાર્યું કે આ-ટલામા તે કોઈ સ્થળે ગઈ હશે તે દ્વાર ખોલીને પોતાના મિત્રની સાથે અદર ગયો ઘરમા ચીમની બળતી હતી ટેબલ ઉપર એક પત્ર પડયો હતો તે પત્ર ઉપર ચપકરાયનુ શરનામુ હતુ શરનામાના અક્ષર મેનકાના હતા એ પત્ર જોઇને તે ચમક્યો તેણે પત્ર ઉપાડી, ખોલીને વાચ્યો તેમા આ પ્રમાણે લખ્યુ હતુ –

"ચપકરાય,

"પોતાની સ્ત્રીની દલાલી કરવાને તૈયાર થનાર મનુષ્ય પતિપદ-ને યોગ્ય નથી મે તારી સાથે પુનર્લગ્ન કરવામા મોટી ભૂલ કરી હતી, એવી મારી ખાત્રી થઈ ચૂકી છે તેનુ પ્રાયશ્ચિત્ત કરવાને માટે આજે રાત્રે નવ વાગ્યાની મેલમા હુ મોહમયી મુબઇનો ત્યાગ કરીને નર્મદા તરફ જઉં છુ નર્મદાકિનારા પર કોઇ સ્થળે રહીશ અને ઇશ્વિરભક્તિમા જીવન ગુજારી, મારા પાપનુ પ્રાયશ્ચિત્ત કરીશ તુ પણ હવે મને મેળવવાનો કિંવા મને શોધવાનો વિચાર રાખતો નહીં કદાચ તુ મને શોધવાનો પ્રયત્ન કરીશ તો પણ હવે મને મેળવ્યાથી તુ સુખી થઇશ નહિ

"લી તારાથી સદાને માટે છૂટી થયેલી,

"મેનકા"

આ પત્ર ચ પકરાયે વાચ્યો એકવાર વાચ્યો, બીજી વાર વાચ્યો, પોતાના મિત્રને વ ચાવ્યો તેનો મિત્ર પત્ર વાચીને હસ્યો અને બોલ્યો· "ચમ્પક ! રાડ જબરી ખરી ! તારા જેવાનુ તેને કબજામા રાખવાનું ગજુ નહિ "

"પણુ મારે શુ કરવુ ? પોલિસમા જાહેર કરૂં ?"

"નહિ, હવે તારે કશુ પણુ કરવુ નહિ જે સ્ત્રી તારી સાથે રહેવા જ નથી ઇચ્છતી તેને તું પરાણે રાખી શકશે નહિ "

ચમ્પકરાયને પણુ મિત્રની સલાહ વાજબી લાગી મેનકાના જવાથી તેને કશુ ખાસ નુકસાન થયુ ન હતુ એકના ખર્ચનો બચાવ થયો એવો વિચાર કરીને તેણે મન વાળ્યુ

મેનકા ગ્રાન્ટરોડથી ટ્રેનમા બેઠી તેણે સુરતની ટીકિટ લીધી હતી રાત્રે બે વાગતા તે સુરતમા ઉતરી સ્ટેશનપર વિશીના માણુસો "ચાલો વિશીમા આવવું છે ?" એવી બૂમો પાડતા હતા તેમાના એકની સાથે તે વિશીમા ગઇ તેણે વિશીવાળાની પાસે એક સ્વત ત્ર ઓરડીની માગણી કરી

વિશીવાળાએ કહ્યુ "બ્હેન ! મારી ઓરડીઓ તો ઉતારૂઓથી ભરાઇ ગઈ છે બહાર ઓશરીમા સૂઈ રહેવાનુ તમે બાઈ માણુસ હોવાથી તમને કહેવાય નહિ, પર તુ એક બાઇ એકલી એક ઓરડીમા ઉતરી છે તેમા તે એકલી જ છે, એટલે જો તેની સાથે એ ઓરડીમા રહેવાને તમને હરકત ન હોય તો તેને જાગૃત કરીને સમજાવુ "

"મારે માટે બીજાને તસ્દી આપવાની જરૂર નથી હુ રાતની રાત જાગતી બેસી રહીશ સ્હવારે સગવડ કરી આપજો" મેનકાએ કહ્યું.

"તમે કોઇ ખાનદાન માણુસ લાગો છો આખી રાત્રીના ઉજાગરાથી તમારી તબિયત બગડશે, અને એ બાઇને જાગૃત કરવામા કશી હરકત નથી " એમ કહીને જે ઓરડીમા પેલી સ્ત્રી સૂતી હતી તેની સાકળ વિશીવાળાએ ખખડાવી.

થોડી વારે અ દરથી જવાબ આવ્યો "કોણુ છે, કોણુ સાકળ ખખડાવે છે ?"

"એ તો હુ વિશીવાળો છુ જરી બહાર આવજો "

"ઊભા રહો, ઉઘાડુ છુ " અ દરથી પેલી સ્ત્રી બોલી તેણે હરીકેન લેમ્પની બત્તી ઉંચી કરી અને અ દરની સાકળ ખોલી બારણુ ઉઘાડયુ તે સ્ત્રી બહાર નિકળી બહાર વિશીવાળાની પાસે એક સૌદર્યની પ્રતિમા તેની દષ્ટિએ પડી તે બોલી "કેમ ! શુ કામ હતુ ?"

વિશીવાળાએ જવાબ આપ્યો "આ બ્હેન અત્યારે મેલ ટ્રેનમા મુબઇથી આવ્યા છે તેમને સૂવાને માટે એક પણ ઓરડી ખાલી નથી તો અત્યારે તમારી ઓરડીમા તેમને સૂવા દો આવતી કાલે સ્હવારે હુ તેમને માટે સૂવાની સગવડ કરી દઇશ જો તમને બન્નેને એકજ ઓરડીમા સાથે રહેવાનુ પસ દ પડશે તો હું તમારી દરેકની પાસેથી ઓરડીનુ અર્ધુ ભાડુ લઇશ "

"વારૂ, બ્હેન ! અ દર આવો તમારો સામાન ક્યા છે ?"

" મારી પાસે કશો પણ સામાન નથી " મેનકાએ જવાબ આપ્યો.

"ઠીક, એમના પાથરવા તથા ઓઢવાને માટે પાગરણનો બ-દોબસ્ત કરો " ઓરડીમાથી બહાર આવેલી સ્ત્રીએ વિશીવાળાને કહ્યુ

વિશીવાળો એક ગાદલુ, ઓશીકુ તથા એક ગોદડુ લાવ્યો. મેનકાએ તે ઓરડીમા પેલી બાઇની પાસે બિછાવ્યુ અને જળપાન કરીને તે પથારીમા પડી પેલી બાઈ પણ પોતાની પથારીમા સૂતી

## પ્રકરણ ૧૦ મું.

### વેશ્યા બની.

**બી**જે દિવસે સ્હવારે બન્ને જણીઓ ઉઠી દાતણ પાણી કરીને પેલી બાઇએ ચહાના બે કપ મ ગાવ્યા બન્ને જણીએ ચ્હા પીતા પીતા પેલી સ્ત્રીએ મેનકાને પ્રશ્ન કર્યો "બ્હેન ! તમારૂં નામ

શુ ? અને તમારે ક્યા સુધી જવું છે ? તથા આવી એકાકી સ્થિતિમા શા માટે નિકળવુ પડયુ ?"

પોતાને થયેલા ઉપરાછાપરી પ્રશ્નો શ્રવણુ કરીને મેનકાએ એક દીર્ઘ નિ શ્વાસ મૂકયો અને તેના નેત્રાપર અશ્રુબિંદુ દશ્યમાન્ થયા. એ જોઈને આ સ્ત્રી બોલી "અહો, બ્હેન ! તમને એટલુ બધુ શું દુ ખ છે ? મારા પ્રશ્નથી તમારૂં ભૂતકાલિન દુઃખ તમારા સ્મૃતિપટ ઉપર તરી આવ્યુ લાગે છે. મે તો માત્ર સ્વાભાવિક જીજ્ઞાસાવૃત્તિથી પ્રેરાઇને જ તમને એ પ્રશ્નો કર્યા હતા તમને એથી દુ ખ થયેલુ જાણીને એ પ્રશ્ન કરવા માટે મને ખેદ થાય છે "

મેનકા આ બાઇની ભલમનસાઇ અને સરલતાનો મનમા ને મનમા આભાર માનતી બોલી "બાઈ ! આપના દેખાવ તથા સ્વભાવ ઉપરથી આપ કોઈ ઉત્તમ અને શ્રીમ ત કુળના હો તેમ લાગે છે હુ પણ એક વખત શ્રીમ ત પતિની પત્ની હતી, પર તુ મારા દુર્ભાગ્યે મારા પતિનો, મારી શ્રીમ તાઇનો, મારી પવિત્રતાનો, સર્વનો નાશ થયો છે તમારા પ્રશ્નથી મને મારા ભૂતકાળના જીવનની સ્મૃતિ થતા મારૂ હૃદય ભરાઇ આવ્યુ હતુ "

"કાઈ નહિ, બ્હેન ! આ જગતમા તમારા કરતા પણ અનેક-ગણા અધિક દુ ખી મનુષ્યો વસે છે એમની તરફ જોઇને તમારે તો પ્રભુનો પાડ માનવો કે એ લોકો કરતા તમારી અવસ્થા સારી છે"

"હા, બાઇ ! તમારૂં કહેવુ સત્ય છે પર તુ મનુષ્યસ્વભાવ જ એવો છે કે બીજાના ડુંગર જેવડા દુઃખ કરતા પણ પોતાના રજકણુ જેવડા દુઃખને તે મોટુ સમજે છે"

"વારૂ, તમે અહીંથી ક્યા જવાનો અને શુ કરવાનો વિચાર રાખ્યો છે ?"

"મારો વિચાર તો એવો છે કે અહીંથી ભરૂચ જવું અને પછી ત્યાથી નર્મદાકિનારાપર કોઈ સારા અને અનુકુળ સ્થળે રહેવું.

નર્મદાસ્નાન અને ઇશ્વરભક્તિમા જીવન ગાળી મારા પાપનુ પ્રાયશ્ચિત્ત કરવાનો નિશ્ચય કરીને હુ ઘેરથી નિકળી છુ " મેનકાએ જવાબ આપ્યો

"વાહ ! ધન્ય છે ! વિચાર ઘણો જ ઉત્તમ છે આટલી ન્હાની ઉમરમા પણ આવી પવિત્ર ભાવના જોઈ ને મને અત્યત આનદ થાય છે, પરતુ તમારી યોજનામા મને માત્ર એક બાબતની ભીતિ રહે છે આપણે ગમે તેમ તોયે બાઇ માણસ પુરુષોને માત્ર માયાની જ ભે ! આપણુને માયા અને કાયા બે પ્રકારની બીતિ, એટલે ગમે તે સ્થળે જઇને તમારે એકલા એ અજાણ્યા મનુષ્યોમા રહેવુ તે યોગ્ય નહિ વળી નર્મદાકિનારો એક તિર્થ સ્થળ અનેક મનુષ્યો ત્યા આવવાનો સભવ નર્મદાકિનારાના ગમે તે ગામમા તમે રહો પણ ત્યા સામાન્ય રીતે બહારગામના મનુષ્યો વિશેષ પ્રમાણમા આવે, એટલે એવા સ્થળમા રહીને તમારી પવિત્રતા જળવાઇ નહિ શકે "

"શા માટે નહિ જળવાઇ શકે ? જો આપણે પવિત્ર રહેવા ઇચ્છતા હોઇએ તો આપણુને કોણ ભ્રષ્ટ કરી શકે તેમ છે ?" મેનકાના સ્વરમા સ્હેજ ગુમાન જણાતુ હતુ.

પેલી સ્ત્રી બોલી "બ્હેન ! હજી તમને જગતનો પૂરો અનુભવ મળ્યો હોય એમ લાગતુ નથી એથી જ આવા શબ્દો તમારા મુખમાથી નિકળે છે પરતુ બરોબર પ્રસગ આવતા આપણી હિમ્મત જતી રહે છે અને આપણો નિપાત થાય છે "

"નહિ, હવે તો મને એવુ થયુ છે કે મારૂ પતન થાય એ કરતા નર્મદામાતાને મારો દેહ સ્વાધીન કરવાનુ હુ વિશેષ પસદ કરૂ" મેનકા દ્દઢ સ્વરે બોલી

"તમારી દ્દઢતા વખાણને પાત્ર છે પરતુ આત્મહત્યા કરવી સહેલી નથી વળી તમે નદીમા પડયા, તેમાથી તમને કોઇએ બચાવ્યા, તો સરકારમા તમારો કેસ ચાલે, તમને સજા થાય અને તુરગમા તમારા જેવી સુદરીની શી દશા થાય તેનો વિચાર કરો ' **યદ્યપિ**

**शुद्धं लोकविरुद्धं ना करणीयं नाचरणीयम्.** ' એ પ્રમાણે સ્ત્રીઓએ એકલા સ્વતંત્ર રહેવું નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે ''

" ત્યારે મારે શુ કરવું ? " મેનકાને પણ આ બાઇની દલીલમા વજુદ લાગ્યું અને તેથી તેનો દૃઢ નિશ્ચય ડગમગ્યો

" મારી સલાહ તો એવી છે કે તમારે કોઈ સારા કુટુબની સાથે રહીને તમારૂં જીવન ગાળવું "

" એવુ કુટુબ ક્યાથી મળે ? મને મારો ઇતિહાસ જાણ્યા પછી પોતાની સાથે કોણ રાખે ? જો મારો ઇતિહાસ ન જણાવુ તો પણ તેમને શકા આવે અને તેઓ મને પોતાની સાથે રાખવાની વૃત્તિ ન દર્શાવે " મેનકાએ મુશ્કેલી જણાવી

" જો તમને યોગ્ય લાગતું હોય તો એ મુશ્કેલીનો તોડ હુ લાવી શકીશ " પેલી સ્ત્રી બોલી " હું ચંદ્રનગરમા રહું છુ ચદ્રનગર નર્મદાના તીરે આવેલુ છે જો તમારી ઇચ્છા હશે તો હું તમને મારી પાસે રાખીશ તમે મને તમારી મોટી બ્હેન સમજજો મારૂ ઘર એ તમારૂ જ ઘર છે એમ માનજો "

મેનકાને આ શબ્દો સાભળીને અત્યત આનદ થયો તે બોલી " અહો, બાઇ ! હું તમારો કેટલો આભાર માનુ ? અત્યારે સ્વર્ગમાથી સાક્ષાત્ મહાદેવી મારો ઉદ્ધાર કરવાને--મારૂ રક્ષણ કરવાને ઉતરી આવ્યા હોય એમ લાગે છે હું તમારી સાથે આવીશ, તમારૂ કામકાજ કરીશ અને તમારા જેવા પવિત્ર સચ્ચરિત્રવાન્ બાઈની સાથે મારૂં જીવન વિતાવીશ તમારૂ નામ શુ ? "

" મારૂ નામ સરસ્વતી છે પણ તમે તમારૂ નામ મને જણાવ્યુ નથી "

" આ પાપિણીને લોકો મેનકા કહે છે "

" વાહ, તમારા સૌંદર્યને યોગ્ય જ તમારૂ નામ છે. " સરસ્વતીએ કહ્યું " ત્યારે હવે આજે બપોરની ગાડીમા આપણે ચદ્રનગર જઇશુ "

તેમણે ભોજન કરી લીધુ બપોરે તેઓ સ્ટેશનપર ગયા. સરસ્વતીબાઇની સાથે એક સ્ત્રી તથા એક પુરુષ નોકર હતા તે ત્રણ તથા મેનકા એ ચારે જણાની સરસ્વતીબાઇએ ચદ્રનગરની ટીકીટ લેવાનુ પેલા નોકરને કહ્યુ મુબઇ તરફથી ટ્રેન આવી એટલે તેમા બેસીને તેઓ ચદ્રનગર તરફ જવાને રવાના થયા

ચદ્રનગરનુ સ્ટેશન આવ્યુ એટલે એક ગાડીમા બેસીને સરસ્વતીબાઇ મેનકાને પોતાના મકાનપર લઈ ગઈ સરસ્વતીબાઇનુ મકાન રાજમાર્ગપર આવેલુ હતુ ગલીમા તે મકાનની ડેલી પડતી હતી આ મકાન બગલા જેવુ હતુ અદર ભપકો પણ સારો હતો, પરતુ આ મકાનમા એકાદ–બે નોકર સિવાય કોઇ પુરુષ જોવામા આવતો નહતો એટલે સરસ્વતીબાઇનો પતિ અથવા પુત્ર ક્યા હશે, એવો વિચાર સ્વાભાવિક રીતેજ મેનકાના મનમા ઉદ્ભવ્યો તે એ વિષયમા સરસ્વતીબાઇને પ્રશ્ન કરવાની હિમ્મત કરી શકી નહિ સરસ્વતીબાઈએ મેનકાને એક ખડમા ઉતારો આપ્યો અને કહ્યુ: “ અત્યારે રાત્રી પડી ગઈ છે, એટલે તમે ભોજન કરીને આ ખડમા સૂઈ રહો સ્હવારે અહીની રીતભાતથી હુ તમને માહિતગાર કરીશ ”

મેનકાને જે ઓરડો આપવામા આવ્યો હતો તેમા એક ખૂણામા મચ્છરદાનીવાળો છત્રીપલગ હતો બીજા ખૂણામા એક ટેબલ તથા ખુરસી પડેલા હતા એક બાજુએ ગાદી તકીયો હતો એક તરફ મોરીની સગવડ હતી દિવાલપર કામોત્તેજક ચિત્રો લટકાવવામા આવ્યા હતા કાચની હાડીઓ તથા ગોળા છતની શોભામા વૃદ્ધિ કરતા હતા એકદરે આ ઓરડામા વિલાસપ્રિય મનુષ્યને માટે તમામ પ્રકારની સગવડ હતી એમ કહીએ તો ચાલે એક પાણીનો કાથીથી મઢેલો કુજો, જર્મન સીલ્વરનો પ્યાલો તથા પાનની પેટી અને રકાબી પણ ત્યા રાખવામા આવ્યા હતા

પોતાને માટે આવા ફરનીચરવાળા ઓરડાની ગોઠવણ કરવાથી મેનકાને આશ્ચર્ય થયુ પરતુ તેના મનમા કશી શકા આવી નહિ. તે જળપાન કરીને સૂઈ રહી

બીજે દિવસે સ્હવારે તે ૭ વાગે ઉઠી તેણે દ્વાર ખોલવાનો પ્રયત્ન કર્યો પરંતુ દ્વાર બહારથી બંધ કરેલું લાગ્યું એટલે તે પથારીમાં પડી રહી. થોડી વારે સરસ્વતીબાઇએ દ્વાર ખોલીને ઓરડામાં પ્રવેશ કર્યો તેણે કહ્યું "કેમ, મેનકાબ્હેન ! ઉંઘ તો બરોબર આવી હતી ને ?"

"હા, પણ મારે માટે આવા ઓરડાની શી જરૂર હતી ? મને એક ન્હાની કોટડીમાં ઉતારો આપ્યો હોત તો પણ ચાલત" મેનકા બોલી.

"શું આ ઓરડામાં રહેવાથી તમને કશો ત્રાસ થયો હતો ?"

"ના, ત્રાસ થવા જેવું તો શું હતું ? પરંતુ મારા જેવી દુર્ભાગિનીને માટે આવું ન જોઇએ"

"બ્હેન ! તું દુર્ભાગિની નથી તું આ ઘરમાં આવીને પૂર્ણ સુખી થાય, તને કોઈ વાતનું દુઃખ ન થાય, કશી બાબતની ઉણપ ન રહે, એવી મારી ઇચ્છા છે"

"મારે હવે સુખને શું કરવું છે ?"

"નહિ, તું હજી તરૂણાવસ્થામાં છે, તારી યુવાની એળે જાય એવી મારી ઇચ્છા નથી"

"એટલે !" સરસ્વતીબાઇના પ્રસ્તુત શબ્દોથી મેનકા ચમકી.

"એટલે એમ કે તારા તારૂણ્યના ભોગી ભ્રમરને તારા હૃદયકમળપર સ્થાન આપવું એ તારૂ કર્તવ્ય છે."

"સરસ્વતીબાઇ ! આ તમે શું બોલો છો ?"

"હું સત્ય કહું છું. તું થોડા દિવસ અહીં રહીશ એટલે તને મારો પરિચય થશે."

"પણ તમે છો કોણ ?"

"હું વેશ્યા છું તારા જેવી અને તારા જેટલી જ ઉમરની બીજી તરૂણીઓ પણ અત્ર છે તેમના સહવાસમાં તારો સમય આનંદમાં વ્યતિત થશે. વળી અહીં અમીરઉમરાવના છોકરાઓ આવે છે.

તેઓ તને દરેક રીતે સુખી બનાવશે " સરસ્વતીબાઈએ સત્ય હકીકત પ્રકટ કરી.

"આ હું શુ સાભળુ છુ ?" મેનકાના મુખમાથી આશ્ચર્યોદ્ગાર સરી પડ્યો

"તુ સત્યજ સાભળે છે "

"તમે મને ફસાવી છે ખોટુ સમજાવીને તમે મને તમારે ત્ય લાવ્યા અને હવે મારા શિયળનો ભગ કરાવવા ઇચ્છો છો ? હું ફરિયાદ કરીશ તમને શિક્ષા કરાવીશ "

"ફરિયાદની બીક દર્શાવવાની જરૂર નથી તારી ફરિયાદ કોઈ સાભળવાનુ નથી આ ઘરમા સત્તા મારી છે, રાજ્ય મારૂ છે, એટલે હુ કહુ તે પ્રમાણે જ દરેકે ચાલવુ જોઇએ આ મકાનમાથી છટકવાની તો તારે કલ્પના પણ કરવી નહિ બાકી તારા જેવી કુલટા સ્ત્રી શિયળની વાતો કરે એ સાભળીને તો મને આશ્ચર્ય જ થાય છે " સરસ્વતીબાઇએ પોતાનુ પોત પ્રકાશ્યુ

મેનકા સ્તબ્ધ બની ગઈ તેણે જોયુ કે અહીંથી છટકવાનો એકે માર્ગ નથી, કોઇ પોતાનુ સાભળે તેમ નથી, માટે સરસ્વતીબાઇની આજ્ઞાને આધીન રહીને જીવન વિતાવવું એજ ઉત્તમ છે તે આજથી વેશ્યા બની એક લક્ષાધિપતિ શેઠની પત્ની સદાસૌભાગ્યવતી બની

વાચક ! આ સર્વ શાનો પ્રતાપ ! મેનકાની માતાએ પૈસા લઇને પોતાની પુત્રીનુ વૃદ્ધ પતિની સાથે લગ્ન કર્યું તેનું આ પરિણામ, અહો, આવા અનેક બનાવો આપણા આર્યાવર્તમા બની રહ્યા હશે, અનેક યુવતીઓ આવા કારણોથી અનાચારમા પ્રવૃત્ત થતી હશે, તથાપિ આપણા સમાજની આખો ઉઘડતી નથી વિધવાઓનું પુનર્લગ્ન કરવાની ના કહેનારાઓ, વિધવાવિવાહથી સમાજનુ અધપતન થવાની ભીતિ રાખનારાઓ સાથે સાથે વૃદ્ધવિવાહ અને કન્યાવિક્રયના અનિષ્ટ પરિણામનો વિચાર તો કરતા જ નથી !

આ જીવનમા અમુક સમય પસાર કર્યાં બાદ સરસ્વતીબાઇનું

મૃત્યુ થયુ હવે મેનકા સ્વતંત્ર બની પરંતુ હવે તે પાપનુ પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છતી ન હતી આ જીવન તેને આનંદમય લાગતું હતું. તે પોતે કશુ પાપ કરે છે એવી ભાવના પણ તેના મનમા ઉદ્ભવતી ન હતી

અનાયાસે એક વખત તેને નવનિતરાયની મુલાકાત થઇ અને નવનિતરાય તેના મોહપાશમા સપડાયો નવનિતરાયને મેનકાએ થોડા સમયમા જ અત્યંત મુગ્ધ બનાવી દીધો તે પુષ્કળ ખર્ચ કરતી અને તે પાણી માગે તો નવનિત દુધ હાજર કરતો હતો અનેક વાર મેનકા નવનિતને ટોણા મારતી, છતા પણ નવનિતના મનમા તેને માટે કદી પણ તિરસ્કાર ઉત્પન્ન થયો ન હતો માત્ર બહાર પોતાની પ્રતિષ્ઠાને હાની ન પહોચે તે માટે નવનિત બનતા સુધી જાહેરમા મેનકાને પોતાની સાથે ફેરવતો નહિ કદાચ ફરવા જાય તો બંધ ગાડીમા લઈ જાય, અસ્તુ

તેમણે બન્નેએ ચહા પીધા પછી નવનિતે મેનકાના કંઠમા હસ્તારોપણ કરીને કહ્યુ "મેનકા ! મારા ઉપર ગુસ્સે ન થા મારો તારા ઉપર કેટલો પ્રેમ છે તેનો વિચાર કર "

મેનકા તેનાથી સ્હેજ દૂર ખસીને બોલી "તમે આઘા રહો. મે તમને જણાવ્યુ કે મારૂં મસ્તક દુખે છે, છતા પણ મને શા માટે દુખી કરો છો ?"

"તારૂ મસ્તક દુખે છે ? વૈદ્યને બોલાવી લાવુ ?"

"ના, મારૂ દુઃખ વૈદ્ય દૂર કરી શકે તેમ નથી એકલી રહેવાથી મારૂ મસ્તક દુખે છે, તે વૈદ્ય કેવી રીતે દૂર કરી શકે ?"

"હાય ! મેનકા ! મને લાગે છે કે જો હુ અત્ર આવ્યો નહોત તો ઠીક હતુ." નવનિત કંટાળીને બોલ્યો

"બરોબર છે, તમે અહીં ન આવો, હું એકલી રહું, તેથી મારૂં મસ્તક સતત દુખ્યા કરે, એ તમને પસંદ છે શા માટે ન હોય ? તમને મારી ક્યા દરકાર છે ?"

"તારા આનંદને માટે અહીં અનેક વસ્તુઓ છે."

"હા, તુરંગમાં કેદીને જેટલો આનંદ થાય તેટલો આનંદ મને થાય છે."

"શું! આવા મહેલ સમા મકાનને તું તુરંગ કહે છે?"

"તુરંગ નહિ તો બીજું શું? તમે કોઈ દિવસ તમારા કોઇ મિત્રને અત્ર લાવ્યા છો? તમે મને ગાડી અપાવી છે, પરંતુ તમારી સાથે મને ફરવાને તેડી ગયા છો? આ ગાડીમાં આપણે સાથે ત્રણથી વધુ વખત બેઠા નથી, અને ત્રણે વખત તમે તેના પડદા બંધ રખાવ્યા છે."

"મેનકા! એમ કરવાનો મારો ઉદ્દેશ મેં તને જણાવ્યો છે છતાં એની એ વાત તું કર્યાં કરે છે, તે વાજબી કહેવાય?"

"હા, હું જાણું છું કે હું વેશ્યા છું વેશ્યાની સાથે બહાર ફરવા જતાં તમને શરમ થાય છે પરંતુ તમારા કરતાં અતિ શ્રીમંત અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો ગાડીમાં પોતાની માશુકને પોતાના પડખે બેસારીને ફરવા નિકળે છે નહિ, તમે તો પવિત્રતાની પ્રતિમા, સત્યના સમુદ્ર, નીતિના નમૂના! એવું કાર્ય તમારાથી કેવી રીતે થાય?

"મેનકા! મેનકા! તારાં ટોણાં હું સહન કરી શકતો નથી હું ગમે તેવો છું પણ તારા લક્ષાધિપતિઓ કરતાં સારો છું હું મારી પ્રતિષ્ઠાને હાની પહોંચે તે કદી પણ પસંદ કરતો નથી મારો તારા ઉપર પ્રેમ છે, હું તને અંતઃકરણથી ચાહું છું પરંતુ લાચાર છું કે તું વેશ્યા છે જો તું વેશ્યા ન હોત તો મેં કદાચ તારી સાથે લગ્ન પણ કર્યું હોત મારે વિશેષ કહેવાનું નથી મને મારી આબરૂની દરકાર છે અને તારે ખાતર તેના ઉપર હડતાળ મારવાને હું તૈયાર નથી."

મેનકા સમજી કે પોતે કાચું કાપ્યું છે નવનિતને ગુસ્સો ચડ્યો છે એટલે તે બોલી "નવનિત! વ્હાલા! તમને દુઃખી કરવાની મારી ઇચ્છા નથી મારૂં મન આજે સ્વસ્થ નથી મને ક્ષમા કરો."



# પ્રકરણ ૧૧ મું.

## ડાક્ટરની સલાહ.

મેનકાના વર્તનમા થયેલા ફેરફારથી નવનિતને આનદ થયો. તેનો ક્રોધ શાત થઇ ગયો તે બોલ્યો "મેનકા ! જો તુ આવી ડાહી થાય તો કેવુ સારૂ ? તું મારા ઉપર આક્ષેપ કરે છે કે હું તને બહાર ફરવા લઇ જતો નથી, પરતુ ગયા મગળવારે તારા જન્મ દિવસના રોજ હુ તને નાટક જોવા તેડી ગયો હતો ત્યાથી આપણે સીનેમામા ગયા હતા અને વળી મારા બે મિત્રોને તારે ત્યા પ્રીતિભોજનમા પણ લાવ્યો હતો "

"એ માટે મારે તમારો આભાર માનવો જોઇએ પરતુ નાટક જોવાને માટે આપણે બધ ગાડીમા ગયા હતા તમે મને જુદી બેસારી હતી સીનેમામા તો તદ્દન અધકાર હોવા છતા પણ તમે મારી સાથે બેઠા નહિ તમારા મિત્રો તમારી સાથે મારે ત્યા આવ્યા હતા પરતુ તે વખતે જાણે તમે ત્રણે જણા મારૂ સગીત સાભળવાને સ્વાભાવિક રીતે આવી ચડયા હો એવો તમે દેખાવ કર્યો હતો અને મારે ને તમારે પરિચય છે એમ નહિ જણાવા દેવાની અગાઉથી જ તમે મને સૂચના કરી હતી વળી તે વખતે તમારા ચ્હેરા ઉપર આનંદનો અશ પણ જણાતો ન હતો "

"મેનકા ! તને મારા કોઈ પણ કાર્યથી સંતોષ થવાનો નથી વારૂ, વખત બહુ થઇ ગયો છે હું રજા લઇશ "

"એટલી બધી શી ઉતાવળ છે ? જ્યારે હોય ત્યારે 'હું રજા લઇશ.' ! "

"લાચાર છું કે મારી માતા ગભીર માદગીમા સપડાઇ ગઈ છે" નવનિતે કહ્યું અને અબિકાપ્રસાદ પાસેથી પોતાને મળેલી નોટો તેણે મેનકાને આપીને જણાવ્યુ "આ રૂપિઆ લે હવે હું થોડાક દિવસ સુધી અહીં નહિ આવી શકું "

" કારણુ ? બહારગામ જવાના છે। ? "

" ના, અહીં જ રહેવાનો છુ, પરતુ એક અગત્યના કાર્યમા મારા સમયનો મોટો ભાગ રોકાશે તે કાર્યમા મને સફળતા પ્રાપ્ત થશે તો આપણુ ભવિષ્ય અનેક પ્રકારના અકલ્પનીય સુખોથી ભરેલુ માલૂમ પડશે પછી મારો તારા ઉપર કેટલો પ્રેમ છે, એ બાબતની તને ખાત્રી થશે "

" પરતુ એવુ કાર્ય શુ છે, એ તો કહો, વ્હાલા ! "

" વ્હાલી ! હુ દિલગીર છુ કે અત્યારે તે પ્રકટ કરવાનો સમય નથી "

" નહિ, મને તો જરૂર કહો, વ્હાલા ! " એમ કહેતા મેનકાએ તેને દઢાલિંગન આપીને તેના ઓષ્ટને ચુબનથી અકિત કર્યો નવનિતે પણ મેનકાની નાજુક દેહલતાની આસપાસ પોતાના હસ્ત વિંટાળ્યા અને મેનકાના એક ચુબનના બદલામા તેણે એકવીશ ચુબન આપ્યા "

પછી તે મેનકાને પોતાના બાહુ પાશમા રાખીને જ બોલ્યો " વ્હાલી ! એક વખત આશા ઉત્પન્ન કર્યા પછી નિરાશ કરવાનો પસગ પ્રાપ્ત થાય એ મને ગમતું નથી જે કાર્યમા સફળતા મળશેજ એવી સપૂર્ણ ખાત્રી ન હોય, તે કાર્ય સિદ્ધ થયા સિવાય પ્રકટ કરવામા દક્ષતા નથી વારૂ, મેનકા ! મારી તને ખાસ સૂચના છે કે તારે પોતે મારે ત્યા આવવું નહિ કે પત્ર પણ મોકલવો નહિ મારી અનિવાર્ય જરૂર હોય તો પેલા મારવાડીની મારફત મોઢાનો સદેશો મોકલવો "

મેનકા કૃત્રિમ ગુસ્સાપૂર્વક બોલી " ઠીક છે, અમે તમારા મનથી કાઇ નહિ ભલે અમને તમારી ગુપ્ત વાર્તા ન કહેશો "

" મેનકા ! તને ગુસ્સે કરવાની મારી ઇચ્છા નથી તથાપિ આજે તો નહિ, થોડા દિવસ પછી જણાવીશ " નવનિત મક્કમ રહ્યો

" નવનિતરાય ! તમારૂં વર્તન સર્વદા રહસ્યમય જ હોય છે. "

"નહિ, આ રહસ્ય છેલ્લુ જ છે "

"નવનિતરાય ! તમે મને ભોટ સમજો છો ? મારૂં મન કહે છે કે અમુક વાર્ત્તા તમે મારાથી ગુપ્ત રાખો છો. તમારા વદન ઉપરથી હુ તે સમજી શકુ છુ તમે અગાઉના જેવા રહ્યા નથી. જો કે તેનુ કારણ હું સમજી શકતી નથી "

"વ્હાલી ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે—"

"નહિ, પ્રેમીઓએ એક બીજાની પાસે પ્રતિજ્ઞા કરવી નહિ. મે એવુ વાચ્યુ છે કે પ્રેમમા તથા યુદ્ધમા છેતરપીડીની છૂટી છે. પરતુ એટલુ સ્મરણમા રાખજો કે તમે મને છેતરી શકશો નહિ જો તમે મારી સાથે છેતરપીડી ચલાવો છો એવી મારી ખાત્રી થઇ તો—"

"અરે પણ તું નકામો વહેમ શા માટે રાખે છે ? જે કાર્ય અત્યારે મારા હાથમા છે તેમા સફળતા મળશે કે નહિ તેની મને પોતાને જ ખાત્રી નથી તો પછી તે તને અત્યારે જણાવવાથી શો લાભ ?" નવનિત મેનકાને અટકાવીને બોલ્યો.

"વારૂ વારૂ, હુ તમારી સૂચના મુજબ વર્ત્તીશ પધારો !"

નવનિત ઉઠયો અને બહાર નીકળ્યો દ્વાર બધ થયું જો તે દ્વાર પાસે થોડી વાર ઉભો રહ્યો હોત તો આ ઓરડામાં મેનકા તથા તેની દાસી વચ્ચે થયેલી નીચેની વાતચીત તેના સાભળવામાં આવી હોત

દાસીએ કહ્યું· "બાઈ સાહેબ ! તમે પણ આ અબુદ્ધને ઠીક બનાવો છો એ તો એમજ સમજે છે કે તમારો તેના ઉપર સપૂર્ણ પ્રેમ છે, જ્યારે તમારે તેના જેવા બીજા ત્રણ જણા છે "

"એ તો એમ જ ચાલે ! મારો પ્રેમ આ મૂર્ખાપર નહિ પણ તેના પૈસાપર છે મને લાગે છે કે તેનો કોઇ સ્ત્રી ઉપર દાવ છે. પરતુ તે લગ્ન કરે અને મને છોડી દે એ હું બિલકુલ ઇચ્છતી નથી. જ્યારે તેની પાસે પૈસા નહિ હોય ત્યારે તેનો આ મેનકાની સાથે તેના કોચ ઉપર બેસવાનો અધિકાર નહિ રહે. તે કાઇક ગતમા રમે છે, પણ તેનું રહસ્ય હું જાણ્યા વિના રહેવાની નથી."

નવનિત આ સભાષણુ સાભળવા ઉભો રહ્યો ન હતો તે ત્વરાથી ચાલ્યો ગયો અને જે ગુપ્ત માર્ગેથી પોતાના મકાનમાથી બહાર નીકળ્યો હતો તે માર્ગેથી જ માળામા દાખલ થઇ મેડી ઉપર જઇને પોતાના ઓરડામા પેસી ગયો કપડા ઉતારીને પથારીમા પડયો પડયો એક પુસ્તક વાચવા લાગ્યો

પાચ સાત મીનિટ બાદ તેમને ત્યા કામ કરનારી છોકરીએ આવીને દ્વારપર અવાજ કર્યો તેણે એક–બે વખત અવાજ કર્યો એટલે નવનિતે ઉઠીને સાકળ ખોલી તે વખતે જાણે પોતે નિદ્રામાથી ઝબકીને જાગ્યો હોય એવો તેના ચ્હેરાપર ભાવ હતો

છોકરી અદર આવીને બોલી "સાહેબ' હું બે વાર આવી ગઈ પરંતુ તમે સૂઇ ગયા હતા તમે જલ્દી પધારો જમનાબાને વિશેષ ગભરામણુ થાય છે. કદાચ થોડા સમયમા દેહત્યાગ કરી જશે એમ લાગે છે "

"ચાલ, હું આવુ છુ ગઇ રાત્રીના ઉજાગરાથી મને ગાઢ નિદ્રા આવી ગઇ હતી " એમ કહીને તે એ છોકરીની સાથે જ્યા જમનાબાઇ સૂતી હતી ત્યા ગયો જમનાબાઇને અત્યારે અત્યત પીડા થતી હતી તેને કશુ પણુ ચેન પડતું ન હતું તેના નેત્રો નિસ્તેજ બની ગયા હતા ચ્હેરો પણુ બદલાઇ ગયો હતો તે ન સમજી શકાય એવા બરાડા પાડતી હતી તેનુ શરીર તદ્દન શિથિલ બની ગયુ હતું નવનિત તેની પાસે જઇને ઊભો રહ્યો પરતુ તે તેને ઓળખી શકી નહિ.

"જૂઓ, મોટાભાઇ' આ સ્થિતિ છે " છોકરી બોલી

"વ્યાધિ ઘણો વધી ગયો લાગે છે તું જલ્દી જઇને ડોકટરને બોલાવી લાવ જલ્દી જા "

છોકરી ડોકટરને બોલાવવા ગઈ નવનિત જમનાબાઇના બિછાના પાસે એક ખુરશીપર બેઠો

આ છોકરી જે ડોકટરને બોલાવવાને ગઈ હતી તે ડોકટર નવનિતનો મિત્ર હતો કોલેજમા બન્ને સાથે અભ્યાસ કરતા હતા.

નવનિતે વકિલાત કરવા માંડી ડોકટરે ચંદ્રનગરમા જ દવાખાનુ ખોલ્યુ. ડોકટરનો બાપ સાધારણ સ્થિતિનો હતો તેને અહી કશી લાગવગ ન હતી ડોકટરનો ધંધો લાગવગ વગર એકદમ સારો ચાલતો નથી. એટલે શરૂઆતમા ડોકટર સાહેબને દવાખાનામા ખુરશીપર બેઠા બેઠા માખીઓ મારવી પડતી હતી એ વખતે જો કોઈ રડયોખડયો દરદી આવી ચડે તો તે લક્ષપૂર્વક તેનુ શરીર તપાસતો, દવા આપતો, તેને ઘેર વગર ફીએ જોવાને જતો, કેટલાક ગરીબ દરદીઓને મફત દવા આપતો તેમના ગંદા અને અંધકારવાળા મકાનોમા તેમને જોવાને જતો, આશ્વાસન આપતો ડોકટરોનુ જીવન કેવળ પરોપકાર માટે જ હોવું જોઇએ એમ તે માનતો અને જણાવતો ડોકટરે પૈસાની નહિ પણ દરદીના આરોગ્યની જ દરકાર કરવી જોઇએ એવુ તેણે પોતાનુ સૂત્ર જાહેર કર્યું હતુ

આ પ્રમાણે રાખવાથી અમુક વર્ષે તે પ્રખ્યાતિમા આવી ગયો વર્તમાનપત્રોમા તેની પ્રશસા થવા લાગી એક બે મિલના એજન્ટોએ તેને મિલનો ખાસ ડોકટર નીમ્યો એથી તે મોટા શ્રીમતોના પરિચયમા આવવા લાગ્યો શ્રીમતોના બંગલામા પણ તેનો પગપેસારો થયો અને એક વખતના માખમાર ડોકટરને ત્યા અત્યારે એટલા બધા દરદીઓ આવવા લાગ્યા કે તેને ફુરસદ પણ મળતી ન હતી. ચંદ્રનગર શહેર મોટુ વિશાળ હોવાથી તેને જુદા જુદા લત્તામાં બે–ત્રણ શાખાઓ ખોલવી પડી હતી. દરેક શાખાને માટે તેણે અમુક સમય મુકરર કર્યો હતો તે શાખાઓમા પોતાના નીચે મદદનીશ ડોકટરો રાખ્યા હતા. મોટે ભાગે તે મદદનીશ ડોકટરો જ દરદીઓને પતાવતા ભયંકર કે ગુંચવણભર્યા કેસોમા જ આ ડોકટર સાહેબ લક્ષ આપતા. તેના દવાખાના પાસે શેઠીયા તથા સરદાર કુટુબોની મોટરની હાર થતી હતી અત્યારે તેને ગરીબ દરદીઓને તપાસવાની ફુરસદ પણ મળતી ન હતી એટલા બધા દરદીઓ આવતા કે તેમને તપાસવાની પાંચ રૂપીઆ ફી રાખવી પડી હતી. પરોપકારી

જીવન સ્વપ્નવત બની ગયુ હતુ તેની મિઠાશ, તેની નમ્રતા, તેની સરલતા, એ સર્વ લુપ્ત બની ગયા હતા તેનું હૃદય અને વર્ત્તન લાગણી વગરના યત્ર જેવુ બની ગયુ હતુ આવો ડાકટર આ એકજ નથી એવા અનેક ડાકટરો વાચનારાઓના અનુભવમા આવ્યા હશે

નવનિતનુ નામ સાભળીને તે એકદમ જાગૃત થયો અને વિના-વિલંબે પેલી છોકરીની સાથે નવનિતને ત્યા આવ્યો કેમકે નવનિત તેનો ખાસ મિત્ર હતો એ મૈત્રી અત્યારે પણ ટકી રહી હતી

નવનિતે તેની સાથે હસ્તધૂનન કરીને જમનાબાઇના બિછાના સામે આગળી કરી ડાકટરે જમનાબાઈના શરીરને તપાસ્યુ, નાડીના ધબકારાની ગણતરી કરી, છાતીપર નળી મૂકીને ફેફસા તથા હૃદયની સ્થિતિ તપાસી જોઇ પછી તેણે નવનિતને પ્રશ્ન કર્યો "આ પ્રમાણે શાથી થયુ ? આ રોગનુ કારણ જાણવુ જોઇએ "

આ પ્રશ્નથી નવનિત સ્હેજ વિચારમા પડી ગયો તે કશુ બોલ્યો નહિ ડાકટર સમજ્યો કે નવનિતને કારણની માહિતી નહિ હોય એટલે તે કહેવા લાગ્યો "જમનાબાની મગજના દરદના પરિણામે આ સ્થિતિ થઈ છે આ દરદ ભયકર ગણાય અને તેમા આશા રાખી શકાય તેમ નથી મોટે ભાગે તો આ દરદનુ પરિણામ મૃત્યુમા જ આવે છે કદાચ દરદી પોતાના પ્રારબ્ધના યોગે બચી જાય તો પણ પછી તેનુ મગજ તદ્દન નિરુપયોગી બની જાય છે મને લાગે છે કે જમનાબાઇના હૃદય ઉપર થયેલા કશા મોટા આઘાતથી આ દરદ ઉત્પન્ન થયુ હોવુ જોઇએ "

નવનિત ડાકટરનો હસ્ત પકડી બારી પાસે લઇ ગયો અને બોલ્યો "ડાકટર ! તમારૂ અનુમાન તદ્દન ખરૂ છે જમનાબાઇએ એક ભારે દોષ કર્યો છે એ દોષનો તેમને પશ્ચાત્તાપ થાય છે અને તે પ્રકટ થઇ જશે એવી ભીતિ લાગે છે તેથી આ દરદ તેમને થયુ છે ડાકટર ! તમે મારા ખાસ મિત્ર હોવાથી મારી અત્યત ગુપ્ત વાર્તા હું તમારી પાસે પ્રકટ કરૂ છુ જમનાબાઈ મારી માતા નથી. આ હકિકત ત્રણ

અઠવાડિયા થયા મારા જાણવામા આવી છે, અને તે મેં તેને પણ જણાવી છે એથી તેના હૃદય ઉપર આઘાત થયો છે અને ત્યારથી આ દરદ લાગુ પડયુ છે ”

જમનાબાઇ નવનિતની માતા હોય કે ન હોય તેની જાણે પોતાને કશી દરકાર ન હોય એવા ભાવપૂર્વક ડોકટર બોલ્યો “ ત્રણ અઠ-વાડિયા ! વારૂ, ત્યાર પછી દરદમા કાંઇ વધારો થવા પામ્યો છે ? ”

“બેશક, શરૂઆતમા તેના મસ્તકમા દુખાવો ઉત્પન્ન થયો પછી બેચેની જણાવા લાગી કાનમા અવાજ સભળાવા શરૂ થયા આખોનુ તેજ ઓછુ થતું ગયું હૃદયના ધબકારા વધી ગયા આજે સ્થિતિ વધારે બગડી છે. ડોકટર ! તમે સ્પષ્ટ રીતે કહેજો કે આ કેસ સુધરી શકે એવો છે કે નહિ ? ”

“ સુધરી શકે એવો ! અરે ભાઇ ! આમા બિલકુલ આશા રાખી શકાય તેમ નથી શરૂઆતમા મારી ટ્રીટમેન્ટ લીધી હોત તો જુદી વાત હતી. હવે તો મૃત્યુ સુધી તેને માનસિક આરામ રહે તેટલુ જ કરવાનુ છે ”

“ હે પ્રભુ !” નવનિતે દીર્ઘ નિશ્વાસ મૂકયો

“ નવનિત ! તે મને સ્પષ્ટ ખુલાસો કરવાનુ કહેવાથી મે ખરી હકીકત તને કહી છે. આ દુખી સ્ત્રી તારી માતા નથી તથાપિ આટલા વર્ષના તારા તેની સાથેના સબધને લીધે તને દુખ થાય એ સ્વાભાવિક છે હવે તો તેની અતિમ સ્થિતિ શાતિથી પસાર થાય એટલુંજ જોવાનુ રહ્યુ તું મારી સાથે ચાલ, હું તને દવા આપીશ ” ડોકટરે કહ્યુ

## પ્રકરણ ૧૨ મું.

### ન્યાયાધીશની મુલાકાત.

અબિકાપ્રસાદ નવનિતને મળ્યા બાદ મકાનમાથી બહાર પડીને રાજમાર્ગના ખૂણાપર આવ્યો. તે વખતે સ્હાડાદશનો એક ટકોરો

પાસેના ટાવરમા થયો તેને ન્યાયાધીશ પાસે જલ્દીથી પહોચવાનું હતુ તથાપિ તેણે ગાડી કરી નહિ કારણકે નવનિત પાસેથી સાભળેલી હકીકતથી તેનુ મન ઉશ્કેરાઈ ગયુ હતુ વળી નવનિત પાસે તે ખૂલ્લા દિલથી વાત કરી શકતો ન હતો, પોતાના મનમા ઉત્પન્ન થતા પ્રશ્નો પૂછી શકતો ન હતો, પોતાનો અભિપ્રાય દર્શાવી શકતો ન હતો એટલે તેના મનને અકળામણ થતી હતી રસ્તાપર ચાલતા ચાલતા મનોગત સભાષણ કરવાથી તે અકળામણ ઓછી થશે, મન શાત થશે એમ તેને લાગતુ હતુ અબિકાપ્રસાદની એક એવી ટેવ હતી કે તે રસ્તાપર ચાલતા ચાલતા મોટા સ્વરે પોતાના મનની સાથે વાતો કરતો હતો એ પ્રમાણે મનોગત વાર્ત્તાલાપમા તે મશગુલ હોય તે વખતે પોતાની આગળપાછળ કોણ આવે છે તેનુ તેને ભાન રહેતુ નહિ તે ઘણી વાર રસ્તામા કોઈની સાથે અથડી પડતો, અનેક વાર ગાડી, મોટર કે ટ્રામના અકસ્માતમાથી તે બચી ગયો હતો છતા પણ આ ટેવને તે છોડી શકતો નહિ ઘણા લૂચ્ચા માણસો આવી રીતે મોટેથી મનોગત વાતો કરનારાની પાછળ પાછળ જઇને તેમની ગુપ્ત વાર્ત્તા સાભળી લે છે અને તેનો પોતાને યોગ્ય લાગે તેવો ઉપયોગ કરે છે આ પ્રમાણે પોતાના મનના વિચારો પ્રકટ કરવાની ટેવના પરિણામે એક શરાફને દિવાળુ કાઢવું પડયુ હતુ અને એક ખૂની લગભગ નિર્દોષ ઠરીને છૂટી જવાની અણી ઉપર હતો, છતા આવી ટેવને લીધે જ તે સપડાઇ ગયો અને છેવટે ફાસીને લાકડે ચડયો હતો

અત્યારે તેના મનમા માત્ર એકજ વિચાર ચાલી રહ્યો હતો. વિધવા લક્ષ્મીબાઇના ખૂનીને પકડવાનુ તેણે બિડુ ઝડપ્યુ હતુ, તે ખૂનીને પકડવામા મદદગાર થઇ પડે એવી હકીકત નવનિત પાસેથી તેના જાણવામા આવી હતી એટલે અત્યારે તેના આનદનો પાર રહ્યો ન હતો

તે મનોગત ઉચ્ચ સ્વરે બોલ્યો " કેવો જોગાન જોગ ? આ

કાર્યમા આટલી સરલતાથી સફલતા પ્રાપ્ત થશે એમ મને બિલકુલ લાગતુ હતુ પરતુ તે માટે મારે નસીબનો જ આભાર માનવો જોઇએ જો કે હુ અમુક તર્ક કરી શકયો હતો આ બનાવમા બાળકનો પ્રસગ છે એવી શકા મને આવી હતી પરતુ બાળકોની અદલાબદલીની તો કલ્પના પણુ કયાથી હોય ? મોટા રાજકુટુબોમા નવા રાજકુમારો ઊભા કરવાનુ અથવા તો રાણી સાહેબને કુવરી અવતરી હોય તો તેનો ત્યાગ કરી કોઇના છોકરાને કુવર તરીકે ઠોકી બેસારવાનુ સાભળ્યુ છે પરતુ આવી અદલાબદલીનુ તો નાટક કે નવલકથા સિવાય બીજે કશે જોવામા આવ્યુ નથી.

"આ બનાવથી મને બે લાભ થાય છે એક તો એ કે વિધવા લક્ષ્મીબાઇના ખૂનીને યોગ્ય સજાએ પહોચાડી શકીશ અને બીજો લાભ એ કે બિચારા નવનિતને તેના સરદારપુત્ર તરીકેના પદની પ્રાપ્તિ કરાવી શકીશ પણુ મારી ખાત્રી છે કે નવનિત સરદારપુત્રના પદ ઉપર આરૂઢ થશે એટલે તેનો વિનય, તેની નમ્રતા, તેની સરલતા, એમાનુ કશુ પણુ જોવામા આવશે નહિ શ્રીમતાઇમા જો કશો પણુ દુર્ગુણુ હોય તો એક જ છે કે તેઓ પૈસાના તોરથી અભિમાની અને ઉદ્ધત બની જાય છે એટલે નવનિત પણુ બીજા શ્રીમતોના જેવો ઉદ્ધત બની જાય તો મને આશ્ચર્ય થશે નહિ પરતુ મને વિશેષ આશ્ચર્ય તો જમનાબાઈનો વિચાર આવતા થાય છે કેટલી ભલી, કેટલી સરલ, કેટલી નિરમાની' છતા પણુ કેટલી ઊંડી, કેટલી સ્વાર્થી અને કેટલી અધમ'

" આપણા પેસ્તનજી શેઠ તો પેલા છેલકડીવાળા માણુસની શોધમા પ્રવાસ કરી રહ્યા હશે બરોબર છે, એ પ્રવાસથી તેમના મેદથી ફુલી ગયેલા શરીરને સારો લાભ થશે, પણુ જ્યારે આ બધી હકીકત તેના જાણુવામા આવશે ત્યારે તે મારા ઉપર ઘણોજ ચિડાશે હું તેની મશ્કરી કર્યા સિવાય રહેવાનો નહિ નહિ, મારે પણુ ફુલાઈ જવુ નહિ જોઈએ. હજી ન્યાયાધીશ સાહેબ પાસે જઇને તેમને બધી વાત

જણાવવાની છે તેમને મારી વાત ગળે ઉતરે અને જો હું તેમની ખાત્રી કરી શકુ તો જ મારા કાર્યમા આગળ વધી શકાય ઠીક છે, જોઇએ છીએ કે શુ થાય છે ?"

એ પ્રમાણે મોટેથી વિચાર કરતો તે આગળ વધતો હતો અ-ત્યારે રસ્તાપર માણુસો અને ગાડીઓનો અવરજવર ઓછો હતો, એટલે રસ્તામા કોઇની સાથે અથડાઈ પડવાની, ગાડીનો કે મોટરનો અથવા ટ્રામનો અકસ્માત થવાની કિવા તેની વાત કોઈ છૂપી રીતે સાભળી જવાની ભીતિ ન હતી તે છેવટે ન્યાયાધીશના મકાન-પર પહોચ્યો

ન્યાયાધીશ સૂઇ ગયા હતા, પરતુ તેણે પોતાના નોકરને કહી રાખ્યુ હતું કે જો અ બિકાપ્રસાદ આવે તો ગમે તેટલો વખત થયો હોય તો પણ પોતાને જગાડવો અ બિકાપ્રસાદે પોતાનુ નામ આપ્યુ અને ન્યાયાધીશને મળવાની ઇચ્છા દર્શાવી, એટલે નોકર તેને વાચન-ગૃહમા લઈ ગયો ન્યાયાધીશ આ સ્થળે કોઇની ખાનગી મુલાકાત લેતો હતો તેની બાજુમા જ તેનુ શયનગૃહ હતુ નોકર ત્યા ગયો

બે મીનિટમા ન્યાયાધીશ અ બિકાપ્રસાદ પાસે આવ્યો અને તેની સામે ક્ષણભર જોઇને બોલ્યો "તમારા ચ્હેરાપરથી બાતમી મળી હોય એમ લાગે છે"

"અરે સાહેબ ! બાતમીથી પણ વિશેષ ?"

"એમ ! શુ છે ? શી હકીકત છે ?"

"સેવકે ખૂનીને પકડી પાડયો છે"

"ખૂનીને પકડયો ? કયા ? ક્યારે ? કેવી રીતે ?" ન્યાયાધીશ અત્યત ઉશ્કેરાઇ ગયો હતો

"સાહેબ ! શાત થાઓ હું સર્વ હકીકત આપને જણાવવાને જ અત્ર આવ્યો છુ પ્રથમ તો એટલુ જણાવવાની રજા લઉં છુ કે વિધવા લક્ષ્મીબાઈના ખૂનીને મેં પકડયો છે એમ કહેવામા મે કશી પણ અતિશયોક્તિ કરી નથી

"અને હું પણ કહું છુ કે તમારા જેવા મહાન્ ડિટેક્ટિવ જગતમા ભૂતકાળમા થયો નથી, વર્તમાનમા છે નહિ અને ભવિષ્યમા થશે નહિ, એમ કહેવામા હું પણ અતિશયોક્ત નથી કરતા હવેથી હું દરેક કેસમા તમારી સહાય અને સલાહ સિવાય કશુ પણ પગલુ ભરીશ નહિ

"સાહેબ! આપની લાગણી માટે હુ આપનો આભાર માનું છું પરતુ આ ખૂનીને પકડવામા મારે કશો શ્રમ લેવો પડયો નથી કે મારી બુદ્ધિનો ઉપયોગ થયો નથી માત્ર મારા સદ્ભાગ્યે જ આ ઘટના બની આવી છે"

"તમારા આ શબ્દો તમારી વિનયશિલતાનો પૂરાવો આપે છે બાકી ભાગ્ય બુદ્ધિમાન્ અને ડાહ્યા મનુષ્યોને જ સહાય થાય છે મૂર્ખ મનુષ્યો ભાગ્યની મદદ મેળવી શકતા નથી વારૂ, તમે સર્વ હકીકત વિસ્તારપૂર્વક જણાવો"

અત્યારસુધી બન્ને જણા ઊભા હતા ન્યાયાધીશ ખુરસી પર બેઠો અને તેણે અબિકાપ્રસાદને એક ખુરસીપર બેસવાનું કહ્યુ ખુરસીપર બેઠા બાદ ન્યાયાધીશે આપેલી સીગાર સળગાવીને અબિકાપ્રસાદે જમનાબાઇને ત્યા નવનિત પાસેથી જે હકીકત તેના જાણવામા આવી હતી તે સર્વ વિસ્તારપૂર્વક ન્યાયાધીશને જણાવી જે કાગળો નવનિતે તેને બતાવ્યા હતા તે તમામનો સારાશ તેણે કહી સભાળ્યો છેવટે તેણે કહ્યુ "આ સર્વ કાગળો મે જોયા છે તેમાનો એક હું મારી સાથે આપની ખાત્રી કરી આપવાને લાવ્યો છુ"

તેણે જાકીટના અદરના ખીસામાથી એક કાગળ કાઢીને ન્યાયાધીશને આપ્યો તે વાચ્યા પછી ન્યાયાધીશે કહ્યુ "અબિકાપ્રસાદ! પ્રભુની ઇચ્છા જ લક્ષ્મીબાઈના ખૂનીને પકડી આપવાની લાગે છે આ એક જ પત્રથી ગુન્હો સાબિત થઇ શકે તેમ છે આપણામા કહેવત છે કે એક દોષને છૂપાવવાને મનુષ્ય હજારો દોષ કરે છે, પિતાના દોષને છૂપાવવાને ખાતર પુત્રે આ ભયંકર ગુન્હો કર્યો છે."

"સાહેબ ! હજી મે કોઇનુ નામ જણાવ્યુ નથી. હજી તો માત્ર આ પૂરાવા ઉપરથી જ આપનો અભિપ્રાય સાભળવા ઇચ્છુ છુ"

"નામ નથી જણાવ્યુ તેથી શુ ? ગુન્હેગાર ગમે તે હોય, શ્રીમત હોય કે સરદાર હોય, અરે રાજકર્ત્તા પોતે હોય તો પણ ચદ્રનગરનો ન્યાયાધીશ કશા પણ પક્ષપાત સિવાય વાજબી ન્યાય કરશે" ન્યાયાધીશે ઉશ્કેરાઇને કહ્યુ

"સાહેબ ! આપનો નિષ્પક્ષપાત અને ન્યાયવૃત્તિ સર્વત્ર સુપ્રસિદ્ધ છે જેણે પોતાના ખરા પુત્રનો ત્યાગ કરીને અનૌરસ પુત્રને પોતાનો વારસ બનાવ્યો છે, તેનુ નામ સરદાર કમળાપ્રસાદ છે અને પિતાની પ્રતિષ્ઠાને ખાતર લક્ષ્મીબાઇનુ ખૂન કરનાર સરદારનો અનૌરસ પરતુ અત્યારે ખરા પુત્ર તરીકે ગણાતો અનતપ્રસાદ છે"

અબિકાપ્રસાદ દરેકેદરેક શબ્દ ઉપર ભાર મૂકીને ધીમે ધીમે ઉચ્ચાર કરતો હતો પોતાના શબ્દોની ન્યાયાધીશના મન ઉપર અસર કરવાનો તેનો હેતુ હતો એ હેતુ સિદ્ધ થયો આ નામો સાભળીને ન્યાયાધીશ સ્તબ્ધ બની ગયો તે બોલ્યો "કોણ ? અનતપ્રસાદ ! હા, અનતપ્રસાદ !"

"હા, સાહેબ ! અનતપ્રસાદ ! હુ નથી ધારતો કે કોઈ પણ તેના ઉપર વહેમ લાવવાની હિમ્મત કરી શકે" અબિકાપ્રસાદે જવાબ આપ્યો પરતુ એ વખતે ન્યાયાધીશના વદન ઉપર થયેલા પરિવર્તનથી તેને આશ્ચર્ય થયુ અને તેણે પૂછ્યુ "આપની તબિયત નાદુરસ્ત છે ?"

"ના તબિયત બરોબર છે પરતુ આશ્ચર્યનુ આ પરિણામ છે. વારૂ, હુ હમણા આવુ છુ" એમ કહીને ન્યાયાધીશ શયનગૃહમા ગયો

ન્યાયાધીશ શયનગૃહમા જઇને એક ખુરસીપર પડયો તેનો ચ્હેરો સામાન્ય રીતે ગભીર જણાતો હતો કોઇ પણ તેના વદન ઉપરથી તેના અતરને કળી શકે તેમ ન હતું પરતુ અત્યારે તેના વદન ઉપગ વ્યગ્રતા સ્પષ્ટ થતી હતી તેના નેત્રોપરથી તેના અતરમા કોઈ ન સમજી શકાય તેવી પીડા થતી હોય એમ લાગતું હતું.

સરદાર કમળાપ્રસાદ અને તેના પુત્ર અનતપ્રસાદના નામો શ્રવણુ કરતા તે જે ઘટનાને પોતાના મનમાથી ભૂસી નાખવાનો પ્રયત્ન કરતો હતો તે ઘટનાનુ તેને સ્મરણુ થયુ તેની મનોવ્યથા અતિ તીવ્ર બની જાણે એ ઘટના ગઈ કાલે જ બની હોય એવું તેના મનને થયુ એવી શી ઘટના હતી કે તે અનતપ્રસાદ તથા તેના પિતાના નામના સ્મરણુ માત્રથી ન્યાયાધીશના મનમા તાજી થઇ ? એ વિષયનુ વાચકને જ્ઞાન થાય તોજ આ વાર્તામાં આગળ વધવામા તેમને રસ પડે

ન્યાયાધીશ રમેશચદ્ર ઉચ્ચ કુળનો તથા શ્રીમત પિતાનો પુત્ર હતો તે ચદ્રનગરના એક મોટા મહાલનો વતની હતો ત્યા તેના પિતાની જાગીર છે તે તેના પિતાનો એકનો એક પુત્ર હોવાથી તેને નોકરી કરવાની જરૂર ન હતી તથાપિ એમ એ થયા પછી એલ્-એલ્ બી ની પરીક્ષા પસાર કર્યા બાદ તેણે ચદ્રનગરના ન્યાયાધી-શપદનો સ્વીકાર કર્યો ચદ્રનગરમા તેને ઘણા શ્રીમતો તથા સરદારો પોતાને ત્યા આમત્રણુ કરતા અને તેની સાથે મૈત્રી બાધવાનો પ્રયત્ન કરતા.

રમેશચદ્ર સ્વભાવે ગભીર અને મિતભાષી હતો તે ગમે તે વિષયપર પૂરતો વિચાર કર્યા પછી જ જવાબ આપતો ગમે તેવી નજીવી બાબતમા પણુ વિચાર કરવાની તેને ટેવ પડી ગઈ હતી તેના વિચારો પ્રૌઢ હતા તે મક્કમ સ્વભાવનો હતો. ન્યાયના કાર્યમા કોઇનો પક્ષપાત રાખતો નહિ, સ્પષ્ટત્વને કદી વિસારતો નહિ.

તે એમ સમજતો હતો કે અત્યારસુધી તો તેણે ઘરમા ગોંધાઇ રહીને કાયદાના થોથા વાચ્યા, પણુ હવે ન્યાયાધિશ તરીકે કાર્ય કર-વાને માટે માનવસ્વભાવની માહિતી મેળવવાની જરૂર છે. એથી તે બહાર ફરવાનુ વિશેષ પસદ કરતો હતો તેની અવલોકનશક્તિ અતિ તીક્ષ્ણુ હતી. કોઇ પણુ મનુષ્યના પરિચયમા આવતા તે નિષ્પ-ક્ષપાત બુદ્ધિથી તેના સ્વભાવનું અવલોકન કરતો. એ અવલોકનકાર્યમાં કદાચ પોતાની ખામી માલૂમ પડે તો પોતાની ભૂલ સુધારવામા પણુ

તેને સંકોચ થતો નહિ એટલુ ખરૂં કે તેનામા કેટલાક એવા ગુણો હતા કે જેથી તે અતડા જેવો લાગતો અને તમામની સાથે મળી શકતો નહિ

## પ્રકરણ ૧૩ મું.

### પ્રેમના પથે.

રમેશચદ્રે ન્યાયાધીશ તરીકે અલ્પ સમયમા સારી કીર્ત્તિ સપાદન કરી હતી. પરતુ સસારસુખની પૂર્ણતા કેવળ કીર્ત્તિથી થતી નથી એક મનુષ્ય ઉપર સરસ્વતીની મહેર હોય, લક્ષ્મીના ચારે હાથ હોય, કીર્ત્તિ દિગન્ત વ્યાપી હોય, તથાપિ જ્યાસુધી તેના ગૃહને શોભાવનારી રમણી તેને પ્રાપ્ત થઇ નથી ત્યાસુધી તેને સુખી કહેવો તે સુખની અયોગ્ય વ્યાખ્યા કરેલી ગણાય રમેશચદ્ર એ વાર્ત્તાથી અજ્ઞાત ન હતો તથાપિ હજી સુધી ચદ્રનગરની કોઈ પણ રમણી તેના મનનુ આકર્ષણ કરી શકી ન હતી

રમેશચદ્ર હમેશા સ્હાજે ફરવા જતો હતો એક દિવસ સ્હાજે તે ફરીને પોતાના મકાન તરફ જતો હતો તે વખતે રસ્તામા એક અકસ્માત બન્યો આ રસ્તાપર એક તરૂણી પણ તેની આગળ ચાલી જતી હતી. રમેશચદ્ર પોતાના વિચારમા મશ્ગુલ હોવાથી તેની આગળપાછળ કોણ જાય છે તેનો તેને ખ્યાલ ન હતો એવામા સામી બાજુએથી એક વિકટોરિયા અત્યત ઝડપથી આવતી તેની દૃષ્ટિએ પડી તે વિકટોરિયાને જોડેલો ઘોડો અત્યત ઉશ્કેરાયેલો દેખાતો હતો તે કોચમેનના કાબૂમા રહી શકતો ન હતો કોચમેન લગામ ઘણી ખેચતો, પરતુ ગમે તે કારણથી ઘોડો તોફાને ચઢયો હતો વિકટોરિયાને સામેથી ઝડપબધ આવતી જોઇને પેલી તરૂણી ગભરાઈ ગઇ. તેણે આમતેમ દૃષ્ટિ કરી, તોફાની ઘોડાથી બચી જવાને માટે બાજુએ તરી જવાનો પ્રયત્ન કર્યો પરતુ, તે અત્યત ગભરાઇ ગઇ હતી

એટલે તેને કશુ સૂજતુ ન હતુ આ સ્થિતિ જોઇને ન્યાયાધીશ પવનવેગે દોડયો અને તેણે એકદમ ધસીને પેલા ઘોડાની લગામ જોરથી પકડીને તેને અત્યત બળપૂર્વક હડસેલો માર્યો ન્યાયાધીશના મજબૂત હાથને તાબે થઇને ઘોડો એકદમ સ્તભી ગયો પેલો કોચમેન ગાડીપરથી કૂદી નીચે આવ્યો તેણે ઘોડાને શાત કર્યો અને પછીથી તે ઘોડાને પકડનાર ગૃહસ્થનો ઉપકાર માની, ગાડીને બાજુએ તારવીને લઈ ગયો આ બનાવ બનતા માત્ર બે ત્રણ મીનિટ લાગી તે દરમ્યાન રમેશચદ્રે પેલી તરૂણી તરફ લક્ષ આપ્યુ ન હતુ હવે તેણે બાજુએ દૃષ્ટિ કરી તો તે તરૂણી જમીનપર મૂર્ચ્છિત અવસ્થામા પડેલી તેના જોવામા આવી તુરત જ તે જમીનપર બેસી ગયો અને એ તરૂણીના પોલકાના બટન તેણે ખોલી નાખ્યા તથા પોતાના ગજવામાથી રૂમાલ કાઢીને તેણે આ તરૂણીને પવન નાખવા માડયો ત્રણ ચાર મીનિટમા એ તરૂણી શ્વાસોચ્છ્વાસ લેવા લાગી તેણે નેત્રો ખોલ્યા તેની દૃષ્ટિ રમેશચદ્ર તરફ ગઇ તે બોલી "હું ક્યા છુ? તમે કોણ છો?"

"બાઇ! તમે ગભરાશો નહિ પેલી વિકટોરિયાના ઘોડાએ કરેલા તોફાનથી તમે ગભરાઇને મૂર્ચ્છિત બની ગયા હતા હવે ભીતિ ટળી ગઇ છે મારૂ નામ રમેશચદ્ર છે અને હું આ ગામનો ન્યાયાધીશ છુ" રમેશચદ્રે જવાબ આપ્યો.

તરૂણી ઊભી થઈ અને પોતાના ધૂળવાળા થયેલા લૂગડા ખખેરતી બોલી "ન્યાયાધીશ સાહેબ! મારે તમારો અત્યત આભાર માનવો જોઇએ જો તમે વખતસર આવી ન પહોચ્યા હોત તો જરૂર હું એ ઘોડાના પગ નીચે આવી જાત અને ગતપ્રાણ બની જાત. તમારા લીધે જ હું બચી જવા પામી છુ"

"સુંદરી! એમા મે કશુ વિશેષ કર્યું નથી એટલે મારો આભાર માનવાની જરૂર નથી" રમેશચંદ્ર બોલ્યો આ તરૂણીના સુમધુર કંઠે તેના મન ઉપર અસર કરી હતી

"વારૂ, ત્યારે હવે હું જઇશ ઘણુ મોડું થઇ ગયુ છે મારી મોટી મા મને વઢશે " તરૂણીએ કહ્યુ

"જો તમને હરકત ન હોય તો હુ તમારે ત્યા તમને પહોચાડવાને માટે આવુ કારણ કે તમારૂ શરીર હજી ધ્રૂજે છે એટલે એક ગાડી કરીને તેમા તમને તમારા મકાનપર લઇ જઇશ "

તરૂણીએ કશો વિરોધ કર્યો નહિ એટલે ન્યાયાધીશે રસ્તાપર જતી એક ખાલી ગાડીને ઊભી રખાવી, તેમા તરૂણીને બેસારીને તેની સામે પોતે બેઠો પછી તે બોલ્યો " ગાડી કયે સ્થળે લઇ જવી છે ?"

"ચદ્રવિલાસરોડ ઉપર મારી મોટી મા નર્મદાબાઇને ઘેર મારૂ નામ કુસુમ છે નર્મદાબાઈ મારી માની મા થાય " કુસુમે કહ્યુ

રમેશચદ્રે ગાડીવાનને ઠેકાણુ આપ્યુ નર્મદાબાઇને ચદ્રનગરમા ન ઓળખતુ હોય એવુ કોઈ ભાગ્યેજ હશે એટલે ગાડીવાનને વિશેષ સૂચના કરવાની જરૂર ન હતી તેણે ગાડી ચાલુ કરી

ગાડીમા રમેશચદ્ર તથા કુસુમ બન્ને જણા સામસામા બેઠા હતા તે બન્ને મૌન હતા કુસુમને મોડુ થવાથી પોતાની મોટી મા વઢશે એ બાબતનો વિચાર આવતો હતો રમેશચદ્ર મૌનપણે કુસુમના સૌદર્યનુ પાન કરતો હતો કુસુમના રૂપેરી ઘટડીના રણકારા જેવા સુમધુર રવે તથા સ્વર્ગની અપ્સરાને પણ ઈર્ષ્યા ઉપજાવે તેવા સૌદર્યે રમેશચદ્રના મન ઉપર અદ્ભુત અસર નિપજાવી હતી તે મનમા આ કુસુમનોજ વિચાર કરતો હતો

રમેશચદ્ર પાત્રીશ વર્ષનો હતો કદાચ વાચકોને આશ્ચર્ય થશે કે પાત્રીશ વર્ષનો થવા છતા શુ શ્રીમત પિતાનો પુત્ર અને એમ એ એલ્એલ્ બી ની પદવી મેળવનાર ચદ્રનગર જેવા મોટા શહેરનો ન્યાયાધીશ કુવારો રહ્યો હતો ? રમેશચદ્રને કુવારો કહી શકાય નહિ તેનુ પ્રથમ લગ્ન વીશ વર્ષની ઉમરે થયુ હતું પરતુ તે સ્ત્રી લગ્નબાદ બે વર્ષે અચાનક ક્ષયના વ્યાધિનો ભોગ થઇને

સ્વર્ગવાસિની થઈ હતી તે જ અરસામા તેણે એલ્.એલ્. બી.ની પરીક્ષા પસાર કરીને ચદ્રનગરમા ન્યાયાધીશની નોકરીનો સ્વીકાર કર્યો હતો ન્યાયાધીશ થયા પછી જો પોતાને મનપસદ પત્ની મળે તોજ પુન લગ્ન કરવુ એવો તેણે નિશ્ચય કર્યો હતો પોતાનો નિશ્ચય તેણે પોતાના પિતાને પણ જણાવ્યો હતો એથી અત્યારસુધી તે વિધુર રહ્યો હતો ચદ્રનગરમા આવ્યા બાદ આજે આ કુસુમે જ તેના દિલનુ આકર્ષણ કર્યું હતુ જો કુસુમ પોતાની અર્ધાંગના બને તો પોતાનુ જીવન સફળ થાય એમ તેને લાગતુ હતું

જો રમેશચદ્રની જગ્યાએ બીજો મનુષ્ય હોત તો તેણે પોતાની વાચાળતાનો ઉપયોગ કરીને કયારનીયે કુસુમને મોહમુગ્ધ બનાવી હોત પરતુ રમેશચદ્ર શરમાળ હતો તે કશુ પણ બોલ્યા સિવાય બેસી રહ્યો હતો

નર્મદાબાઇના મકાન પાસે આવીને ગાડી ઊભી રહી રમેશ-ચદ્ર નીચે ઉતર્યો, તેણે કુસુમને નીચે ઉતારી અને ગાડીવાળાને ભાડાના પૈસા ચૂકવી આપ્યા કુસુમ તથા તે અદર ગયા. કુસુમની મોટી મા અત્યારસુધી કુસુમ બહારથી ફરીને નહિ આવવાથી ચિંતા કરતી હતી કુસુમે રમેશચદ્રનો પરિચય કરાવ્યો અને પોતાને થયેલા અક-સ્માતની તથા તેમાથી રમેશચંદ્રે કરેલા બચાવની હકીકત જણાવી. નર્મદાબાઇએ રમેશચદ્રનો થોડા શબ્દોમા પરંતુ અંતઃકરણપૂર્વક આભાર માન્યો, દાસીને ચહા લાવવાનુ કહ્યું રમેશચંદ્ર ચહાપાન કર્યા પછી જવાને તૈયાર થયો એટલે નર્મદાબાઇએ તેને પોતાને ત્યા અવારનવાર આવતા રહેવાનુ આમંત્રણ કર્યું એ આમંત્રણ ર-મેશચંદ્રને પથ્ય થઈ પડયું

આ બનાવ બન્યા પછી તે દરરોજ સ્હાજનો સમય નર્મદા-બાઇને ત્યા ગાળતો. કોઇ કોઇ વાર કુસુમને માટે પુષ્પો અથવા એવી બીજી સુંદર ભેટ લાવતો નર્મદાબાઈ ખાનદાન કુટુંબની હતી. પરંતુ તેનો પતિએ સટ્ટામા સર્વસ્વ ગુમાવ્યું હતું. તેને એક દીકરી હતી

હતી તે પણ લગ્ન થયા પછી ત્રણ વર્ષે મરણ પામી હતી અને પોતાની પાછળ કુસુમને મૂકતી ગઇ હતી કુસુમનો પિતા પણ તુરતજ સ્વર્ગવાસ પામવાથી નર્મદાબાઇએ કુસુમને પોતાને ત્યા રાખીને ઉછેરી હતી નર્મદાબાઇની આર્થિક સ્થિતિ સારી હતી નહિ માત્ર એક મિલમાથી વાર્ષિક પદરસો રૂપીઆનુ કમિશન આવતું હતુ, તેમા તેને પોતાનો નિર્વાહ ચલાવવો પડતો એટલે તેણે નોકરમા માત્ર એક દાસીજ રાખી હતી આ દાસી ઘરનુ લગભગ તમામ કામ કરતી હતી કુસુમ ન્હાની હતી ત્યારે તેને ઉછેરી હતી પણ આ દાસીએ કુસુમ અત્યારે સતર વર્ષની થવા છતા કુવારી રહી હતી કારણ કે તેનુ લગ્ન કરવામા કેટલીક મુશ્કેલી હતી નર્મદાબાઈ જો પોતાના જેવા ખાનદાન કુટુબમા કુસુમને આપવાનો પ્રયત્ન કરે તો વરને મોટી રોકડ રકમ આપવી પડે સાધારણ કે ઉતરતા કુટુબમા કુસુમને આપવાનુ વૃદ્ધાને ગમતુ ન હતું હમણાહમણા કુસુમના લગ્નની નર્મદાબાઇને વિશેષ ચિંતા પેઠી હતી છોકરીને બહુ મોટી ઉમરની કરવાથી સારૂ પરિણામ ન આવે એમ તે સમજતી હતી પરતુ ચિંતા કર્યાથી કાંઈ મુહૂરતીયો મળી જતો નથી

ન્યાયાધીશ રોજ આ મકાનમા આવવા લાગ્યો તે સ્હાજે આવતો તે વખતે નર્મદાબાઇ તથા કુસુમ બહાર ઓસરીમા ખુરસીઓ નાખીને બેસતા સાજે તેઓ પત્તે રમતા અથવા તો નર્મદાબાઇ અને ન્યાયાધીશ શેત્રજ ખેલતા નર્મદાબાઇને શેત્રંજનો શોખ વિશેષ હતો કુસુમ નિર્દોષપણે જોયા કરતી અને ક્વચિત્ ક્વચિત્ ન્યાયાધીશનો પક્ષ લેતી ન્યાયાધીશ સમજતો કે પોતે કુસુમનુ આકર્ષણ કરી શકયો છે પરતુ અત્યારસુધીમા તેણે પ્રેમના એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો ન હતો. એ બે જણા જો એક બીજાને ઉદ્દેશીને બોલતા તો માત્ર બે-ત્રણ શબ્દોથી પતવતા એટલુ માત્ર ખરૂં કે કુસુમને પ્રફુલ્લ જોવાથી ન્યાયાધીશને આનદ થતો અને જો કુસુમનુ વદન ગભીર અને વિચારપૂર્ણ હોય તો ન્યાયાધીશ આમ થવાના કારણનો વિચાર કરતો

અનેક વાર ન્યાયાધીશે પોતાનો પ્રેમ પ્રકટ કરવાની ઇચ્છા કરી હતી કુસુમની પાસે તેના હસ્તની માગણી કરવાને તે તત્પર થયો હતો પરંતુ કુસુમને જોતા તેની હિંમત અદ્રશ્ય થઈ જતી હતી "વખતે તે મારી માગણીનો ઇન્કાર કરશે તો !" એવો વિચાર આવતા તે મૌન બની જતો હતો આ સ્થિતિમા લગભગ છ માસ પસાર થઇ ગયા પરંતુ ન્યાયાધીશ સાહેબ કુસુમ સાથેના પ્રેમ-પ્રસંગમા એક પગલું પણ આગળ વધી શક્યા નહિ

## પ્રકરણ ૧૪ મું.

### આશા.

એક દિવસ રમેશચંદ્ર નર્મદાબાઇને ત્યા ગયો તે વખતે ડોસી ધૂવાફુવા બનેલા લાગતા હતા આજે તે અત્યંત ગુસ્સામા હતા અને નહિ સમજી શકાય તેવી રીતે બડબડયા કરતા હતા અત્યારે તે બહાર ઓશરીપર નહિ પણ દિવાનખાનામા બેઠા હતા કુસુમ તેમની પાસે ન હતી રમેશચંદ્ર તેમની પાસે ગયો નર્મદાબાઈનું મ્હો ચડેલું હતું હમેશા તો જ્યારે રમેશચંદ્ર આવતો ત્યારે તે "આજે મોડા કેમ ?" અથવા "શા નવીન વર્તમાન છે ?" વગેરે પ્રશ્નો તેને કરતી પરંતુ આજે તો માત્ર "આવો" એટલા શબ્દથી જ તેનો સત્કાર કર્યો

રમેશચંદ્ર થોડી વાર શાંતપણે બેસી રહ્યો પછી તેણે પ્રશ્ન કર્યો. "કેમ, માજી ! આજે તબિયત અસ્વસ્થ છે ?"

"અસ્વસ્થ શાની હોય ? હજી તો કાચા ચણા ચાવી જાઉં તેવી છુ પણ પેલો મૂઓ ચિતારો ! મૂઆને લાજ શરમ પણ નહિ. કુસુમની માની છબી ચિતરાવી તેનું એક સો રૂપીઆ બીલ કર્યું ! મે કહ્યું. 'જા તારાથી થાય તે કરી લે.' એટલે એણે દિવાની કોરટમાં દાવો માંડયો. શાહુકારને પણ જરીએ શરમ ન પહોચી. તેણે મને

કોરટમા બોલાવીને પાજરામા ઊભી રાખી અને મારા જેવી વૃદ્ધાનું અપમાન કર્યું મને એવી તો ચીડ ચડી કે જો મારા હાથમા સત્તા હોય તો એ થાણદાર અને ચિતારાને બનેને ફાસીને લાકડે લટકાવું. થાણદારે તો સો રૂપીઆ અને પદર રૂપીઆ ખર્ચના મળી એકસો પદર રૂપીઆનુ હુકમનામુ મારા ઉપર કરી આપ્યુ કેટલો અધમ ? મારા જેવી ઉચ્ચ કુળની વૃદ્ધાનુ આવુ ભયકર અપમાન ! મારા ઉપર હુકમનામુ ! ”

નર્મદાબાઇના પ્રસ્તુત શબ્દોથી રમેશચંદ્રને મનમા હસવું આવ્યુ તેને થાણદારનો કશો દોષ લાગ્યો નહિ પરતુ તે પોતાનુ હાસ્ય પ્રકટ કરી શકે એમ ન હતુ તેણે નર્મદાબાઇને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો તે બોલ્યો “ આપની હકીકત સાભળીને મને ઘણો જ ખેદ થાય છે આજકાલના અધિકારીઓ ઘણાજ તો-છડા બની ગયા છે શરમનું તો તેમનામા નામ જ નથી નહિ તો આપના જેવા ઉપર હુકમનામુ હોય ! ”

“ પણ હવે મારે કરવુ શુ ? એ ચિત્રકાર આવતી કાલે મારે ત્યા જપ્તી લાવશે તેણે તો દિવાની વારટ મારા ઉપર બજાવવાની પણ ધમકી આપી હતી ”

“ તેની ધમકી ખોટી ન હતી તે કાયદા પ્રમાણે જપ્તી લાવી શકે અને વારટ પણ બજાવી શકે ”

“ શુ કાયદો આટલી બધી છૂટ આપતો હશે ? આવો જ કાયદો હોય તો તે સમાજને મોટા શાપરૂપ છે ” નર્મદાબાઇએ કાયદાના વિષયમા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

“ એક ન્યાયાધીશ તરીકે મારા અભિપ્રાયને જો વજન મળી શકતું હોય તો હુ કહીશ કે જે કાયદો કરવામા આવ્યો છે તે તદ્દન વાસ્તવિક અને મનુષ્યના વાજબી હક્કનું રક્ષણ કરનારો છે કાયદાનું મુખ્ય કર્ત્તવ્ય પ્રજાના હક્કનુ રક્ષણ કરવાનો છે એથી એ કાયદામા ફેરફાર કરવાનું હુ કહી શકું નહિ, પરતુ તે કાયદાનો ઉપયોગ કર-

વામા, અમલ કરવામા અધિકારીએ વિવેક વાપરવો જોઇએ કાયદો એક ખૂનીને ફાસીની સજા કરવાનુ ફરમાવે છે તેમા કાયદાનો હેતુ માત્ર એટલો જ છે કે જો તે ખૂન જેવુ મહાન્ અધમ કૃત્ય કરનારને ફાસીને લાકડે લટકાવવામા આવે તો તેની અસર જનસમાજ ઉપર થાય અને બીજાં મનુષ્યો ભવિષ્યમા ખૂન કરતા અટકે પરતુ એથી એમ ઠરતુ નથી કે તે કાયદાને અનુસરીને ન્યાયાધીશે ખૂનીને ફાસીની સજા કરવી જ જોઇએ. જો તે ધારે તો ખૂનીને ઓછી તથા નરમ સજા પણ કરી શકે, કદાચ તેને યોગ્ય લાગે તો માફી પણ આપી શકે. તેવી જ રીતે–"

ન્યાયાધીશનુ વિવેચન ક્યારે પૂરૂ થાત તે કહી શકાતુ નથી. પરતુ નર્મદાબાઈ વચ્ચે બોલી " અત્યારે એ બધુ લાબું વિવેચન સાભળવા જેટલી શાતિ મારામા નથી, હુ તો માત્ર એટલુ જ જાણવા માગુ છુ કે હવે મારે શુ કરવુ ?"

" મને એમ લાગે છે કે તે આવતી કાલે સ્હવારે તમારે તમારા વકીલ મારફત એકસો પદર રૂપીઆ કોર્ટમા ભરી દેવા એટલે પછી તમારે ત્યા જપ્તી આવશે નહિ કે વારટ બજાવવાની જરૂર રહેશે નહિ" ન્યાયાધીશે સલાહ આપી

"રૂપીઆ ભરી દેવા ' વાહ ' મે તમારી પાસે આવી સલાહની આશા નહોતી રાખી એકસોપદર રૂપીઆ ભરી દેવાનુ કહેવું જેટલુ સ્હેલુ છે તેટલુ તે ભરી દેવાનુ સ્હેલુ નથી એકસો પંદર રૂપીઆ અત્યારે લાવવા કયે ઝાડેથી ?"

"આપના એક મિત્ર તરીકે એટલી મદદ કરવાની હું મારી ફરજ સમજુ છુ "

" શુ–ઉં–ઉં–ઉં ' તમે મને મદદ કરશો ' હું તમારી પાસેથી પૈસા લઉં ' એટલે શુ હું ભિખારણ છુ ? "

ન્યાયાધીશે જાણ્યુ કે પોતે કાચુ કાપ્યુ છે, તે બોલ્યો· "મારા શબ્દોથી આપને માઠું લાગ્યું હોય તો મને ક્ષમા આપશો, મારો

હેતુ આપને અપમાન પહોચાડવાનો ન હતો, મારી કહેવાની મતલબ એટલી જ હતી કે જો આપ મને આજ્ઞા કરો તો આપની સેવા બજાવવામા હું મને મોટુ માન મળેલુ સમજીશ"

જો પ્રથમથીજ આ પ્રમાણે બોલ્યા હોત તો મને માઠુ ન લાગત " મિથ્યાભિમાની નર્મદાબાઇ રમેશચદ્રની ખુશામદથી ફુલાઇ ગઈ તેણે ઉમેર્યું "મારી પાસે રોકડ રકમ નથી, અને આ રકમ આપવાને માટે મારી કુસુમનો એકાદ દાગીનો વેચવાની જરૂર પડે તેમ છે પરતુ એથી મારી કુસુમને મોટુ નુકસાન થાય એ વિચારથી તેમ કરતા હુ અટકુ છુ"

"કુસુમસુદરીને નુકસાન?" રમેશચદ્રે આશ્ચર્ય દર્શાવ્યુ

"હા, કુસુમની જે કાઇ મિલકત છે તે તેના પિતા તરફથી તેને મળેલી છે તેની પાસે કાઇ વિશેષ મિલકત નથી તેમાથી જો આવી રીતે ઓછી કરતી જાઉં તો અતે તેને નુકસાન થાય એમા શી નવાઇ! અરે, હુ જ્યારે કુસુમનો વિચાર કરૂ છુ ત્યારે મારૂ મન એકદમ ચિંતાગ્રસ્ત બની જાય છે તેને સત્તર વર્ષ થયા તેનુ લગ્ન જલ્દીથી થવુ જોઈએ બહુ મોટી થઈ જાય તે ઠીક નહિ પણ આપણામા વરવિક્રયનો રીવાજ એટલો બધો ખરાબ છે કે વાત જ ન પૂછો દરેક બાપ પોતાના દીકરાની વધુમા વધુ કીંમત લેવા ઇચ્છે છે વળી તે ઉપરાત કન્યાના માબાપ પોતાની દીકરીને કેટલો કરિયાવર કરશે તે પણ પ્રથમથી જાણવા માગે છે જે કોઇ પોતાની પુત્રીને મોટી રકમનો કરિયાવર કરે અને જમાઇને મોટી રકમનો ચાલ્લો કરે તેની કન્યાને સ્વીકારવા સહુ તૈયાર થાય છે મને તો કન્યાવિક્રય કરતા પણ આ વરવિક્રયનો રીવાજ વિશેષ અધમ લાગે છે"

"હું પણ આપના અભિપ્રાયને સર્વથા ટેકો આપુ છુ કુસુમસુદરીના વિષયમા એ મુશ્કેલી આપને બિલકુલ ન પડે એવી મારી ઇચ્છા છે અને એવો એક ગૃહસ્થ મારા ધ્યાનમા છે કે જે કુસુમસુંદરીના કરિયાવરની અથવા તો પોતાના ચાલ્લાની બિલકુલ ઇચ્છા

કરતો નથી પરંતુ તે પાછળથી પણ આપને માતુતુલ્ય સમજી આપની સેવા કરશે અને કશી વાતે આપને સંકોચ આવવા દેશે નહિ" રમેશચંદ્ર બોલ્યો

રમેશચંદ્રના શબ્દોથી નર્મદાબાઇના મનમા નવીન આશા સ્ફુરી. તે બોલી "એવો કોણ છે? આપણી જ્ઞાતિમાથી આટલો ઉદાર મનુષ્ય કોઈ નિકળે એમ મારાથી મનાતું નથી એક બીજી મુશ્કેલી પણ મારે જણાવવી જોઇએ મારી કુસુમની જે મિલકત હતી તેમાની રોકડ રકમ મે તેના શિક્ષણને માટે ખર્ચી નાખી છે કેટલીક મારા અંગત ખર્ચમા પણ વપરાઈ હશે તેનો મે કશો હિસાબ રાખ્યો નથી જો જમાઈ તે હિસાબ માગે તો હું આપી શકુ તેમ નથી."

"એ વિષયમા પણ આપ ચિંતા કરશો નહિ તેને કુસુમસુન્દરીની મિલકતની કશી પણ જરૂર નથી તે જ્યારે પોતાનુ લગ્ન થશે તે વખતે એક લાખ રૂપીઆ કુસુમસુંદરીના નામપર ચડાવી આપશે અને તમારી ઇચ્છા હશે તો તમને પણ પોતાની સાથે જ રાખશે"

"પણ એ મનુષ્યનુ નામ તો જણાવો"

"હું જરીકે પ્રસ્તાવના વગર જણાવીશ કે એ મનુષ્ય સેવક પોતે જ"

"તમે! તમે!" નર્મદાબાઇ આશ્ચર્યપૂર્વક બોલી "તમે મારી કુસુમના હસ્તની માગણી કરશો એવી તો મને કલ્પના પણ ન હતી કારણ કે અમારા કરતા તમારૂ કુળ ઉતરતુ છે"

"હુ એ વાત કબૂલ રાખુ છુ, પરંતુ અત્યારે ઉંચ નીચનો ભેદ રાખવાથી કશો લાભ નથી એક જમાનો એવો આવશે કે જે વખતે આ ભેદ સદંતર નિકળી ગયેલો લાગશે તો પછી આવા ભેદને તોડવામા આપ જેવા વયોવૃદ્ધ અને અનુભવીની આગેવાની હોય તો તે પસંદ કરવા જેવી છે આપણામા વરવિક્રયની અસભ્ય પ્રથા ચાલી રહી છે અને જે આપ જેવાને મુઝવી રહી છે તે ઉંચનીચના ભેદને જ આભારી છે, એટલુ જ નહિ પણ અન્ય સ્થળે આપણામા કન્યાવિક્રય પણએટલો જ જોરથી પ્રસરી રહ્યો છે, તે પ્રસ્તુત ભેદનો જ પ્રતાપ

છે ઉચ્ચકુળના લોકો જેની પાસેથી વધુ પહેરામણી મળે તેની કન્યાનો સ્વીકાર કરે છે ઉતરતા કુળના માણસોને કન્યા મળતી નહિ હોવાથી તેમને પૈસા ખર્ચવા પડે છે, અને તેથી ભવિષ્યમા તેમને પણ કન્યાવિક્રય કરવાની ફરજ પડે છે ”

“ રમેશચદ્ર ! તમારી દલીલ વાજબી છે, અને તમારૂ કુળ ઉતરતુ હોવા છતા તમે સુપાત્ર છો એટલે તમારી સાથે કુસુમનું લગ્ન થવાથી તે સુખી થશે એમ હું સમજી છુ પરતુ તે લાયક ઉમરની છે, સત્તર વર્ષની થઇ ગઇ છે, ભણેલી છે, એટલે તેની સમતી વિરૂદ્ધ આ વિષયમા હુ મારો કશો પણ નિર્ણય જણાવવાનુ પસદ કરતી નથી તમને એટલુ કહું છુ કે જો તે તમારી સાથે લગ્ન કરવાને ખુશી હશે તો હું કશો વાધો લઇશ નહિ ”

“ આટલુ પણ બસ છે કુસુમસુદરીને સમજાવવાનુ કાર્ય મારૂ છે તે વિષયમા આપ નિશ્ચિત રહેશો મે જ્યારથી કુસુમસુદરીને જોયા છે ત્યારથી મારૂ મન તેમના તરફ આકર્ષાયુ છે કુસુમ સુદરી મારૂ સર્વસ્વ છે તેમના વગરનુ મારૂ જીવન વૃથા છે મને ખાત્રી છે કે હુ તેમની પાસે મારૂ હૃદય પ્રકટ કરીશ એટલે તે મારા પ્રસ્તાવનો સ્વીકાર કર્યા સિવાય રહેશે નહિ ”

“ હું તમને આશીર્વાદ આપુ છુ કે તમને તમારા પ્રયત્નમા યશ પ્રાપ્ત થાઓ ” નર્મદાબાઇએ કહ્યુ

“ વારૂ, હવે હું રજા લઇશ જો આપ કહો તો હુ એકસો પદર રૂપીઆ આપના વકિલને પહોચાડી દઉં પછી સગવડે તે રકમ આપ મને આપજો ” રમેશચદ્ર ઉઠતા ઉઠતા બોલ્યો

“ ભલે, એ પ્રમાણે કરજો ” નર્મદાબાઇએ આજ્ઞા આપી

રમેશચદ્ર પોતાને ઘેર જવાને નિકળ્યો આજે તેનુ મન અત્યત પ્રફુલ્લ બન્યુ હતુ નર્મદાબાઈ આટલી સહેલાઇથી સમજી જશે એવી તેને ખાત્રી ન હતી કુસુમ તો આથી પણ વિશેષ જલ્દીથી સમજી જશે એમ તે માનતો હતો તે એજ વિચારમા માર્ગાતિક્રમણ કરી રહ્યો હતો.

# પ્રકરણ ૧૫ મું.

## નિરાશા

ન્યાયાધીશના મનમા તો એમ જ થતુ હતુ કે હવે થોડા દિવસમા કુસુમની શાથે પોતાનુ લગ્ન થઈ જશે તે બીજે દિવસે નર્મદાબાઇને ત્યા આવ્યો કુસુમ બહાર ગઈ હતી તેણે આજે પણ નર્મદાબાઈ સાથે તેની જ વાતો કરી એકસોપદર રૂપીઆ તે વકિલને આપી આવ્યો હતો એ વાત પણ તેણે જણાવી નર્મદાબાઇએ એ માટે તેનો આભાર માન્યો

સૂર્યાસ્ત થઈ ગયા પછી કુસુમ બહારથી આવી તે તેના બાપની કાકીને ત્યા ગઇ હતી આજે તેનુ વદન પ્રફુલ્લ જણાતુ હતું તે તેની મોટીમાના એક–બે પ્રશ્નોનો જવાબ આપીને પોતાના ઓરડામા ચાલી ગઈ પછી પાછી બહાર નિકળી નહિ રમેશચદ્ર પણ કટાળીને ચાલ્યો ગયો ' આવતી કાલે વાત '" તેણે મનમા વિચાર્યું.

તે બીજે દિવસે સ્હાજે નિયમિત સમયે આવ્યો કુસુમ તેની મોટી મા પાસે બેઠી હતી આજે પણ તેને તક મળી નહિ. ત્રીજે દિવસ, ચોથો દિવસ, એમ ઉપરાછાપરી દિવસો જવા લાગ્યા પરતુ રમેશચદ્રને તક મળતી નહિ, તેનામા હિમ્મત આવતી નહિ એમ કરતા બે મહિના પસાર થઇ ગયા રમેશચદ્ર મનમા તો અનેક વિચારો કરતો, હવાઇ તરગો ઉપર ઝુલતો, પરતુ તેના મુખમાથી પ્રેમનો એક પણ શબ્દ બહાર પડતો નહિ

એક દિવસે સ્હાજે તે આવ્યો એ વખતે મોટીમાના સબધીમા મૃત્યુ થયેલુ હોવાથી મોટીમા તેને ત્યા બેસવા ગયા હતા કુસુમ તેના બગીચામા ફરતી હતી રમેશચદ્રે મોટીમાને તેમની હમેશની જગ્યાએ જોયા નહિ દાસીને પૂછતા કુસુમ બ્હેન બગીચામા ફરતા હોવાનું જાણવામા આવ્યુ. તે બગીચા તરફ વળ્યો કુસુમ આમથી તેમ લટાર મારતી હતી રમેશચદ્રે વિચાર કર્યો હતો કે આજે તો જરૂર ખુલાસો

કરી નાખવો પરંતુ પ્રારંભ કેવી રીતે કરવો? એ એક મહાન્ પ્રશ્ન હતો એ પ્રશ્ન નહિ ઉકેલી શકવાને લીધે જ આટલા દિવસો એમના એમ પસાર થયા હતા

તેણે કુસુમ પાસે આવીને પ્રશ્ન કર્યો "મોટીમા બહાર ગયા છે?"

"હા, અમારા સંબંધીમા મૃત્યુ થયુ છે ત્યા બેસવા ગયા છે"

"કુસુમ–કુસુમસુંદરી! જો હું એક વાર્ત્તા તમને કહું તો એથી તમે ગુસ્સે તો નહિ થાઓ?" રમેશચંદ્રે પ્રસ્તાવના કરી

"હું ગુસ્સે થાઉં? તમારા ઉપર ગુસ્સે થાઉં? શા માટે! તમે અમારા કુટુંબના મિત્ર છો મને ગુસ્સે થવાનુ કારણ મળે એવા શબ્દો તમારા મુખમાથી નિકળે જ નહિ"

"કુસુમ! વ્હાલી કુસુમ! મધુરી કુસુમ! હુ કલ્પનામય કવિ નથી, ઉત્તમ નવલકથાકાર નથી, વિદ્વાન્ સાક્ષર નથી એટલે રસિક ભાષામા મારૂ હૃદય પ્રકટ કરી શકીશ નહિ હુ માત્ર એટલુ જ કહેવા માગુ છુ કે મારો તારા ઉપર પ્રેમ છે તુ મારા હૃદયની દેવી છે મે તો તને મારા હૃદયમા સ્થાન ક્યારનુયે આપ્યુ છે તુ મને તારા ચરણમા સ્થાન આપ"

"શુ!" કુસુમે આશ્ચર્ય પ્રકટ કર્યું "કોણ! આ ન્યાયાધીશ રમેશચંદ્ર બોલે છે?"

"હા, હું બોલુ છુ? તને મારા શબ્દો ઉપર શંકા આવે છે? જો એમ હોય તો હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે હમણા મે જે કહ્યુ છે તે હું અંતઃકરણપૂર્વક બોલ્યો છુ"

"નહિ, મને તમારા શબ્દોમા શંકા છેજ નહિ તમે અસત્ય બોલતા હશો એમ મારી કહેવાની મતલબ હતી જ નહિ આશ્ચર્ય માત્ર એટલુ જ થાય છે કે તમારા મુખમાથી આવા શબ્દો નિકળશે એવી કલ્પના મે કદી પણ કરી ન હતી મારા પિતા મારી બાલ્યાવસ્થામા સ્વર્ગવાસી થયા છે મને એમ લાગતું હતું કે તમે મારા પિતાનુ સ્થાન લીધુ છે તમારો ગંભીર સ્વભાવ, શાંત પ્રકૃતિ અને

મારા પ્રત્યેની શુદ્ધ ભાવવાળી લાગણી જોઇને મારા પિતાના મૃત્યુનું દુ ખ હું ભૂલી જતી હતી પર તુ આજે તમારા શબ્દો સાભળીને મને લાગે છે કે હું મારા આન દમય વિચારોમા ઠગાઇ છુ ”

“ કુસુમ–કુસુમ ! આ તું શું કહે છે ? શુ—”

“ નહિ, તમે મારા ઉપર ગુસ્સે થશો નહિ મારી ખાત્રી છે કે અત્યારે તમે મને ધિક્કારતા હશો તમને મારા પિતાતુલ્ય માનવાથી હું તમારી સાથે સરલતાથી વર્તતી હતી તેનો અર્થ તમે કદાચ જુદો કર્યો છે મે તમારી લાગણીને અત્યારસુધી ઉત્તેજન આપ્યું એમ તમને લાગતું હશે તે માટે હુ તમારો દોષ કાઢતી નથી. દોષ મારો જ માનુ છુ વળી હું જાણું છુ કે તમારો મારા ઉપર ખરેખરો પ્રેમ છે તે સિવાય તમે પ્રસ્તુત શબ્દો મારે માટે ઉચ્ચારો નહિ પર તુ તમારા પ્રેમના બદલામા તમને આપવાનુ મારી પાસે કશુ નથી હુ ખરૂ જ કહુ છુ મારો પ્રેમ તમારા ઉપર નથી, એટલુ જ માત્ર નહિ, પણ મારા પ્રેમનુ હરણ એક અન્ય વ્યક્તિએ કરેલુ છે તેનો પણ મારા ઉપર અતોનાત પ્રેમ છે અમે એકબીજાને વચન આપી ચૂક્યા છીએ એટલે મારા અ તરમા હવે બીજાના પ્રેમને સ્થાન મળી શકે તેમ નથી ”

“ પર તુ આ હકીકત તારી મોટીમાના જાણવામા નથી આવી. કારણ કે મે તેમની પાસે તારા હસ્તની માગણી કરી હતી તે વખતે જો તારા પ્રેમની તેમને માહિતી હોત તો તેઓ મારી માગણીનો સ્વીકાર ન કરત ”

“ ના, મારી મોટીમા એ વાત નથી જાણતા કારણ કે જે યુવક ઉપર મારો પ્રેમ છે તે હાલમા અમારા પ્રેમની વાર્ત્તા ગુપ્ત રાખવા ઇચ્છે છે ”

“ ગુપ્ત રાખવા ઇચ્છે છે ? જે મનુષ્ય પોતાનો પ્રેમ છૂપાવવા ઇચ્છતો હોય તેને ખરો પ્રેમી કહી જ ન શકાય ”

"નહિ, એમ ન બોલો મારી ખાત્રી છે કે તેનો મારા ઉપર ખરેખરો પ્રેમ છે —"

"ત્યારે શું તારૂ કુળ એના કરતા ઉતરતું છે ?"

"સ્હેજ ઉતરતું ગણાય પણ ખરૂં કારણ એ છે કે અમે ગરીબ છીએ અને તે શ્રીમંત છે, તેનો પિતા શ્રીમંતાઇનો અભિમાની અને લોભી છે તમે જો એ વાર્તા ગુપ્ત રાખવાનુ વચન આપો તો મારા પ્રેમિકનુ નામ તમને જણાવું"

"હું વચન આપુ છુ કે હુ કશી પણ વાર્ત્તા કોઇને જણાવીશ નહિ"

"તેનુ નામ અનંતપ્રસાદ છે અને તે સરદાર કમળાપ્રસાદનો પુત્ર"

"સરદાર કમળાપ્રસાદનો પુત્ર !" રમેશચંદ્ર બોલ્યો તેનો ચ્હેરો નિસ્તેજ બની ગયો અનંતપ્રસાદ ઉપર ઇર્ષ્યા થઈ તે પુન બોલ્યો "કુસુમ ! જો પ્રથમથી આ વાર્ત્તા મારા જાણવામા આવી હોત તો હુ તને આજે ત્રાસ ન આપત મારો તારા ઉપર સંપૂર્ણ પ્રેમ છે તે પ્રેમમા આ અનંતપ્રસાદ વિઘ્નરૂપ થયો છે મારૂ હૃદય તેને કદી પણ ક્ષમા કરી શકશે નહિ તથાપિ તારા પ્રત્યેનો મારો પ્રેમ જેવો ને તેવો જ રહેશે ભવિષ્યમા તને મારા તરફથી લેશ પણ ત્રાસ નહિ થાય તુ મને તારો મિત્ર માનજે એક મિત્ર તરીકે જરૂર પડશે તો હું તને સહાય કરીશ"

"રમેશચંદ્ર ! હુ તમારો અત્યંત આભાર માનુ છુ હુ પણ કબૂલ કરૂ છુ કે આજે તમને મળેલી નિરાશા અસહ્ય છે મને લાગે છે કે જો આ વાર્ત્તા મેં તમને પ્રથમથી જ જણાવી હોત તો તમને આટલુ દુ:ખ ન થાત પણ તમારો મારા ઉપર આવા પ્રકારનો પ્રેમ હશે એવુ મારા જાણવામા ન હતું તેમજ મે તમને ઇરાદાપૂર્વક કદી પણ ઉત્તેજન આપ્યુ નથી હું તમને વિનતિ કરૂં છું કે તમે ગત વસ્તુને ભૂલી જાઓ"

"હા, હું આજના બનાવને ભૂલી જઇશ, પણ તને ભૂલી શકીશ નહિ મારૂં જીવન હુ સાપ્રત અવસ્થામા જ વિતાડીશ તારી મોટીમા આવ્યા હશે આપણને અહીં ઘણો સમય થઇ ગયો છે આપણી વાતચીતની ગ ધ તારી મોટીમાને આવવાથી કદાચ સત્ય હકીકત તેમના જાણવામા આવે તે સભવિત છે તુ એ વાર્ત્તા ગુપ્ત રાખવા ઇચ્છે છે માટે આપણે આજના બનાવને પણ ગુપ્ત જ રાખવો યોગ્ય છે."

"અહો ! તમારો કેટલો ઉપકાર ! તમારો આ ઉપકાર હુ કદી પણ ભૂલીશ નહિ " કુસુમ બોલી

તે બન્ને મકાન તરફ ગયા મોટીમા બહાર પરશાળમા ખુરસીપર બેઠા હતા ટેબલપર શેત્રજ પાથરી હતી કુસુમ તથા રમેશચદ્રને આવતા જોઇને મોટીમા બોલ્યા "તમે બગીચામા બહુ વાર ફર્યા ! હુ ક્યારનીયે તમારી રાહ જોતી હતી આવો બેસો, બે દાવ કરીએ."

રમેશચદ્ર સામે ખુરસીપર પડયો તેના રોમેરોમમા નિરાશા પ્રકટી રહી હતી છતા પણ મોટીમાને શકા ન આવે તે માટે તે શેત્રજ ખેલવાને બેઠો રમતમા તેનુ ચિત્ત ચોટતુ ન હતું. દસેક મીનિટ પછી તે બોલ્યો "નર્મદાબાઇ ! હુ રજા લઇશ મારે આજે ઘણુ જરૂરી કામ છે અને અહીં ઘણુ જ મોડું થઈ ગયુ છે."

એમ કહીને નર્મદાબાઇ કશુ બોલે તે પહેલા તે ઉઠયો અને ઝડપથી ચાલ્યો ગયો. તેના આવા વિચિત્ર વર્ત્તનથી નર્મદાબાઇને સ્હેજ માઠુ લાગ્યુ તે બોલી "રમેશચદ્ર આજે આમ કેમ કરે છે?" તેણે કુસુમ સામે જોયુ

રમેશચંદ્રના વર્ત્તનનુ કારણ કુસુમ કળી ગઈ હતી તે બોલી: "તે આવ્યા ત્યારના કાંઇક જરૂરી કામનુ તથા પોતાનુ માથું સખ્ત દુખતું હોવાનુ કહેતા હતા"

"એથી શુ થઇ ગયુ ? માથુ દુખે એ કાઇ કારણ નથી. જો જરૂરી કામ હતું તો તે અહીં આવ્યો શા માટે ? કોઇ તેડવા નહોતું ગયું જો તે આવી રીતે અસભ્ય વર્ત્તન રાખશે તો મારે તેને મારા

મકાનમા ફરીથી નહિ આવવાની આજ્ઞા કરવી પડશે" નર્મદાબાઈ સ્હેજ ઉશ્કેરાઇને બોલી કારણ કે તેની રમતમા ભગ પડયો હતો અત્યારસુધી રમતમા પોતે જીતમા હતી તે વખતે અચાણચ રમત છોડીને રમેશશ્ચંદ્ર ચાલતો થઇ ગયો એ તેનાથી સહન થયુ નહિ

## પ્રકરણ ૧૬ મુ.

### ખૂનનો પ્રયત્ન

જ્યારે પ્રેમમા નિરાશા પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્યની સ્થિતિ કેવી થઇ જાય છે? તેનો ખરો ખ્યાલ તો જેને અનુભવ હોય તેને જ આવી શકે રમેશચદ્ર પોતાને જલ્દીથી ઘેર જવુ છે એમ કહીને નર્મદાબાઇના મકાનમાથી બહાર પડયો હતો પરતુ તે ઘેર ગયો નહિ. ચદ્રનગરના વિશાળ રસ્તા ઉપર આમથી તેમ ફરવામા તેણે રાત્રીનો ઘણો સમય પસાર કર્યો

તે સ્વગત બોલ્યો. " મને નિરાશ કરવાનો ખરો દોષ કોનો છે? અનતપ્રસાદનો કે કુસુમનો? મારો પ્રેમ કુસુમ ઉપર છે મેં તેની પાસે પ્રેમની માગણી કરી તેણે મારી માગણીનો ઈન્કાર કર્યો શા માટે ઈન્કાર કર્યો? કારણ કે તેનો પ્રેમ અનતપ્રસાદ ઉપર છે જો અનતપ્રસાદ વચ્ચે ન આવ્યો હોત તો કુસુમ મારા પ્રેમનો ઇન્કાર કરત કે તેનો સ્વીકાર કરત? આ પ્રશ્નનો નિર્ણય કરતા પહેલા એક બીજી બાબતનો વિચાર કરવો જોઇએ મારી તથા અનતપ્રસાદની ઉમર વચ્ચે કેટલો મોટો તફાવત છે? અનતપ્રસાદ યુવાન છે હું યુવાની અને વૃદ્ધાવસ્થાની વચ્ચેના વર્ગોમા વિચરી રહ્યો છુ તો કુસુમનુ આકર્ષણ સ્વાભાવિક રીતે જ અનતપ્રસાદ તરફ થાય મને તો તે પિતા તરીકે ચાહે છે! હું તેનો પિતા! તો પછી મારા મનમા તેને માટે બીજી ભાવના જ શા સારૂ હોવી જોઇએ? નહિ, હું કુસુમને દોષ દઈ શકતો નથી મારા મનમા

તો ખરી રીતે અન તપ્રસાદનો જ દોષ વસે છે જો તે વિઘ્નરૂપ ન થયો હોત તો હું કદાચ કુસુમનો પ્રેમ પ્રાપ્ત થવાની આશા રાખી શકત. અન તપ્રસાદ ! અન તપ્રસાદ ! તે મારો નહિ માફ થઇ શકે તેવો ગુન્હો કર્યો છે એ ગુન્હો હું માફ કરી શકતો નથી તેનો બદલો હું જરૂર લઇશ ! ”

તે બહુ મોડી રાત્રે ઘેર ગયો અને સૂઈ રહ્યો બીજે દિવસે સ્હવારે ઉઠીને તે પોતાના કામ ઉપર બેઠો કામમા તેનું મન ચોટયુ નહિ. તેણે કાયદાનુ એક પુસ્તક અભેરાઇ ઉપરથી લઇને વાચવા માડયુ પર તુ કાયદો તેના મનને શાતિ આપી શકયો નહિ જમવાનુ પણ તેને ભાવ્યુ નહિ સમય થયો એટલે તે કોર્ટમા ગયો કોર્ટમા આજે એક ખૂનનો કેસ હતો એક સ્ત્રીનો એક યુવાન ઉપર પ્રેમ હતો. બીજી સ્ત્રીએ તે યુવાનનુ પોતાના તરફ આકર્ષણ કર્યું હતું એથી પહેલી સ્ત્રીએ પોતાના આશકનુ આકર્ષણ કરનાર સ્ત્રીનું ખૂન કર્યું હતું એ ખૂની સ્ત્રીને કોર્ટની સન્મુખ રજુ કરવામા આવી જ્યુરીના સભાસદો ન્યાયાધીશની પાસે બેઠા હતા કેસ ચાલુ થયો સાક્ષીપુરાવા રજુ થવા લાગ્યા

ન્યાયાધીશને આ કેસ પોતાના જેવો જ લાગ્યો તેના મનમા આ ખૂની સ્ત્રી ઉપર દયા કરવાની, તેને બચાવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, કારણ કે તે સ્ત્રીએ પોતાના પ્રેમમા નિરાશા મળવાથી તે નિરાશાના કારણને દૂર કરવાને માટે બીજી સ્ત્રીનો નાશ કર્યો હતો તેનો ઇરાદો બીજી સ્ત્રીનો નાશ કરવાનો નહિ પર તુ પોતાના પ્રેમમા આવેલા વિઘ્નને દૂર કરવાનો હતો સમાજ ભલે તેને ખૂની સમજે, પરંતુ તેણે તો પોતાના પ્રેમિકને બીજી સ્ત્રીમા લપટાતા બચાવ્યો હતો. ન્યાયાધીશ મનમા બોલ્યો “ જ્યુરરો મારા વિચારને સ મત નહિ થાય તેમને મારા જેવો અનુભવ થયો નથી છતા પણ હું આ સ્ત્રી ઉપર દયા કરવાની તો તેમને અવશ્ય ભલામણ કરીશ ”

કેસ પૂરો થયો. પેલી સ્ત્રીએ પણ પોતે ખૂન કર્યાનું કબૂલ

કર્યું જ્યુરરોએ તેને ગુન્હેગાર ઠરાવી ન્યાયાધીશે કે સલો આપ્યો તે તેને નિર્દોષ ઠરાવી શક્યો નહિ, તો પણ તેણે તેને ફાસીની સજા નહિ કરતા ક્ષણિક આવેશને વશ થઇને આ ગુન્હો કરેલો હોવાથી જન્મકેદની સજા કરી, તથા તેના ઉપર દયા દર્શાવીને તેને સખ્ત મજુરીવાળુ કામ ન સોપવાનુ જણાવ્યુ

કોર્ટનો સમય પૂરો થયા બાદ તે કોર્ટમાથી બહાર નિકળ્યો, ઘેર નહિ જતા સીધો ફરવાને માટે બગીચામા ગયો ત્યા તેનો એક મિત્ર મળી આવ્યો તેની સાથે સભાષણ કરતા તેને માલૂમ પડ્યુ કે એ મિત્ર અનતપ્રસાદને પિછાને છે તેણે અનતપ્રસાદ સાથે પોતાનો પરિચય કરાવવાની એ મિત્રને વિનતિ કરી મિત્રે તેની વિનતિનો સ્વીકાર કરીને કહ્યુ ‘ અનતપ્રસાદ રોજ સરદારકલબમા આવે છે જો રાત્રે આઠ વાગે તમે ત્યા આવો તો હુ તમારી મુલાકાત કરાવીશ ”

“ વારૂ, ત્યારે તમે મારે ઘેર ચાલો ત્યા ચહાપાન કરીને આપણે સરદારકલબમા જઇશુ ” ન્યાયાધીશે કહ્યુ

બન્ને જણા ન્યાયાધીશને ત્યા ગયા ન્યાયાધીશે નોકરને ચહા તૈયાર કરવાનુ કહ્યુ તે પોતાના મિત્રને દિવાનખાનામા બેસારીને પોતાના શયનગૃહમા ગયો ત્યા તેણે કપડા બદલ્યા અને એક ટેબલના ખાનામાથી એક રિવોલ્વર કાઢી તે રિવોલ્વર તપાસી જોઇ. તેનો ઉપયોગ થઇ શકે તેવી હતી તેણે રિવોલ્વર ઓવરકોટના ગજવામા ખોસી દીધી તે દિવાનખાનામા આવ્યો થોડી વારે ચહા આવ્યો લગભગ આઠ થવા આવ્યા હતા ચહા પીને બન્ને મિત્રો સરદારકલબમા જવાને માટે નિકળ્યા રસ્તામા ન્યાયાધીશ પોતાના મિત્રની સોથે મૌનપણે ચાલતો હતો સરદારકલબમા જઇને અનતપ્રસાદનુ ખૂન કરવાની તેની ઇચ્છા હતી કારણ કે અનતપ્રસાદે તેના જીવનસર્વસ્વને વૃથા બનાવ્યુ હતુ આ ખૂનનું પરિણામ શું આવશે એ વિચાર તેને આવ્યો હતો જો પોતાના પ્રયત્નમા નિષ્ફળતા મળે તો પણ આ વાર્તા જાહેરમા આવતા પ્રતિષ્ઠાને હાની પહોચવાનો

ભય હતો સફળતા પ્રાપ્ત થતા ફાસીને લાકડે ચડવાની ભીતિ હતી. તેને જીવનની દરકાર ન હતી, પ્રતિષ્ઠાની પરવા ન હતી કુસુમ તેનું જીવન સર્વસ્વ હતી કુસુમ વગરનુ જીવન, કુસુમ વગરની પ્રતિષ્ઠા તેના મનથી નિરર્થક હતા

બન્ને જણા કલબમા દાખલ થયા એક હોલમા અન તપ્રસાદ એકલો બેઠો બેઠે એક વર્તમાનપત્ર વાચતો હતો ન્યાયાધીશને તેના મિત્રે અન તપ્રસાદને ઓળખાવ્યો તેણે કહ્યુ "ચાલો, હું તેની સાથે તમારો પરિચય કરાવુ "

પણ નહિ, ન્યાયાધીશની હિમ્મત તેનો ત્યાગ કરીને ચાલી ગઈ તેનો જમણો હાથ ગજવા તરફ વળ્યો, પરતુ તે રિવોલ્વરનો સ્પર્શ ન કરી શકયો તે એક દિવાનાની માફક દોડયો અને કલબમાથી બહાર નિકળી ગયો

ન્યાયાધીશના આવા વર્તનથી તેના મિત્રને આશ્ચર્ય થયુ અનતપ્રસાદનુ ખૂન કરવાનો ન્યાયાધીશનો ઇરાદો હતો એવુ તેના મિત્રના જાણવામા ન હતુ

ન્યાયાધીશ ચાલતા ચાલતા બોલ્યો "નહિ, મેં ખૂન ન કર્યું તે સારૂં કર્યું ખૂન કર્યું હોત તો મને પકડવામા આવત, મારો કેસ ચાલત, મને ફાસીની સજા થાત, મારૂ મૃત્યુ થાત, મારી પ્રતિષ્ઠાને હાની પહોચત, મારા કુળની પ્રતિષ્ઠાનો નાશ થાત. એટલુ જ માત્ર નહિ પણ કેસમા કુસુમનુ નામ પણ આવત અને મારી સાથે તેની પ્રતિષ્ઠાને પણ હાની પહોચત વળી કુસુમનો જેના ઉપર પ્રેમ હતો તેનો નાશ થવાથી તેનું જીવન વૃથા થાત મારા એક અવિચારી કૃત્યથી આટલુ બધુ અનિષ્ટ પરિણામ આવત. જે થયું તે સારૂં જ થયુ છે "

તે ઘેર આવ્યો તેનુ મગજ અત્યત ઉશ્કેરાઇ ગયુ હતું તેને સખ્ત તાવ આવ્યો અને તાવમા તે બેભાન બની ગયો જ્યારે તે શુદ્ધિમા આવ્યો તે વખતે તેનો પિતા તેના બિછાના પાસે બેઠેલો

તેની દૃષ્ટિએ પડયો તે બોલ્યો “ પિતાજી ! આપ ક્યારે આવ્યા છો ? ”

“ આજે આઠ દિવસ થયા તને તાવ આવ્યાના તથા તું બેભાન બની ગયાના સમાચાર તારા ડોક્ટરે મને તારથી આપ્યા કે તુરત જ હુ અહીં આવ્યો છુ ગઈ કાલ રાત્રી સુધી ડોક્ટરને પણ આશા ન હતી પરંતુ રાત્રે આશા બંધાણી અને આજે તુ શુદ્ધિમા આવીશ એમ તેણે જણાવ્યુ હતું પણ તને અચાનક આવો સખ્ત તાવ આવવાનું કારણ શુ ? ”

ન્યાયાધીશે પોતાના દરદનુ કારણ દર્શાવ્યુ તમામ હકીકત પોતાના પિતાને જણાવી તે સાભળીને તેનો પિતા બોલ્યો “ બેટા ! તે જે કર્યું છે તે યોગ્ય જ કર્યું છે જો તે અનંતપ્રસાદનુ ખૂન કર્યું હોત તો તને ફાસીની સજા થાત અને પછી હુ પણ તારા વિના જીવી શકત નહિ એકનુ ખૂન કરતા તું ત્રણ મનુષ્યની હત્યાનો ભાગી બનત અને તે કુસુમસુદરીના જીવનને દુર્દશાપૂર્ણ બનાવ્યુ હોત હવે તને મારી સલાહ એવી છે કે તુ કુસુમસુદરીને ભૂલી જા તું કોઇ લાયક સુદરીની તપાસ કરીને તેની સાથે તારૂં લગ્ન કર ”

“ પિતાજી ! હવે આપ મને લગ્ન કરવાની આજ્ઞા ન કરશો બાકી કુસુમને ભૂલી જવાની આપની આજ્ઞાનુ હુ અવશ્ય પાલન કરીશ હું હવે તેનો વિચાર નહિ કરૂ ” ન્યાયાધીશે જણાવ્યું

થોડા દિવસમા તેને સંપૂર્ણ આરામ થઇ ગયો તે હવે કોર્ટમા જવા લાગ્યો તેની તબિયત સુધરી જવાથી તેનો પિતા પણ પોતાને ગામ ચાલ્યો ગયો રમેશચંદ્રને કુસુમસુદરીનુ કદી પણ સ્મરણ થતું નહિ તેણે તેના પિતાની આજ્ઞા બરોબર પાળી હતી પરંતુ આજે અંબિકાપ્રસાદે અનંતપ્રસાદના નામનો ઉચ્ચાર કરતા તેની યાદદાસ્ત તાજી થઇ હતી અને કુસુમસુદરીના સંબંધમા બનેલી સર્વ ઘટના તેની મનચક્ષુ સામે મૂર્તિમંત ખડી થઇ હતી.

અનંતપ્રસાદ ઉપરના તેના તિરસ્કારમા લેશ પણ ઘટાડો થયો ન હતો તે બોલ્યો “ આજે બરોબર લાગ આવ્યો છે. અનંતપ્રસાદ

મારો ભયાનક હરિફ છે તે કુસુમને મારા હાથમાથી ઝુંટવીને લઇ ગયો છે તેથી હવે હું તેને કદી પણ બચવા દઇશ નહિ તે તેના પિતાનો અનૌરસ પુત્ર છે એ હકીકત પ્રકટ થવા ન પામે એ માટે તેણે પેલી વિધવાનુ ખૂન કર્યું છે. એવા ખૂનીને સખ્તમા સખ્ત સજા થવી જોઇએ હુ તેને જરૂર સજા કરીશ તેને ફાસીની સજા થશે એટલે મારા માર્ગ વચ્ચેથી કાટો નિકળી જશે પછી કુસુમ મારી થશે।"

આવો સ્વાર્થી વિચાર તેના મનમા પ્રકટયો પરતુ તે માત્ર એક પળ બીજી જ પળે તેની સદસદ્ વિવેકબુદ્ધિ જાગૃત થઈ તે બોલ્યો "નહિ, એક ન્યાયાધીશ તરીકે મારા મનમા ધિક્કાર કે સ્વાર્થનો વાસ નહિ હોવો જોઇએ મને ન્યાયમૂત્તિ કહેવામા આવે છે તો મારા ન્યાયને એબ લાગવી જોઇએ નહિ મારી ફરજ માત્ર એક જ છે અને તે એ કે મારે દરેક ગુન્હેગારને શુદ્ધ ન્યાય આપવો અમુક ગુન્હેગાર મારો શત્રુ છે માટે તેને ટીપી નાખવો એવો વિચાર મારે કરવો જોઇએ નહિ તેમજ હવે કુસુમસુદરીની આશા કરવી નકામો છે જો મે અનતપ્રસાદને ફાસીની સજા કરી છે એવી કુસુમસુદરીને જાણ થાય તો પછી તે કદી પણ મારી સાથે લગ્ન કરવાનું પસદ કરે નહિ તો પછી મારે એવા સ્વાર્થી વિચારને મારા અતઃકરણમા શા માટે સ્થાન આપવું?"

"પણ જો હું તેને બચાવુ તો?" તેના મનમા બીજો વિચાર ઉદભવ્યો· "જો હું તેને બચાવું તો કુસુમસુદરીના મનમા મારે માટે માન અને સદ્ભાવ ઉત્પન્ન થાય પરતુ તેમ કરવાંમા મારે અભિકાપ્રસાદના પૂરાવાની ઉપેક્ષા કરવી પડે. સત્ય હકીકતને દબાવવી પડે અને એ પ્રમાણે કરતા બિચારા નવનિતનો હક્ક માર્યો જાય નહિ, હુ અનંતપ્રસાદને બચાવવાનો કિંવા મારવાનો કશો પણ પ્રયત્ન કરીશ નહિ હું મારી સામે પડેલા પૂરાવા ઉપરથી તેને વાજબી ન્યાય આપીશ. જો તે ગુન્હેગાર સાબિત થશે તો તેને સજા કરવામા મને *

સંકોચ થશે નહિ તે નિર્દોષ ઠરશે તો તેટલા જ આનંદપૂર્વક હું તેને મુક્ત કરીશ તે સિવાય મારે માટે બીજો એક પણ માર્ગ નથી ”

તેણે ઘડિયાળ સામે દૃષ્ટિ કરી તો પરોઢના બે વાગી ગયા હતા. તેને લાગ્યું કે વિચારનિદ્રામા ઘણો સમય પસાર થઈ ગયો છે અંબિકાપ્રસાદ કદાચ નિદ્રાધીન બની ગયો હશે તે ઉઠયો અને પોતાના અભ્યાસગૃહમા ગયો

## પ્રકરણ ૧૭ મું.

### જ્યુરીનો ભય.

અંબિકાપ્રસાદ ન્યાયાધીશની કલ્પના મુજબ નિદ્રાધીન થયો ન હતો જેમ ન્યાયાધીશને વિચારનિદ્રામા સમય કેવી રીતે વહી ગયો તેની ખબર પડી નહિ, તેવી રીતે અંબિકાપ્રસાદને પણ સમય કેટલો પસાર થઈ ગયો તેનો ખ્યાલ રહ્યો નહિ

ન્યાયાધીશના અભ્યાસગૃહનુ અવલોકન કરવાને માટે પંદર મીનિટથી વધારે વખતની જરૂર પડે તેમ ન હતુ અભ્યાસગૃહમા મોટે ભાગે કાયદાના પુસ્તકોથી ભરેલા કબાટ હતા વચ્ચે એક મોટુ ટેબલ હતું એ ટેબલ ઉપર પણ પુસ્તકો પડયા હતા દિવાલ ઉપર ચિત્રો લટકાવ્યા હતા એ ચિત્રો મોટે ભાગે ઐતિહાસિક હતા એક—બે પૌરાણિક ચિત્રો પણ હતા

અભ્યાસગૃહનુ અવલોકન કરી લીધા બાદ અંબિકાપ્રસાદે ટેબલ પરથી એક માસિક ઉપાડયુ આ માસિકનું નામ “ન્યાયશાસ્ત્ર” હતું તેમા જુદી જુદી વરિષ્ટ કોર્ટોમા ચૂકવાતા કેસો ઉપર ટીકા કરવામા આવતી હતી અંબિકાપ્રસાદે તે માહેનો એક અગ્ર લેખ વાચવાનો પ્રારંભ કર્યો પરંતુ તેમા મનુસ્મૃતિના પૂરાવા, હિંદુ લૉની ખામીઓ, હિંદુસ્તાન અને ઇંગ્લાંડમા અપાતા ચૂકાદા વચ્ચે રાખવામા આવતો ભેદ, વગેરે બાબતોમા અંબિકાપ્રસાદને રસ પડયો

નહિ. તેનુ મન જયગ્રામમા બનેલા બનાવ તરફ વળ્યુ વિધવા લક્ષ્મીબાઈના ખૂન સાથે જોડાયેલા બનાવો એક પછી એક તેના મનમા ઉપસ્થિત થવા લાગ્યા તેણે તમામ બનાવોને અનુક્રમમાં ગોઠવીને આખી સાકળ તૈયાર કરી. ખૂન કોણે કર્યું છે, શા કારણથી કર્યું છે, એ વિષયમા તેની પોતાની તો ખાત્રી થઇ ચૂકી હતી વળી તે પોતે ન્યાયાધિશની ખાત્રી કરાવી શક્યો છે એમ પણ તેને લાગતું હતું તો પછી હવે ભય કોનો છે ? "પૂરાવા એકઠા થયા છે, ન્યાયાધીશ પણ મારા અભિપ્રાય સાથે સમત છે, ત્યારે ખૂનીને સમજાવવામા શકા શા માટે રાખવી જોઇએ ?" તે મનોગત બોલ્યો: "નહિ, જ્યુરીની ખાત્રી કરી આપવી જોઇએ આવા કેસમા જ્યુરીની મદદ વગર એકલો ન્યાયાધીશ કશુ પણ કરી શકે નહિ, અને જ્યુરી ! જ્યુરી કેવળ આનુમાનિક પૂરાવા ઉપર આધાર રાખતી નથી. જ્યુરી એથી વિશેષ મજબૂત પ્રમાણોની અપેક્ષા રાખે છે જ્યુરીનો એ સિદ્ધાત છે કે સો ગુન્હેગારો છૂટી જાય તેની ચિંતા નહિ પણ એક નિર્દોષ માર્યો જવો જોઇએ નહિ અત્યારસુધીમા મારી પાસે જે પૂરાવા છે તે બધા અનુમાનને આધારે એકઠા કરેલા છે એ પૂરાવા જ્યુરીની પાસે ચાલી શકવાના નહિ ખરેખર, જ્યુરીને તપાસ માટે નિમવાનો કાયદો કરનારે ભયકર ભૂલ કરી છે ખરી રીતે તો એક જ માણસ ખરો ન્યાય આપી શકે એવી કહેવત છે કે 'પચ ત્યા, પરમેશ્વર' પરતુ અનુભવથી સિદ્ધ થાય છે કે 'ઝાઝી સૂયાણી વેતર વઠે ।' એક કાર્યમા વિશેષ મનુષ્યોના વિચાર એકઠા થવાથી તે કાર્ય કદી પણ સરળ થઈ શકતું નથી વળી આ જ્યુરીમા સભાસદો પણ કોણ ? એક વેપારી, એક બ્રાહ્મણ, એકાદો કણબી, એકાદ મજુર વર્ગનો જેમને કાયદાનુ લેશ પણ જ્ઞાન ન હોય તેવા જ્યુરીમા નિમાય. તે કેસની તપાસમા કેવી રીતે ઊંડા ઉતરી શકે ? જો ઊંડા ઉતરી ન શકે તો કેવી રીતે ખરો અભિપ્રાય આપી શકે ? માત્ર કોઈ સ્વાર્થી લોકોએ આ જ્યુરી નિમવાની વ્યવસ્થા કરેલી હોવી જોઇએ." •

અંબિકાપ્રસાદને જ્યુરીનો બરોબર ભય લાગ્યો, તથાપિ તેના મનમા હિમ્મત હતી તે કાંઈ જ્યુરીથી હારી જાય તેવો ન હતો. તે પુનઃ બોલ્યો " મારે જ્યુરીના સભાસદોનો ભય શા માટે રાખવો જોઇએ ? મારી પાસે જે પૂરાવો છે તે સગીન છે મને કુદરતે જ મદદ કરી છે જો કુદરતની સહાય ન હોત તો નવનિત પાસેથી એકદમ તમામ હકીકત મારા જાણવામા કેવી રીતે આવત ? વળી ખૂનીનો ઉદ્દેશ સ્પષ્ટ છે, એટલે જ્યુરીની ચિંતા કરવાની જરૂર નથી હું કાઇ પેસ્તનજી શેઠની માફક આડે માર્ગે દોરવાઇ જઉં તેવો નથી પણ ગુન્હેગારનો વકિલ ગુન્હેગારના બચાવને માટે નવી નવી યુક્તિ શોધી કાઢયા સિવાય રહેશે નહિ તે કહેશે કે જે વખતે ખૂન થયુ તે વખતે ગુન્હેગાર કલકત્તા કે મદ્રાસમા અથવા એવા કોઇ દૂરના સ્થળે હતો વળી તે ખોટા સાક્ષીઓ પણ ઊભા કરશે, અને જ્યુરીના મૂર્ખ સભાસદો એ ખોટા પૂરાવા ઉપર આધાર રાખવાને લલચાશે જો એમ થાય તો મારી તમામ મહેનત ઉપર પાણી ફરી વળે એવુ કશુ ન બને તે માટે આથી વિશેષ મજબૂત પૂરાવા શોધી કાઢવાની જરૂર છે ઠીક છે, જાઉં છુ ન્યાયાધીશ સાહેબ સાથેની વાતચીતનુ પરિણામ શુ આવે છે ? જો તેઓ સર્વ રીતે મારી સાથે સમત થાય તો પછી જ્યુરીને હુ પહોચીશ "

આ પ્રમાણે અંબિકાપ્રસાદ એક વખત જ્યુરીના ભયને અંતરમા સ્થાન આપતો તો બીજી વખત જ્યુરી કરતા પણ પોતે શ્રેષ્ટ છે અને પોતાની પાસે મજબૂત પૂરાવા છે અથવા મજબૂત પૂરાવા એકત્ર કરવાની શક્તિ છે એમ પોતાના મનને મનાવવાનો પ્રયત્ન કરતો હતો તે એટલુ તો ચોક્કસ માનતો હતો કે જ્યુરીના સભાસદો પ્રજાવર્ગ માહેના હોય છે અને પ્રજાવર્ગનો મોટો ભાગ પોલિસ ખાતા તરફ ઘૃણાની દૃષ્ટિથી જૂએ છે એટલે જ્યુરીના સભાસદો પણ પ્રથમથી જ પોલિસખાતાએ એકત્ર કરેલા પૂરાવા તરફ શંકા ધરાવે છે તેમની એ શંકાદૃષ્ટિ જ્યાસુધી દૂર ન થાય ત્યાસુધી

પોતાનું કાર્ય સિદ્ધ થઈ શકે તેમ નથી એ શંકાદૃષ્ટિ કેવી રીતે દૂર થઇ શકે તેનો વિચાર તે કરતો હતો, પરંતુ કશો નિર્ણય કરી શકતો ન હતો

તે આ વિચારમા એટલો બધો ઊંડો ઉતરી ગયો હતો કે અભ્યાસગૃહનુ દ્વાર ખૂલ્યુ તેની તેને ખબર પડી નહિ, તેમ જ ન્યાયાધીશ તેની સામે આવીને ઊભો રહ્યા તો પણ તેણે ન્યાયાધીશની સામે દૃષ્ટિ કરી નહિ છેવટે ન્યાયાધીશના અવાજથી તે વિચાર-નિદ્રામાથી જાગૃત થયો અને ખુરસીપરથી ઊભો થઇ ગયો

## પ્રકરણ ૧૮ મું.

### ન્યાયાધીશ અને અને ડિટેક્ટિવ.

" અંબિકાપ્રસાદ ! તમને ઘણો સમય એકલા રાખવા માટે હું તમારી ક્ષમા માગુ છુ " ન્યાયાધીશ અંદર પ્રવેશ કરીને બોલ્યો

" સાહેબ ! ક્ષમા માગવાની જરૂર જ નથી કેમકે અહીં હુ એકલો હતો એવો મને ખ્યાલ જ આવ્યો નથી " ડિટેક્ટિવે કહ્યુ.

" વારૂ, આ કેસના વિષયમા મે પુષ્કળ વિચાર કર્યો છે " ખુરસીપર બેસતા ન્યાયાધીશ બોલ્યો

" અને સેવક પણ અનંતપ્રસાદને પકડવામા આવતા તેની શી સ્થિતિ થશે તેનો જ વિચાર કરતો હતો ઘણા શ્રીમંત ગુન્હેગારો પોતાના મકાનમા પોતાને પકડવામા આવતા પોલિસને ધમકી આપે છે, મકાનમાથી હાકી કાઢવાનો ભય બતાવે છે પરંતુ આ અનંતપ્રસાદ તો નરમાશ ધારણ કરશે, અને આપની પાસે પોતાને લઇ જવાની માગણી કરશે. જો તેને આપની પાસે લાવવામા આવે તો તે બધો ખુલાસો કરશે " ·

અનંતપ્રસાદને પકડયો કે નહિ તે હજી ન્યાયાધીશે જાણ્યુ ન હતુ, તથાપિ અંબિકાપ્રસાદ તો તેને પકડવાનો નિશ્ચય કરી બેઠો.

હતો એ જાઈને ન્યાયાધીશ સ્હેજ હસ્યો. તે બોલ્યો " આપણે થોડા સમયમા જ બધુ પાર ઉતારી દઇશુ "

" પણ તેને પકડવાનુ વારટ તો આજે સવારે જ આપશો "

આ શબ્દોથી ન્યાયાધીશ કમકમ્યો હવે કાર્ય કરવાનો સમય નજીક આવ્યો હતો તે બોલ્યો " અંબિકાપ્રસાદ ! એ માટે તમારી તૈયારી છે ? મુશ્કેલીનો તમને ડર નથી ? "

" મુશ્કેલી ! ગુન્હેગારની ખાત્રી થયા બાદ મુશ્કેલી શાની ? વિધવા લક્ષ્મીબાઇને સદાને માટે મૌન બનાવવામા, તેના કાગળપત્રોનો નાશ કરવામા કોનો લાભ સમાયેલો છે ? નવનિતે પણ પોતાના હક્કને માટે દાવો કર્યો છે જો અનતપ્રસાદ ઉપર ખૂનનો આરોપ સાબિત ન થાય તો સરદાર કમળાપ્રસાદનો ખરો પુત્ર તે ગણાશે, અને નવનિત બાપડો જેની તે સ્થિતિમા રહેશે "

" એ ખરૂ, પરતુ—"

" પરતુ ! એટલે આમા હજી આપને મુશ્કેલી જણાય છે ખરી ?"

" બેશક " ન્યાયાધીશે કહ્યુ " આ વિષય એવો છે કે તેમા દીર્ઘદર્ષિતાની પૂરતી જરૂર છે આવા કેસમા ગોળી આબાદ લાગશે એવી ખાત્રી થયા સિવાય પિસ્તોલનો ઘોડો દબાવવો તે યોગ્ય નહિ. આપણી પાસે અત્રે આનુમાનિક પૂરાવા સિવાય બીજુ કશુ નથી તે પૂરાવા કાયદાની દૃષ્ટિએ સગીન ગણાય નહિ આ પૂરાવાને આધારે આપણે અનતપ્રસાદને પકડીએ અને પછી તે નિર્દોષ ઠરીને છૂટી જાય તે ખરેખરો નિર્દોષ હોય, તો પણ કાચી જેલમા રહેવાથી લોકોમા થયેલી તેની બદનામી ભુસાય નહિ તેની એવી કફોડી સ્થિતિમા મૂકયો તે એક ન્યાયકર્ત્તા તરીકે મને શરમાવા જેવુ છે. આપણને તેના ઉપર શકા આવી છે માત્ર શકાને આધારે આપણે તપાસ ચલાવીએ તે નિર્દોષ હોય, છતા પોતાની નિર્દોષિતા પૂરવાર કરી ન શકે અને પરિણામે તેને સજા થાય પાછળથી ખરો ખૂની મળી આવે તો કોર્ટની કીર્ત્તિને કલક લાગે, મારી નાલાયક ન્યા-

ચાંપીશ તરીકે ગણના થાય. વળી અત્યારના જમાનામા લોકમત રાજસત્તા વિરૂદ્ધ હોય છે. વર્તમાનપત્રો આ વિષયની ચર્ચા કરે, લોકમત ઉછળે તો કદાચ વિપરિત પરિણામ આવે. ન્યાયાધીશે આ બધી બાબતોનો પૂરતો વિચાર કરવાની જરૂર છે "

ન્યાયાધીશના આવા નમાલા અને બ્હીકણુ વિચારો સાભળીને અંબિકાપ્રસાદને ખેદ થયો અને તેને લાગ્યુ કે ' જો આ ન્યાયાધીશ પાસે કેસ ન આવ્યો હોત તો સારૂં હતું. જ્યારે અમલ કરવાનો છે ત્યારે ભવિષ્યની ભીતિનાં વિચારમા કીમતી સમયનો દુર્વ્યય કરે છે. જો અનંતપ્રસાદને બદલે કોઈ સાધારણ ગુન્હેગાર હોત તો તેણે તુરત વારંટ કાઢ્યુ હોત. પરતુ અનંતપ્રસાદ શ્રીમંત હોવાથી તેની વિરૂદ્ધ પડવામા ન્યાયાધીશને ડર લાગે છે '

ન્યાયાધીશ થોડી વાર મૌન રહ્યા બાદ બોલ્યો " આપણે વારંટ નહિ કાઢતા ગુન્હેગારને કોર્ટમા હાજર થવાનું કહેણુ મોકલીએ અને આ કેસની રીતસર તપાસ કરવાનો હુકમ કાઢીએ તો કેમ ? "

" એમ થાય તો બધુ કામ માર્યુ જાય " અંબિકાપ્રસાદે અભિપ્રાય આપ્યો.

" શી રીતે ? "

" અરે સાહેબ ! ગુન્હેગાર લાગવગવાળો માણુસ છે. તેણે ચતુરાઈપૂર્વક આ ખૂન કર્યુ છે. માત્ર ઈશ્વરના ચમત્કારથી જ આપણા જાણુવામા મુદ્દાની હકીકત આવી છે જો તેને અગાઉથી જાણ થશે તો પલાયન થઈ જશે પછી પકડાવો મુશ્કેલ છે "

ન્યાયાધીશને પણ અંબિકાપ્રસાદની આ દલીલ વાસ્તવિક લાગી.

અંબિકાપ્રસાદ આગળ કહેવા લાગ્યો. " જો તેને માત્ર કોર્ટમા હાજર થવાનો જ હુકમ કરવામા આવશે તો તે ચોક્કસ બચી જશે. તે શાંતિપૂર્વક આપની રૂબરૂ હાજર થશે અને એમ કહેશે કે જે દિવસે ખૂન થયું હતું તે દિવસે સ્હાંજે સાત વાગે તે અમુક સ્થળે હતો, ત્યાંથી બીજા સરદાર પાસે ગયો, ત્યાથી પોતાની ક્લબમા ગયો.

ક્લબમા ફ્લાણુા ફ્લાણુા સભાસદો હતા તેમની સાથે પત્તા રમ્યો. પોતાના કથનના પૂરાવામા તે બીજા સાક્ષીઓ પણુ લાવશે. પરિણુામે તેને નિર્દોષ ઠરાવીને છોડી મેલવાની આપને ફરજ પડશે માટે તેને એકદમ અચાનક પકડવો કે જેથી તે કશો પણુ પૂરાવો એકઠો કરી શકે નહિ ”

ડિટેક્ટિવ અ બિકાપ્રસાદને ખ્યાલ આવ્યો કે પોતે એક સામાન્ય પોલિસના અમલદારને સલાહ આપતો નથી પર તુ ચ દ્રનગરના ન્યાયાધીશને અરજ કરે છે. એથી તે નમ્ર બની ગયો અને વિનયપૂર્વક આગળ બોલવા લાગ્યો “ સાહેબ ! હું કશી ધૃષ્ટતા કરૂ તો મને ક્ષમા કરશો આપે મારા ઉપર કૃપા કરીને મને આપની સમક્ષ હાજર થવાનુ માન આપેલુ હોવાથી હુ આપની સાથે આટલી છૂટ લઉં છુ ”

“ કાઇ હરકત નહિ તમારૂ વર્ત્તન અપમાનસૂચક નથી ”

“ વારૂ સાહેબ ! એમ માનો કે આપનો સેવક ન્યાયાધીશના પદ ઉપર છે, મે આ માણસ ઉપર વાર ટ કાઢ્યુ ત્યારબાદ અર્ધી કલાકમાં તેને મારી સામે રજુ કરવામા આવ્યો તેને હુ એવા પ્રશ્નો કરૂ કે ન્યાયાધીશ બધુ જાણે છે એવી તેની ખાત્રી થઇ જાય અને પછી તે તમામ સાચેસાચી હકીકત જણાવી દે હુ તેને કહુ કે ‘ ભાઇ ! તમે મારી પાસે ગમે તે બોલશો તે ચાલશે નહિ જે વખતે ખૂન થયુ તે વખતે તમે બહાર ગયા હતા બહાર જતા તમને અનેક માણસોએ જોયા હતા તમે તમારી ક્લબમા આઠ વાગે હતા એમ કહો છો પર તુ આઠ ઉપર વીશ મીનિટ થતા તમે ત્યાથી પસાર થઇ ગયા ન્હાડાઆઠને પાચ મીનિટે ચ દ્રનગરના સ્ટેશને જઇ રેલ્વેમા બેઠા નવ વાગે બાલાવાટના સ્ટેશને ઉતર્યા સ્હાડાનવ વાગે તમે જયગ્રામમા વિધવા લક્ષ્મીબાઇના દ્વાર ઉપર અવાજ કર્યો તેણે તમને અ દર લીધા તમે જમવાની ઇચ્છા દર્શાવી તેણે રસોઇ તૈયાર કરવા માડી સ્હાડાનવને દશ મીનિટે તમે તેના ખભામા છરી ઘોચી દીધી–તેનુ ખૂન કર્યું ત્યારબાદ તેના મકાનની વસ્તુઓ ઉથલપાથલ

ફરી. અગત્યના પત્રો સળગાવી દીધા. પછી કેટલીક વસ્તુઓ તમે રૂમાલમાં બાંધી લીધી કારણ કે ચોરીના હેતુથી આ ખૂન થયું છે એમ પોલિસને સમજાવવાનો તમારો ઈરાદો હતો. એ વસ્તુઓનું પોટકું લઇને તમે બહાર નિકળ્યા, બારણું બંધ કરીને ચાવી ફેંકી દીધી.

" 'તમે તે પોટકું નદીમા ફેંકી દીધુ. પછી ચાલીને બાલાઘાટના સ્ટેશને ગયા. બરોબર અગીયાર વાગે પુન ક્લબમા આવીને દાખલ થઇ ગયા ત્યા મોડી રાત્રી સુધી રોકાયા તમે દરેક બાબતમા અગમચેતી વાપરી હતી પરંતુ બે શત્રુઓને તમે પિછાની શક્યા નહિ. એક શત્રુ પોલિસ ખાતાનો ગુપ્તચર અને બીજો તમારૂ નસીબ આ બે શત્રુઓએ તમને પરાજીત કર્યા છે' એ પ્રમાણે કહીને તેણે ધારણ કરેલા પોશાકનુ હું વર્ણન કરૂં તથા તે કઈ જાતની તમાકુ પીએ છે એ પણ તેને કહું પછી તેને પોતાનો ગુન્હો કબૂલ કર્યા વિના ચાલવાનુ જ નહિ "

એ પ્રમાણે બોલીને તેણે ન્યાયાધીશ સામે જોયું. ન્યાયાધીશનો ચ્હેરો તદ્દન શાત હતો તે પુન બોલ્યો "હુ ધારૂં છું એ કરતાં તે વિશેષ જોરાવર હોય, તેનું હૃદય લોખંડનુ હોય તો પણ તે મારા ચરણમા પડશે-તેનો ગુન્હો કબૂલ કરી જ દેશે "

" પરંતુ કદાચ તેનુ હૃદય ખરેખર લોખંડનુ હોય અને તે તમારા ચરણમા ન નમે-ગુન્હો કબૂલ ન કરે તો તમે શુ કરો ?" ન્યાયાધીશે પ્રશ્ન કર્યો

આ એક સામાન્ય પ્રશ્નથી અંબિકાપ્રસાદ ગભરાઈ ગયો. તથાપિ તે બોલ્યો "એમ બનેજ નહિ કદાપિ તે નાકબૂલ જાય તો હું વિશેષ તપાસ કરીને પણ ગુન્હો કબૂલ કરવાની તેને ફરજ પાડું."

છેવટે ન્યાયાધીશે હાથમા કલમ પકડીને લખવા માંડયું. તે બોલ્યો· "અનંતપ્રસાદને પ્રકડવાની વાતનો હું સ્વીકાર કરૂં છું. પણ તપાસમાં હું સરદાર કમળાપ્રસાદની અને નવનિતની જુબાની લઇશ.

નવનિત પાસે જે પત્રો છે તે જોવાની ખાસ જરૂર હોવાથી એ પત્રો સાથે તેને બોલાવીશ."

એ સાભળીને અંબિકાપ્રસાદનો ચ્હેરો ઉતરી ગયો તેને ચિંતા થઇ "સાહેબ! જેનો મને ભય હતો તેજ સામે આવ્યુ!" તે બોલ્યો

"કેમ! શુ છે?" ન્યાયાધીશે પૂછ્યુ.

"આપને એ કાગળો જોવાની લાગેલી જરૂર જો આપ નવનિતની પાસે એ કાગળોની માગણી કરશો તો એ જરૂર જાણી જશે કે મે એ કાગળોના સબધમા આપને વાત કરેલી હોવી જોઇએ. એથી તે મારો તિરસ્કાર કરશે, મારી સાથેનો સબધ છોડી દેશે અને હું પોલિસ ખાતાનો સહાયક છુ એમ તેના જાણવામા આવતા તે મારો વિશ્વાસ કરશે નહિ એટલુ જ નહિ પણ તે મારી હકીકત પ્રકટ કરશે અને તેથી મારે મારા નામ તથા ગૃહને બદલાવવુ પડશે"

આ વખતે અબિકાપ્રસાદના નેત્રોપર અશ્રુબિંદુ ચમકતા હતા તેને આટલો બધો કચવાએલો જોઇને આશ્વાસન આપતો ન્યાયાધીશ બોલ્યો "અબિકાપ્રસાદ! તમે નિશ્ચિંત રહો હું એવી યુક્તિથી એ કાગળો માગીશ કે તમારા સબધમા નવનિતને કશી શકા આવશે નહિ લક્ષ્મીબાઇના મકાનમાથી મળી આવેલા કેટલાક પત્રો ઉપરથી નવનિત પાસેના કાગળોની મને માહિતી મળી છે એમ હું તેને જણાવીશ"

અબિકાપ્રસાદ આભારદર્શક દષ્ટિપૂર્વક બોલ્યો "સાહેબ! હું આપનું સહસ્રધા અભિનદન કરૂં છુ વારૂ ત્યારે હવે આરોપીને પકડવાને માટે આપ મને વારટ આપો"

"હું જાણતો જ હતો કે છેવટે તમે એ માગણી કર્યા સિવાય રહેવાના નથી." ન્યાયાધીશ સ્મિત કરતો બોલ્યો

પરોઢ થવા આવ્યુ હતું. બહારથી ટ્રામ અને મોટર તથા ગા-

ડીઓના પૈડાંનો ખખડાટ સંભળાતો હતો. આખું ચંદનગર જાગૃત થઇ ગયું હતું

ન્યાયાધીશે કહ્યું· "વારૂ, તમે પોલિસ ખાતાના વડાને મારી પાસે લઈ આવો હું સ્હવારે આઠ વાગે કોર્ટમા જઇશ. તે વખતે તેને લઇને ત્યા આવજો ત્યા હું તમારી માગણી પ્રમાણે કરી આપીશ"

તે જ સમયે એક નોકરે અંદર પ્રવેશ કરીને કહ્યું· "સાહેબ' બાલાઘાટથી એક પોલિસ આ ચીઠી લાવ્યો છે તેણે જવાબની માગણી કરી છે"

ન્યાયાધીશે ચીઠી લઇને કહ્યુઃ "સારૂ, તેને માટે ચહાનાસ્તાનો બંદોબસ્ત કર અમારે માટે બે કપ ચહાના મોકલ."

નોકર ગયો ન્યાયાધીશે પરબીડિયું ખોલીને ચીઠી કાઢી. તે બોલ્યો "આ તો પેસ્તનજીની ચીઠી છે'"

તેમા નીચે મુજબ લખ્યું હતું.–

"શ્રીમાન્ ન્યાયાધીશ સાહેબ'

"પેલા પોતાના કાનમા છેલકડી ધારણ કરનાર મનુષ્યને હું હવે થોડા સમયમા પકડી શકીશ એમ લાગે છે તે લક્ષ્મીબાઇના મકાનમા ગયો તે પહેલા એક પીઠામા ગયો હતો. એ પીઠામાંથી મને તેની બાતમી મળી છે. ત્યા તેણે દારૂ પીધો હતો. તેણે પોતાના વહાણનું નામ આપ્યું હતું. તે નામ 'નર્મદા' છે. તપાસ કરતાં જણાયું છે કે 'નર્મદા' વહાણ ત્યા હતુ અને તેમા અનાજની ગુણો ભરી હતી. આ પત્ર આપ સાહેબને મોકલવાની સાથે એક પત્ર પોલિસ ખાતાના વડાને તથા એક પત્ર નૌકા ખાતાના વડાને પણ લખ્યો છે. એટલે તે 'નર્મદા' વહાણના કેપ્ટનનો પત્તો મળ્યા વગર રહેશે નહિ.

"આપનો તાબેદાર પેસ્તનજીના સલામ."

"વાહરે પેસ્તનજી શેઠ' હજી આપતો આરોપીને પકડવાના સુખકારક સ્વપ્નામાં રમમાણ કરો છો'" અંબિકાપ્રસાદ સ્મિત કરતો બોલ્યોઃ "સાહેબ' હું ધારૂં છું કે આપ તેને હવે એ બાબત વિશેષ

તપાસ નહિ કરવાની આજ્ઞા કરશો નાહક બાપડા 'નર્મદા'ના કેપ્ટનને શા માટે હેરાન કરવો ?"

"નહિ, એ વિષયમા હું તમારી સાથે મળતો થતો નથી એ છેલકડી પહેરનાર માણસને તપાસતા કદાચ આ કેસ ઉપર વિશેષ પ્રકાશ પડવાનો સભવ છે. માટે પેસ્તનજી શેઠને તેમની તપાસમા રોકવાનુ મને પસદ નથી "

## પ્રકરણ ૧૯ મું.

### પિતા-પુત્ર.

સરદાર કમળાપ્રસાદનો તાર આવ્યો હતો તે આજે સ્હવારની મેલમા ચદ્રનગર આવવાનો હતો એથી પોતાના પિતાને લેવા માટે અનંતપ્રસાદે રેલ્વે સ્ટેશનપર જવાની તૈયારી કરવા માડી તેની તબિયત આજે બરોબર ન હતી તેના ચ્હેરાપર ફિકાશ હતી તેનુ આખું શરીર તપેલું લાગતું હતુ તેને જોતા કોઇને પણ એમ લાગે કે આ માણસ કોઇ ગુપ્ત દરદથી પિડાતો હોવો જોઇએ. એ ગુપ્ત દરદ માનસિક હતું તે વાચકો જાણે છે નવનિત તેને મળવાને માટે આવ્યો, પેલા પત્રો વચાવ્યા ત્યારથી આ દરદ તેને લાગુ પડયું હતું. તેના પિતાનો ખાનગી કારભારી પણ જોઇ શકયો હતો કે પોતાના માલિકના પુત્રની તબિયત સારી નથી એથી તેણે અનંતપ્રસાદને સ્ટેશનપર ન જવાની સલાહ આપી. પરતુ અનતપ્રસાદ આગ્રહી હતો અને તેને એવુ કાંઈ દરદ ન હતું કે સ્ટેશન જવાથી એ દરદની વૃદ્ધિ થવા પામે

તે કપડા પહેરી, પોતાની મોટરમા સ્ટેશનપર ગયો અને વેટિંગ રૂમમા જઇને એક ખુરસીપર બેઠો તેના મનમાં સતત નવનિતનો વિચાર થયા કરતો હતો. વચ્ચે વચ્ચે કુસુમનો વિચાર પણ આવતો હતો. એ વિચાર તેને ગભરાવી મેલતો હતો. તે ન્યાયી હતો. કોઇનો

હક્કને ડૂબાડવાનુ તેને પસંદ ન હતું જ્યારે નવનિત પોતાના પિતાનો ખરો હક્કદાર પુત્ર છે તો તેને તેનું પદ પ્રાપ્ત થવુ જ જોઇએ એમ અનંતપ્રસાદ માનતો હતો એ વિચારની સાથેજ એક બીજો વિચાર આવતો. પોતે સરદાર કમળાપ્રસાદનો જમનાબાઇથી ઉત્પન્ન થયેલો અનૌરસ પુત્ર છે એમ સિદ્ધ થાય તો પછી પોતાને કુસુમની આશા સદાને માટે તજવી પડે તે કુસુમને તજવાને તૈયાર ન હતો. પરંતુ તેની ખાત્રી હતી કે પોતાની ખરી હકીકત પ્રકટ થતા નર્મદાબાઇ કુસુમનું લગ્ન પોતાની સાથે કરવાનુ કદી પણ કબૂલ કરવાની નહિ. આ વિચાર તેને થકવી નાખતો હતો તથાપિ પોતાના સ્વાર્થને ખાતર નવનિતને અન્યાય થાય એવુ તે ઇચ્છતો નહિ

અત્યારે પણ પ્રસ્તુત વિચારમા તે મશગુલ હતો દરમિયાન એક ઘંટો થયો અને ગાડી આવી. તે બહાર આવ્યો. સરદાર કમળાપ્રસાદ ફર્સ્ટ ક્લાસમાથી નીચે ઉતર્યો પિતા પુત્ર બન્ને મળ્યા. પિતા અને પુત્ર બન્નેનો બાબત દેખાવ સરખો હતો. બન્ને ઉંચા, કદાવર બાંધાના, ભરાવદાર શરીરના, ગૌર વર્ણના હતા. તેમના ચ્હેરા ઉપર અમીરાઇ તરી આવતી હતી. બન્નેના ચ્હેરામા સામ્ય વિશેષ હતું માત્ર ફેર એટલો હતો કે સરદાર કમળાપ્રસાદનો ચ્હેરો કડક હતો, કોઈ પણ મનુષ્ય તેની પાસે જતા કે તેની સાથે વાત કરતા થરથરે એવો હતો જ્યારે અનંતપ્રસાદની મુખમુદ્રાપર નમ્રતા પથરાયેલી હતી કમળાપ્રસાદના વદનપર તોછડાઇ જોવામા આવતી હતી; જ્યારે અનંતપ્રસાદમા વિનયશીળતા ભરેલી હતી. કમળાપ્રસાદને સરદારપદનું અભિમાન હતું; જ્યારે અનંતપ્રસાદ જગતમા સર્વ મનુષ્યને સરખા માનતો હતો.

અનંતપ્રસાદની મુખમુદ્રા નિસ્તેજ દેખાતી હતી. તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો હતો. એ જોઇને કમળાપ્રસાદ બોલ્યોઃ "અનંત! તારી તબિયત સારી નથી?"

"હા, એમ છે ભાઇ." અનંતપ્રસાદે જવાબ આપ્યો.

"દવા કરે છે કે નહિ?"

"ના, દવાની કશી જરૂર નથી"

"શા માટે? ઠીક, ચાલો ઘેર જઇએ તારી તબિયતના સંબધમા નિરાંતે વાત કરીશુ કોઈ સારા ડોકટરની સલાહ લેવાની જરૂર છે આમ જોઇ શુ રહ્યો છે? ચાલ, મને ઘણીજ ભૂખ લાગી છે સ્હવારે નાસ્તામા ઠીક પડયું નથી."

"ચાલો પિતાજી!"

બાપ–દીકરો બહાર નિકળ્યા કમળાપ્રસાદના નોકરે તમામ સામાન એક ગાડીમા મૂકાવી દીધો કમળાપ્રસાદ તથા અનંતપ્રસાદ મોટરમા બેસીને મકાનપર ગયા ત્યા તમામ નોકરો સરદાર સાહેબનો સત્કાર કરવાને માટે ટાપટીપથી વસ્ત્રો ધારણ કરીને પરશાળપર ઊભા હતા કમળાપ્રસાદની જાગીર મોટી હતી, આવક પુષ્કળ હતી એથી તેનુ ખર્ચ પણ તે વિશેષ રાખતો હતો સામાન્ય રીતે જોઇએ તે કરતા નોકરોની સંખ્યા વિશેષ હતી તમામ નોકરો સરદારથી થરથરતા હતા. સરદારની આજ્ઞાનો અમલ એવી રીતે થતો હતો કે તેને કોઇને પણ કદી ઠપકો આપવાની જરૂર પડી ન હતી.

સરદાર તથા અનતપ્રસાદ દિવાનખાનામા દાખલ થયા સરદારે વસ્ત્રો બદલાવ્યા તે વખતે કારભારી દિવાનખાનામા આવ્યો અને વિનયપૂર્વક બોલ્યો· "સાહેબ! ભોજન તૈયાર છે પાટલા નાખ્યા છે"

"વારૂ ન્હાવાનું પાણી કઢાવો. અનંત! તું નાહ્યો છે? જા, ત્યારે કપડા બદલી આવ. ચાલ, આપણે જમી લઇએ."

કમળાપ્રસાદને હુકમ કરવાની જ ટેવ હતી. જેવી રીતે પોતાના નોકરોને હુકમ કરતો તેવી જ રીતે પોતાના પુત્રને પણ હુકમ કરતો હતો અનતપ્રસાદ વસ્ત્રો બદલવાને માટે પોતાના ખંડમા ગયો થોડી વારે તૈયાર થઇને આવ્યો, તે દરમિયાન સરદારે પોતાની ગેરહાજરીમા રહેલી ગૃહવ્યવસ્થાના સંબધમાં કારભારીને કેટલાક પ્રશ્નો કરી લીધા.

તે પછી અનંતપ્રસાદ જમવા બેઠા. તે જમતા હતા તે દરમિયાન કારભારીએ ભોજનગૃહમા પ્રવેશ કરીને પોતાના માલિકને એક પત્ર આપ્યો.

" કોનો પત્ર છે ? " સરદારે પત્ર સામે જોયા સિવાય જ પ્રશ્ન કર્યો

" પ્રધાન મંત્રીનો પટાવાળો પત્ર લઇને આવ્યો છે અને કવર ઉપર મથાળે ' જરૂરી ' લખેલુ હોવાથી હું તુરત જ એ પત્ર આપની પાસે લાવ્યો છુ " કારભારીએ વિનયપૂર્વક જવાબ આપ્યો.

" વારૂ, જાઓ " સરદારે કહ્યુ. તેણે ડાબા હાથે કવર ખોલીને પત્ર બહાર કાઢયો એ પત્ર વાંચીને તે બોલ્યોઃ " હું હજી અહીં આવીને ભોજન પણ કરી રહ્યો નથી ત્યા મને ચંદ્રનગર છોડવાની સૂચના મળે છે ! મને મુંબઈ જવાની ભલામણ કરે છે મને વિચાર થાય છે કે આ લોકોને બીજુંં કશુ સૂજતુ હશે કે નહિ ? વારૂ–વારૂ, એ તો લખ્યા કરે મારે જવું હશે ત્યારે હું જઈશ. "

" મુંબઇ શા માટે જવુ છે ? " અનંતપ્રસાદે પ્રશ્ન કર્યો.

ગવર્નર સાહેબને મળવાને માટે પણ તું જમી લે. એવા વિચાર કરવાથી આપણા ભોજનમા ઉણપ આવવી ન જોઇએ. હું બરોબર જમતો ન હતો. હું તારા જેવડો હતો તે વખતે એક ડઝન રોટલીઓ તો સ્હેજમા ઉઠાવી જતો ખરેખર, જમાનો વિચિત્ર આવ્યો છે. નાણું- કાઈ આવતી જાય છે ઓછું ખાવામા ખાનદાની મનાય છે. "

અનંતપ્રસાદ વિશેષ ટીકા થવાના ભયથી કશું પણ બોલ્યો નહિ. બન્ને જણા જમી રહ્યા. પુનઃ દિવાનખાનામા ગયા. મુખવાસ કરતાં કરતા સરદારે કહ્યુંઃ " મેં તારૂં લગ્ન કરવાનો વિચાર કર્યો છે, મારી વૃદ્ધાવસ્થા છે, એટલે મને લાગે છે કે ચાલુ વર્ષમાંજ તારૂં લગ્ન કરી નાખવું. "

" પિતાજી ! હાલ તુરત લગ્ન કરવાનો મારો વિચાર નથી. " અનંતપ્રસાદે આ પ્રથમ વિરોધ દર્શાવ્યા.

"શા માટે નથી? સમજ્યો, હજી સુધી પેલી નર્મદાબાઈની દોહિત્રી તારા મનમાંથી ખસી લાગતી નથી. મે તને સ્પષ્ટ કહ્યું છે કે—"

"પણ પિતાજી! તે–" અનંતપ્રસાદ બોલ્યો.

"વચ્ચે ન બોલ. અનંત! તું તારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવામાં લાભ સમજતો હોઇશ પરંતું યાદ રાખજે કે મારી ભવિષ્યવાણી સાચી ઠર્યા સિવાય રહેવાની નથી તું એ છોકરી સાથે લગ્ન કરીશ, તારે અર્ધો ડઝન છોકરાઓ થશે તેમની વચ્ચે તારી મીલકત વહેચાઇ જશે તેમના છોકરાઓ થશે તેમની વચ્ચે એ મિલકતની વહેચણી થતા જો તું લાંબુ જીવન પ્રાપ્ત કરીશ તો તારા પૌત્રોને ગરીબાઇમા સબડતા નિહાળીશ"

"પણ આપણે આપણા સુખની આડો ભવિષ્યના વિચારને શા માટે આવવા દેવો જોઇએ?"

"ભવિષ્યનો વિચાર તો અવશ્ય કરવો જોઇએ એ છોકરી–કુસુમ સુંદર છે, સુશિલ છે, ઉચ્ચ કુળની છે, મારી પુત્રવધુ થવાને માટે સર્વાંશે યોગ્ય છે, પરંતુ તેથી શું? તેની પાસે એક પાઇ પણ નથી એક ભિખારણની સાથે તારૂ લગ્ન થાય એ હું કદી પણ સહન કરીશ નહિ. તારૂ લગ્ન તો એક મોટા જાગીરદારની પુત્રી સાથે થવું જોઇએ."

"પરંતુ મારો આ કુસુમ ઉપર પ્રેમ છે" અનંતપ્રસાદે કહ્યું.

"પ્રેમની વાર્તામા મને બિલકુલ શ્રદ્ધા નથી" સરદાર બોલ્યો. "હું જેની સાથે તારૂ લગ્ન કરવા ઇચ્છુ છું તે ઓછામા ઓછા દશ લાખ રૂપીઆનો આપણી મિલકતમા ઉમેરો કરશે, અને તે ઉપરાંત વાર્ષિક એક લાખની જાગીરનો વધારો થશે એ જુદુ આટલો કરિયાવર તો એક રાજકન્યાને પણ તેનો પિતા કરતો નહિ હોય"

"પિતાજી! હુ પૈસાનો પૂજારી નથી. પૈસા કરતા પ્રેમ તરફ મારી પસંદગી પ્રથમ ઉતરે છે. એટલે હું લાચાર છુ કે આ વિષયમા હું આપની આજ્ઞાનો સ્વીકાર કરી શકતો નથી."

"શું ? આ તું બોલે છે શું ? તું આપણા સરદાર કુટુંબ કરતા એક સામાન્ય કુટુંબના છોકરાને વિશેષ મળતો આવે છે." સરદાર સ્હેજ ગુસ્સાપૂર્વક બોલ્યો.

જે વાત કરવાનો વિચાર અનંતપ્રસાદ કેટલોક સમય થયા કરતો હતો તેનો ઉચ્ચાર કરવાનો અત્યારે તેને પ્રસંગ મળ્યો તે બોલ્યો: "પિતાજી ! આપનુ કથન સત્ય છે જો હું એક સામાન્ય મનુષ્યના પુત્રને મળતો હોઉ, તો તેમ થવાના કેટલાક કારણો છે"

આ શબ્દો ઉચ્ચારતી વખતે તેના ચ્હેરા ઉપર જે ભાવ હતો તે જોઇને સરદાર કમળાપ્રસાદ ચમકયો તે બોલ્યો· "અનંત ! તેં શું કહ્યું ?"

અનંતપ્રસાદને પોતે કરેલી ઉતાવળ માટે પશ્ચાત્તાપ થયો. તથાપિ મ્હોમાથી નિકળેલા શબ્દો કાંઈ પાછા ખેંચી લેવાય તેમ ન હતું. તે બોલ્યો· "પિતાજી ! તમે આજે અહીં આવ્યા અને આજે જ તમને ચિંતાયુક્ત બનાવી દેવાનો મારો વિચાર ન હતો. એક અગત્યની વાર્ત્તા મારે તમને કહેવાની હતી. તે વાર્ત્તા આવતી કાલે તમારી સમક્ષ રજુ કરવાનો મારો ઇરાદો હતો. પરંતુ તમે પોતે જ એ પ્રસંગ આજે ઉપસ્થિત કરવાથી મારા મ્હોમાથી પ્રસ્તુત શબ્દો નિકળી ગયા છે. મારે કહેવું જોઇએ કે હવે તમારી, મારી, કે આપણા સરદાર કુટુંબની પ્રતિષ્ઠા જળવાઇ શકે તેમ નથી."

પોતાના પુત્રના આ શબ્દોથી સરદાર અત્યંત ગભરાઇ ગયો. તે એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકયો નહિ. તે ચિંતાપૂર્ણ દૃષ્ટિથી પુત્રના મુખ સામે જોઈ રહ્યો. અનંતપ્રસાદ આગળ બોલ્યો: "પિતાજી ! હું આપને ઠપકો આપવા ઇચ્છતો નથી. ઠપકો આપ-વાનું મારૂં કાર્ય નથી. કારણ કે આપની મારા તરફની સદ્‌ભાવનાએ હું ભૂલી શકું તેમ નથી."

"પણ તું કહેવા શું માગે છે ? શી વાર્ત્તા છે તે જાણ્યા સિવાય હું તને મારો અભિપ્રાય કેવી રીતે આપી શકું !"

શરૂઆત શી રીતે અને ક્યાથી કરવી, એ બાબતના વિચારમા અનંતપ્રસાદ પડી ગયો. તેના મનમા મુઝવણુ થતી હતી. છેવટે તે બોલ્યો. " પિતાજી ! તમે બહારગામ હતા તે દરમિયાન તમે અમાઉ જમનાબાઇ ઉપર લખેલા પત્રોની હકીકત મારા જાણવામા આવી છે. તે તમામ પત્રો મારા જોવામા આવ્યા છે " તેણે 'તમામ' શબ્દ ઉપર ખાસ ભાર મૂક્યો હતો

જાણે વિંછી કરડ્યો હોય તેવી રીતે સરદાર કમળાપ્રસાદ ચમક્યો અને એકદમ ખુરસીપરથી ઊભો થઈ ગયો ખુરશી પણ સ્હેજ દૂર ખસી ગઈ

" અનત ! એ વિષયમા એક શબ્દ પણ બોલીશ નહિ. હું તને મના કરૂ છુ " સરદાર બોલ્યો પરતુ પોતાના આવા વર્ત્તન માટે તેને પશ્ચાત્તાપ થતો હોય એવા ભાવપૂર્વક તે ખુરસીપર બેસીને શાતપણે બોલ્યો "'न जाने जानकीनाथः प्रातःकाले किं भविष्यति.' એક ઘડી પછી શુ થશે તે કોણુ કળી શકે તેમ છે ? મેં તને સ્ટેશનપર જોયો અને તારી નિસ્તેજ મુખમુદ્રા જોઈ ત્યારથી જ મને શકા તો આવી હતી કે આ વિષયમા કાંઈક પણ તારા જાણવામા આવેલુ હોવુ જોઇએ."

તે એકાદ–બે પળ મૌન રહ્યો. પછી પુન બોલ્યો· " અનંત ! તે હમણા કહ્યુ કે આમા આપણી પ્રતિષ્ઠાનો સવાલ સમાયેલો છે. તો એ વિષયમા ચાપતા ઉપાય અને તે પણુ ત્વરાથી લેવાની જરૂર છે. રોગ, શત્રુ અને કાટાને ઉગતો જ ડાભવો જોઇએ." એમ કહીને તેણે ઘંટડી વગાડી. કારભારી અદર આવ્યો. તેને ઉદ્દેશીને તેણે કહ્યું " મને કિંવા અનતને મળવાને માટે કોઇ આવે તો તેમને કહેજે કે અમારા બેમાથી કોઈ પણુ ઘરમા નથી; બહાર ગયેલ છે. અમારે કેટલીક ખાનગી વાત કરવાની છે. તું પણ મારા બોલાવ્યા સિવાય આવીશ નહીં. અનત ! તું મારા શયનગૃહમા ચાલ."

બન્ને જણા સરદારના શયનગૃહમા ગયા.

# પ્રકરણ ૨૦ મું.

## પુત્રનો નિશ્ચય.

સરદાર કમળાપ્રસાદ કોઈ સામાન્ય મનુષ્ય ન હતો. ચંદ્રનગર રાજ્યના મંત્રીમંડળમા મોટા અધિકારપર હતો તેને તેની પ્રતિષ્ઠા તેના જીવન કરતા પણ અત્યંત પ્રિય હતી, તેમ છતા પણ તેણે આવા પત્રો જમનાબાઇને લખ્યા એ વાચકને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું છે. તેણે પ્રથમથી જ જાણેલું હોવું જોઇએ કે પોતે પત્રમા જે હકીકત લખે છે તે પ્રકટ થવાનો સંભવ છે અને તે પ્રકટ થવાથી પોતાની પ્રતિષ્ઠાને મોટી હાની પહોચવાની ભીતિ છે. છતા પણ એ પત્રો તેણે લખ્યા હતા. તેનું કારણ શું ? તેનું કારણ માત્ર એટલું જ કે પ્યાર આંધળો છે. પ્યાર મનુષ્યને બુદ્ધિહીન બનાવે છે. પ્રેમાંધ મનુષ્યનો જે સ્ત્રી ઉપર પ્યાર છે તે સ્ત્રી ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ હોય છે સરદાર કમળાપ્રસાદનો જમનાબાઇ ઉપર પ્રેમ હતો. તેને જમનાબાઇ ઉપર અત્યંત વિશ્વાસ હતો વળી આ હકીકત નહિ પ્રકટ કરવામા જમનાબાઇનો લાભ સમાયેલો છે એમ તે માનતો હતો એથી તેણે પ્રસ્તુત પત્રો જમનાબાઈ ઉપર–પોતાની માશુક ઉપર લખ્યા હતા. તેનો જ્યાસુધી જમનાબાઇ ઉપર પ્રેમ હતો ત્યાંસુધી એ પત્રો પાછા મંગાવી લેવાનો તેને વિચાર પણ આવ્યો ન હતો.

પરંતુ પાછળથી જ્યારે તેનો જમનાબાઇ પર અભાવ થયો ત્યારે તેને લાગ્યું કે પોતાના હસ્તાક્ષર આ સ્ત્રી પાસે રહે તે ઠીક નહિ. તેણે એ પત્રો પાછા મેળવવાનો વિચાર કર્યો પરંતુ એ પત્રો મેળવવા કેવી રીતે ? કોઈ પણ બીજા મનુષ્યને આ કાર્ય સોંપવાની તેની ઇચ્છા ન હતી. જો તે પત્ર લખીને એ પત્રોની માગણી કરે તો જમનાબાઇ તે પત્રો પાછા મોકલે કે કેમ એ વિષયમા તેને શંકા હતી. તે જાતે હવે જમનાબાઇને મળવા ઇચ્છતો નહતો એટલે તેની પોતાના પત્રો પાછા મેળવવાની ઇચ્છા જેમની તેમ રહી.

તેના મનને એમ તો થયા કરતુ હતું કે આ પત્રોની હકીકત ભવિષ્યમા કદાચ પ્રકટ થશે, અને જો તે હકીકત પ્રકટ થાય તો પોતાની પ્રતિષ્ઠાને કેટલી બધી હાની પહોચે એનો પણ તે વિચાર કરતો હતો તે સમજતો હતો કે પોતાના શિર ઉપર કાચા સુતરને તાતણે મોટી વજનદાર શીલા તોળાઈ રહી છે એ તાતણો ક્યારે તુટશે તેની ખાત્રી ન હતી. આજે એ તાતણો તૂટયો અને મોટી વજનદાર શીલા તેના શિરપર પડી

તેના પુત્રે જણાવેલી હકીકતથી તે ગભરાઇ ગયો હતો. આ હકીકત પોતાના પુત્રના જાણવામા કેવી રીતે આવી એ જાણવાને તે આતુર હતો તે બન્ને જણા શયનગૃહમા ગયા બાદ સરદાર કમળાપ્રસાદ ખુરસીપર બેઠો તેણે અનતપ્રસાદને પોતાની સામે ખુરસીપર બેસવાનુ કહ્યુ પરતુ અનતપ્રસાદ ઊભો રહ્યો

કમળાપ્રસાદે પૂછ્યુ "અનત ' તે જણાવેલી હકીકતથી મારા અંતરમા કેટલી વેદના થાય છે તે જણાવવાની જરૂર નથી. પણ આ વિષયમા આપણે શાતીપૂર્વક વાત કરવી જોઇએ તું મને કહે, આ હકીકત તારા જાણવામા કેવી રીતે આવી ?"

"પિતાજી ' " અનતપ્રસાદે જવાબ આપ્યો "આજથી ચાર દિવસ પહેલા એક ગૃહસ્થ મારી પાસે આવ્યો હતો. તેણે મારી સાથે એકાતમા અમુક અગત્યની વાત કરવાની પોતાની ઇચ્છા જણાવી. અમે એકલા પડયા એટલે તેણે કહ્યુ કે 'સરદાર કમળાપ્રસાદે જે સ્ત્રીની સાથે લગ્ન કરેલુ છે તેના ઉદરથી મારો જન્મ થયેલો છે; જ્યારે તમે સરદાર સાહેબની માશુક જમનાબાઇના પુત્ર છો ' અર્થાત્ હું જમનાબાઇથી ઉત્પન્ન થયેલો અનૌરસ પુત્ર અને તે હક્કદાર પુત્ર છે."

"શુ ' મારા પુત્ર સન્મુખ આવી ધૃષ્ટતા ? આ વાત સાભળીને તે શું કર્યું ? તેને ધક્કો મારીને બહાર કાઢયો ?"

"ના, પિતાજી ' મે એવુ તો કર્યું નહિ હા, મે તેને અસભ્ય જવાબ આપ્યો હતો ખરો, તથાપિ તેણે પોતાના ગજવામાથી પત્રોનું

એક બંડલ કાઢીને મને આપ્યું અને કહ્યું. 'તમે આ પત્રો વાચો અને પછી યોગ્ય લાગે તે જવાબ આપો.' "

"પછી એ પત્રોનુ તે શુ કર્યું? અગ્નિમા સળગાવી દીધા? નહિ! ખરેખર તારા જેવો મૂર્ખ મેં કદી પણ જોયો નથી. જો તારી જગ્યાએ હું હોત તો મારા હાથમા આવેલા તે પત્રો કદી પણ તેના હાથમા પાછા જવા દેત નહિ.

"પિતાજી! આપ આ શું કહો છો? મને તો કાગળોનો નાશ કરવાનો વિચાર આવ્યો જ ન હતો; અને જો આવ્યો હોત તો પણ હું તેનો નાશ કરત નહિ વળી એ પત્રો ઉપર તમારા હસ્તાક્ષર જોવામા આવતા તુરત હું ઓળખી ગયો હતો. એ કાગળો મેં તેની પાસેથી લઇને વાચી જોયા."

"વારુ પછી?" સરદારે પૂછ્યુ

"પછી એ પત્રો મે તે ગૃહસ્થને પાછા સુપ્રત કર્યા મે તેને આઠ દિવસ પછી પુન. અત્ર આવવાનુ જણાવ્યુ છે આઠ દિવસની મુદત મારે પોતાને માટે મે તેને આપી ન હતી. કેમકે મારે તો કશો વિચાર કરવાની જરૂર હતી જ નહિ પરતુ તે તમને રુબરૂમાં મળે અને તમારી સાથે વાતચીત કરે એવા હેતુથી મેં તેને એ મુદત આપી હતી વારુ હવે હુ આપને એક પ્રશ્ન કરૂં છું. આપે આપના છોકરાઓની તે પત્રમા જણાવ્યા મુજબ અદલાબદલી કરી છે ખરી?" અનતપ્રસાદે મુદ્દાનો પ્રશ્ન કર્યો.

"બેશક થઇ છે" સરદારે જવાબ આપ્યો "તુ પણ તે જાણે છે કારણ કે તેં મારા જમના ઉપરના તમામ પત્રો વાચ્યા છે."

અનતપ્રસાદની પ્રથમથી જ ખાત્રી હતી કે આ જવાબ મળશે. છતા પણ આવો જવાબ સાભળીને તે કમકમ્યા સિવાય રહ્યો નહિ. તે બોલ્યો "મારૂં પણ એમ જ ધારવું હતું. પરંતુ મને એ વિષયમાં ચોક્કસ ખાત્રી ન હતી જે પત્રો મારા વાંચવામા આવ્યા હતા તેમા તમારી ધારણા, તમે રચેલી યુક્તિ એ સર્વ સ્પષ્ટ થાય છે.

પરંતુ એ યુક્તિનો અમલ કરવામા આવ્યો કે નહિ તે એ પત્રો પરથી જણાતું નથી."

સરદાર કમળાપ્રસાદ વિચારમા પડી ગયો પોતે જમનાબાઈ ઉપર લખેલા પત્રો તેના સ્મરણપટપર રજુ થયા તેણે પોતાની સૂચનાનો યથાર્થ રીતે અમલ કરવા માટે જમનાબાઇને અભિનંદન આપ્યુ હતું શું આ પત્ર અનંતપ્રસાદે નહિ વાચ્યો હોય ? તેણે પૂછ્યું· "શું તે તમામ પત્રો પૂરેપૂરા નથી વાચ્યા ?"

અનંતપ્રસાદ બોલ્યો· "હું તમામ પત્રો વાચી ગયો છુ. તે માહેની એક લીટી પણ મે છોડી દીધી નથી છેલ્લા પત્રમા જે સ્રીને છોકરાઓની અદલાબદલી કરવાનુ કાર્ય સોપ્યુ હતું તે લક્ષ્મીબાઇ આવી પહોચ્યાનું તમે જમનાબાઇને જણાવ્યુ હતું. બસ, એથી વિશેષ કશુ પણ મારા જાણવામા આવ્યુ નથી"

સરદાર આનંદપૂર્વક બોલ્યો "આ પત્રોથી તે ફાવી શકશે નહિ એક માણસ અમુક ધારણા કરે, તે ધારણાને બર લાવવાને માટે યુક્તિ રચે, તે યુક્તિને અમલમા મૂકવાનો લાબા સમય સુધી વિચાર કરે અને પછી પાછળથી તેનો વિચાર બદલાઇ જાય, તે તે યુક્તિ અમલમા ન મૂકે એ સ્વાભાવિક છે આવા ઘણા દૃષ્ટાતો મળી આવશે"

આ શબ્દો સરદારના મુખમાથી બહાર પડયા, પણ પછી તેને પશ્ચાત્તાપ થયો કારણ કે આ શબ્દો વડે પોતે છોકરાઓની અદલા-બદલી કરી છે એમ ચોક્કસ થતુ હતું તે મનમા વિચારવા લાગ્યો: "મેં જમનાને અભિનંદન આપ્યું હતું તે પત્ર તેણે બાળી નાખ્યો હશે પણ તેણે આ બીજા પત્રો શા માટે રાખી મૂક્યા હશે ? અને કદાચ રાખ્યા તો પણ પોતાના કબ્જામાથી શા માટે જવા દીધા ?" તે ઉચ્ચ સ્વરે બોલ્યો "કદાચ જમના મૃત્યુ પામી હશે!"

આજ વિશ વર્ષ થયા તેણે જમનાને નજરે જોઈ ન હતી; તથાપિ તેના મૃત્યુનો વિચાર આવતા તે ચમક્યો. ગમે તેમ હતું તો

પણ એક વખત સરદારનો જમના ઉપર સંપૂર્ણ પ્રેમ હતો. "અભાગિની અબળા!" તે બોલ્યો અને તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો તેના નેત્રોપર અશ્રુબિંદુ ચમકવા લાગ્યા અનંતપ્રસાદે કદી પણ પોતાના પિતાને આજના જેવો દયાર્દ્ર અંતઃકરણનો જોયો ન હતો. તેને પણ પિતાની આ સ્થિતિથી લાગી આવ્યું.

સરદાર બોલ્યો "બેટા! આ પત્રો તારી પાસે લાવનારનું નામ શું?"

"જે ગૃહસ્થનું સ્થાન મે લીધું છે તે એ પત્રો લાવ્યો હતો. તેનું નામ નવનિતરાય છે"

"નવનિત–નવનિત! બરોબર એજ તેનું નામ. વારૂ, પણ તે તેની માના–એટલે કે તારી માતાના સંબંધમા કશું પણ બોલ્યો હતો ખરો?"

"ના, એ વિષે તે કશું બોલ્યો ન હતો તેણે માત્ર એટલું કહ્યું હતું કે આ બનાવની તેને ફક્ત બે–ચાર દિવસ પહેલા અકસ્માત જાણ થતા તે આપને એ હકીકત જણાવવા આવ્યો હતો"

સરદાર મૌન રહ્યો તે મનમા કશોક વિચાર કરી રહ્યો હતો. પ્રસંગ કટાકટીનો હતો. અનંતપ્રસાદ જમનાબાઇનો પુત્ર હોવા છતાં તેના ઉપર સરદારનો સંપૂર્ણ પ્રેમ હતો તેણે અનંતને પોતાના સરદાર કુટુંબને યોગ્ય કેળવણી આપીને ઉછેર્યો હતો તેનો ત્યાગ કરીને એક ભિખારણના ગૃહમા ઉછરેલા છોકરાને પોતાના પુત્રપદ ઉપર સ્થાપિત કરવો એ સરદાર કમળાપ્રસાદ જેવા કુળાભિમાનીને કેવી રીતે રૂચે? આમાં કશી બચવાની બારી છે કે નહિ તેનો તે વિચાર કરતો હતો. આત્યારે જનસ્વભાવમા એ એક ખાસ વિલક્ષણતા જોવાય છે. એક વખત એક કાર્ય પોતાનાથી બની જાય, તો પછી તે કૃત્ય ગમે તેવું અયોગ્ય હોય, પોતાના અંતઃકરણથી અયોગ્ય લાગતું હોય તો પણ તેને વળગી રહેવાનો આગ્રહ બંધાય છે, તે અયોગ્ય કૃત્યને યોગ્ય ઠરાવવાનો પ્રયત્ન થાય છે અને એવી રીતે જે પોતાના મતને આગ્રહપૂર્વક વળગી

રહે છે તે જનસમાજમા ઘણીવાર પ્રશંસાને પામે છે. તેનો આગ્રહ, તેની દઢતા, તેની ટેક લોકોમા વખણાય છે. આ રીત સર્વથા અયોગ્ય છે એમ કહેવાની જરૂર છે ખરી?

સરદાર ઊભો થયો તે પ્રેમપૂર્વક અનંતપ્રસાદનો હસ્ત પકડીને બોલ્યો· "બેટા! આવ, આ કોચ ઉપર બેસ, ઊભો ન રહે. આવ, આપણે આ વિષયનો વિચાર કરીએ. તું મારો પુત્ર છે. હુ તારો પિતા છુ પુત્રે પિતા ઉપર વિશ્વાસ રાખવો જ જોઇએ. તું મારા ઉપર વિશ્વાસ રાખ બોલ, હવે આ વિષયમા શુ કરવુ એ બાબત તેં વિચાર કર્યો છે? તું કશા પણ નિર્ણય પર આવ્યો છુ?"

"જો મારો અભિપ્રાય માગતા હો તો આ બાબતનો ઇન્કાર મારાથી થઇ શકશે નહિ?" અનંતપ્રસાદે જવાબ આપ્યો

"શા માટે નહિ થાય?"

"પિતાજી! તમે મારા પિતા છો તે વાર્ત્તાનો હું સ્વીકાર કરૂ છુ પરંતુ તેની સાથે અત્યાર સુધી મે જેના હક્ક ઉપર તરાપ મારી છે, જેનો સર્વ અધિકાર અયોગ્ય રીતે મારા કબજામા રાખ્યો છે, તેને મારે ન્યાય આપવો જોઇએ જો હુ તેમા ચૂકુ તો હુ અન્યાયી ઠરૂ, પરમાત્માનો ગુન્હેગાર ગણાઉ, દઢતા, ટેક, મક્કમતા એ સર્વ ન્યાયમા હોય, અન્યાયમા આગ્રહ હોય નહિ, આ મારો પ્રત્યુત્તર છે.

## પ્રકરણ ૨૧ મું.

### દલીલ.

અનંતપ્રસાદને શાંત પરંતુ મક્કમપણે આ પ્રમાણે બોલતો જોઇને સરદારને આશ્ચર્ય થયુ તે બોલ્યો "અનંત! તારૂં કથન કદી પણ અમલમા આવશે નહિ અત્યારે જે સ્થિતિ છે તેમા કશો પણ ફેરફાર થવાનો નથી મારો ઉદ્દેશ એ હતો કે ભવિષ્યમાં તું સરદાર અનંતપ્રસાદ કહેવાય તે ઉદ્દેશ નિષ્ફળ થાય એવી મારી બિલ-

કુલ ઇચ્છા નથી. જ્યાસુધી મારા આ દેહમા પ્રાણુ છે ત્યાંસુધી તો હું તારા મૂર્ખતાપૂર્ણ વિચારોને અમલમા આવવા નહિ દઉં."

"પરંતુ—પિતાજી!—"

"અનંત! વચ્ચે બોલવાની તારી ટેવ પસંદ કરવા લાયક નથી. તું જે કહે છે તે હું પ્રથમથી જ નહોતો સમજતો એમ નથી. હું કબૂલ કરૂં છુ કે આમા હું અન્યાય કરૂં છુ. મેં મારા ખરા પુત્રને ગેરઇન્સાફ કર્યો છે માટે હું તારા કરતા પણુ વિશેષ દિલગીર છું. મારા મનમાં આજ ઘણા વર્ષો થયા તે માટે પશ્ચાત્તાપ થાય છે. પરંતુ તેથી શું? હું તને દુઃખી થવા દઉં? મે મારા મનમા એવો સંકલ્પ કર્યો હતો કે મારી મિલકતનો અર્ધોઅર્ધ ભાગ એ છોકરાને આપવો. એથી વિશેષ હું કશું પણુ કરી શકું તેમ નથી. આટલા વર્ષથી તું મારા મકાનમા રહે છે સહુ તને મારા પુત્ર તરીકે ઓળખે છે. હવે જો હું ન્યાય અને નીતિનો નેતા બનીને તારો ત્યાગ કરૂ, એ છોકરાનો મારા ખરા પુત્ર તરીકે સ્વીકાર કરૂ તો સર્વ હકીકત પ્રકટ કરવી પડે, એ હકીકત પ્રકટ કરતા આપણા કુળને કેટલુ લાચ્છન લાગે તેની કલ્પના તને નથી આવતી? નહિ, હું મારા કુળને લાચ્છન લગાડવા નથી ઇચ્છતો. મે ભૂલ કરી છે, પરંતુ તે ભૂલ સુધારવાની મારી ઇચ્છા નથી."

સરદાર જુસ્સાપૂર્વક બોલતો હોવાથી હાફવા લાગ્યો. તે થોડો સમય વિશ્રાંતિ લેવાને થોભ્યો પછી પુનઃ બોલવા લાગ્યો "આનું પરિણામ કેવુ આવે તેની તને કેમ કલ્પના થતી નથી? કાલે હું તારો ત્યાગ કરૂં, નવનિતને બોલાવું અને તેને કહું કે 'આવ પુત્ર' તું મારો ખરો પુત્ર છે આજસુધી એ બાબતનું મને જ્ઞાન થયું ન હતું. હવે મારી ખાત્રી થઇ છે'' પછી લોકો આપણે માટે શું બોલે? તેઓ આપણા સંબંધમા અનેક સાચી ખોટી અફવાઓ ફેલાવે, ન બોલવાનું બોલે. નહિ, શુ મારા મકાનમા આટલા વર્ષ રહેવા છતાં તને મારા કુળનું અભિમાન નથી?"

અનંતપ્રસાદ મૌનપણે નીચું મુખ કરીને બેઠો હતો. તેની મુખમુદ્રા ઉપરથી તેના મનમા ઉછાળા મારતી લાગણી કળી શકાતી ન હતી. સરદાર એટલું તો સમજી શકયો કે અનંત તેના વિચારમા મક્કમ છે. તેણે પ્રશ્ન કર્યો "બોલ, તારે આ વિષયમા શું કહેવું છે ?"

"પિતાજી ! હું શું કહું ? જે કહેવાની મારી ઇચ્છા છે તે તમે સમજી શકતા નથી. મારા અંતરમા જે વેદના થઇ રહી છે તે વેદના ઉપર વિજય મેળવવાનું ખરેખર અત્યંત કઠણ છે."

"ઓહો ! તારા અંતઃકરણમા વેદના થાય છે !" સરદાર હાસ્ય કરતો બોલ્યો. "હા, વેદના થતી હશે. પરંતુ અંતઃકરણને ખાતર તારા સર્વસ્વનો નાશ કરવાને તત્પર થવું એ કાંઈ બરોબર નથી. તું મારા સરદારપદનો તથા મારી બહોળી મિલકતનો વારસ છે, તેનો ત્યાગ કરવાને તત્પર થવાની ભૂલ જો તું કરે તો જગત તને મૂર્ખ કહેશે. એવી મૂર્ખાઇ તારા હસ્તે ન થાય એ જોવાની તારા પિતા તરીકે મારી ફરજ છે. પુત્રે પિતાની આજ્ઞાને આધીન થવું જોઇએ. તું રાજી હોય કે નારાજ તથાપિ તારે તો મારા કૃત્યના ભાગીદાર બનવું જોઇએ. અત્યારસુધી મે એ કષ્ટનો ભાર વહન કર્યો છે તેવી રીતે તું પણ સહન કર. અત્યારે તને એ ભાર અસહ્ય લાગશે પણ ભવિષ્યમા તું મારો આભાર માનીશ અને મારૂં સ્મરણ કરીશ."

"પિતાજી ! જાણે હું જ તમારા વિચારોનો વિરોધ કરતો હોઉં એમ માનીને તમે આ બધું મને કહો છો. પરંતુ તે સાથે નવનિતનો વિચાર કરતા નથી. ઘડીભર એમ માનો કે તમારા દાબથી, ભયથી કિંવા તમારા તરફની મારી ફરજથી હું મૌન રહું, તથાપિ નવનિતરાય મૌન રહેશે ખરો ? તે પોતાના હક્કને માટે તમારી વિરુદ્ધ પોકાર નહિ ઉઠાવે ?" અનંતપ્રસાદે નવનિતનો વાંધો દર્શાવ્યો.

"નવનિત !" સરદાર બોલ્યો.

"હા, નવનિત ! જો તેને મૌન રહેવું હોત તો તે તમારા પત્રો લઇને અહીં તમને મળવાને માટે શા માટે આવત ? એમ માનો

કે નવનિત જાહેરમા આ હકીકત પ્રકટ કરે તો પછી તમે શું કરશો ? જે વિચારો તમે અત્યારે દર્શાવો છો તે વિચારો એ વખતે કામ લાગશે ખરા ?"

"બેશક કામ લાગશે" સરદારે કહ્યું.

"નહિ, હું તમારા એ અભિપ્રાય સાથે મળતો થઈ શકતો નથી. એમ સમજો કે નવનિત ઉદાર દિલનો છે. તે તમારા સરદાર પદની કિંવા તમારી મિલકતની દરકાર ન કરે; પરંતુ તમે અત્યાર-સુધી તેને જે અન્યાય કર્યો છે તે તેના મનમાથી નાબુદ થાય એમ માનવું તે મનુષ્યસ્વભાવની પરીક્ષા કરવામા મોટી ભૂલ કર્યા સમાન છે. તેના અંત:કરણમા તમારા પ્રત્યે વૈર ધુંધવાઇ રહ્યું છે, એ વૈરની જ્વાળા પ્રકટ થાય અને તે તમને, તમારી પ્રતિષ્ઠાને ભસ્મિભૂત બ-નાવવાને તત્પર થાય એમા કશું પણ આશ્ચર્ય નથી. તે તમારી સામે કોર્ટમા દાવો માડે તો તેનું પરિણામ કેવું આવે તેનો પણ વિચાર કરવાની જરૂર છે." અનંતપ્રસાદે ખુલાસો કર્યો.

"પણ પૂરાવા સિવાય કોર્ટ શું કરી શકશે ?"

"પૂરાવા ! તમારા પત્રો તેની પાસે છે તે પૂરાવામા કામ લાગી શકે."

"પણ તારા કથન મુજબ એ પત્રો અધૂરા છે."

"હું કબૂલ કરું છું કે એ પત્રો અધૂરા છે; તથાપિ જો ખરું કહું તો મારી પોતાની તો ખાત્રી થઈ ગઈ છે. વળી તે બીજા સાક્ષીને પણ બોલાવી શકશે ?"

"શું તું સાક્ષી તરીકે કોર્ટમા રજુ થઈશ ?"

"નહિ, હું નહિ પણ તમે ધારો કે તમને પોતાને જ સાક્ષી તરીકે મૂકે, કોર્ટ સમન્સ કાઢીને તમને બોલાવે અને તમને પ્રતિજ્ઞા ઉપર સત્ય હકીકત જણાવવાનું કહેવામા આવે તો તે વખતે તમે શું કરશો ?"

અનંતપ્રસાદના આ પ્રશ્નથી સરદાર વિચારમાં પડી ગયો. તેની

મુખમુદ્રા તદ્દન નિસ્તેજ બની ગઇ. એક-બે પળ પછી તે બોલ્યો· "નહિ, હું મારા પૂર્વજોની પ્રતિષ્ટાને હાની પહોચવા નહિ દઉં, હું નવનિતનો મારા ખરા પુત્ર તરીકે સ્વીકાર નહિ કરૂ"

અનતપ્રસાદે મસ્તક હલાવ્યુ તેણે કહ્યું "પિતાજી ! અસત્ય બોલવાથી પૂર્વજોની પ્રતિષ્ઠાને લાચ્છન ન લાગે એમ હું માની શકતો નથી છતા પણ ઘડીભર એમ માનો કે તમે અસત્ય બોલીને તમારા પૂર્વજોની પ્રતિષ્ઠાને જાળવવાનો પ્રયત્ન કર્યો, પણ નવનિત એથી પરાસ્ત નહિ થાય તે જમનાબાઇને બોલાવશે"

"એની ચિંતા નહિ હું જમનાબાઇને મળીશ. જેમા તેના પોતાના પુત્રનુ હિત સમાયેલુ છે તેમા તે તેની વિરૂદ્ધ નહિ જાય. હું તેને મળીને તેની સાથે વાત કરીશ મારી ખાત્રી છે કે તે મારો વિરોધ કદી પણ નહિ કરે"

"અને લક્ષ્મીબાઇ ?" અનંતપ્રસાદે પ્રશ્ન કર્યો

"અરે લક્ષ્મીબાઇને સમજાવવામા મુશ્કેલી નથી તે માગશે એટલા પૈસા તેને આપીશ. એટલે પછી તે મૌન રહેશે."

"પિતાજી ! પૈસાને ખાતર જે પોતાનો આત્મા વેચે છે, તે જો તેને વધારે પૈસા મળે તો બીજાને પોતાનો આત્મા કેમ નહિ વેચે ?"

"એ જોવાનું કામ મારૂ છે."

"પણ લક્ષ્મીબાઇ નવનિતની આયા હતી. નવનિત ઉપર તેનો પ્રેમ છે તે તેનો પક્ષ કરે એ સ્વાભાવિક છે નવનિતે તેને મળીને ગોઠવણ કરી હશે મને લાગે છે કે જમનાબાઈ ઉપરના તમારા પત્રોની બાતમી એ લક્ષ્મીબાઇએ જ તેને આપી હશે. તે મારી સાથે જે વાતચીત કરતો હતો તે ઉપરથી એમ લાગતું હતું કે લક્ષ્મીબાઈ તેનો પક્ષ કરશે અને તેની તરફેણમા સાક્ષી પૂરશે. મને પણ તેણે લક્ષ્મીબાઇ પાસેથી આ બાબતમા વિશેષ માહિતી મેળવવાની સૂચના કરી હતી"

"હે પ્રભુ !" સરદારે ઉદ્ગાર કાઢ્યો: "તેં મારા વહાદાર

જાલમસિંગને બદલે એ વિધવા લક્ષ્મીબાઇને કેમ મૃત્યુ ન આપ્યું?"

"જૂઓ, તમારા આ શબ્દો જ જણાવે છે કે તમારા માર્ગમાં લક્ષ્મીબાઇનું વિઘ્ન મોટું છે" અનંતપ્રસાદ બોલ્યો.

"નહિ, હું કોઈ બીજી નવી યુક્તિ શોધી કાઢીશ" સરદાર દૃઢતાપૂર્વક બોલ્યો.

અનંતપ્રસાદની દલીલમા વજુદ હતુ પરંતુ પોતાની પ્રતિષ્ઠાને ટકાવી રાખવાના મોહને લીધે સરદારને તે દલીલ તકવાદી લાગતી હતી તેની બુદ્ધિ બુઠ્ઠી બની ગઈ હતી તેનુ મગજ બહેર મારી ગયું હતું પરાજય મેળવવાનુ તેને બિલકુલ પસંદ ન હતું. તેનો આગ્રહી—દુરાગ્રહી સ્વભાવ તેના રોમેરોમમા તરી આવતો હતો.

"પિતાજી! તમને માત્ર એક જ ડર લાગે છે કે જો આ વાર્તા પ્રકટ થશે તો આપણી આબરૂ જશે; અને એટલા ખાતર તમે નવી યુક્તિ શોધી કાઢવાનું કહો છો પરંતુ તેમા સફળતા મળવાની ખાત્રી છે ખરી? જો સફળતા મળી શકે તેમ ન હોય તો ગમે તેટલો અને ગમે તેવો પ્રયત્ન કરીએ તો પણ કશા કામનો નથી. નવનિત આપણી સામે દાવો માડ્યા સિવાય રહેવાનો નથી. કોર્ટ તરફથી સમન્સ આવતાં આપણે કોર્ટમા હાજરી આપવી પડશે. ત્યાં કેસ ચાલશે. તેનો હેવાલ વર્ત્તમાનપત્રોમા છપાશે વળી વર્ત્તમાન-પત્રોના તંત્રીઓનો તમને અનુભવ છેજ કાગનો વાઘ કરવો એ તેઓ પોતાનો ધર્મ સમજે છે. એટલે આ હકીકત ઉપર ટીકાના બાણ વર્ષાવનારા મોટા અગ્રલેખો તેઓ લખશે. આટલું છતા પણ સફળ-તાની આશા નથી, અને જ્યારે આપણો પરાજય થશે ત્યારે લોકો આપણા વિષે કેવી વાતો કરશે, તેનો વિચાર નથી આવતો? આટલું આટલું થાય એ શું તમે પસંદ કરો છો ખરા?"

અનંતપ્રસાદનું આ લાબું ભાષણ સાભળીને સરદારને ગુસ્સો ચડ્યો. તે બોલ્યો: "અનંત! મારો વિરોધ કરવાની તેં જે રીતિ અખત્યાર કરી છે તે ઉપરથી મને લાગે છે તારો મારા ઉપર પ્રેમ

નથી અને પિતા પ્રત્યે પૂજ્યભાવના રાખવાની તારી વૃત્તિ નથી."

"નહિ, પિતાજી ! એમ ન બોલો આપના તરફ મારો પૂર્ણ પ્રેમ છે, અત્યંત પૂજ્યભાવના છે અને તેથી જ આપની પ્રતિષ્ઠાને હાની ન પહોચે એવો માર્ગ લેવા હુ સૂચવુ છુ આપણે જો ઘરમેળે સમાધાની કરી લઇએ તો કશી હરકત આવશે નહિ નવનિત તમારો હક્કદાર પુત્ર છે તેને તેનું યોગ્ય પદ આપો, તમારા ગૃહમા તેનો સ્વીકાર કરો લોકોને સમજાવી શકાશે કે લક્ષ્મીબાઈની ભૂલથી આ ફેરફાર થયો હતો તે ભૂલ માલૂમ પડતા સુધારી લેવામા આવી છે. હું મારી માતા પાસે જઇને તેની સાથે રહીશ નવનિત થોડાક વર્ષ વિદેશમા પ્રવાસ કરી આવશે એટલે પછી બધુ ભૂલાઇ જશે મને તો કોઇ યાદ પણ કરશે નહિ"

સરદારનું મન અત્યારે બે ક્રિયા કરતુ હતુ એક તેના પુત્રનું કથન શ્રવણ કરવાની, બીજી કાઇંક વિચાર કરવાની તેણે કહ્યુ "એમ તો નહિ, પણ એક બીજો માર્ગ લઇએ મારી મિલકત પુષ્કળ છે. આશરે એક કરોડની રોકડ સીલીક હશે હું નવનિતને તેમાથી પચાશ લાખ, અરે કદાચ સાઠ કે પચોતેર લાખ રૂપીઆ આપુ અને પેલા પત્રો તેની પાસેથી વેચાતા લઈ લઉં તે જરૂર વેચાતા આપશે. 'જર ચાહે સો કર' જગતમા એવી એક પણ વસ્તુ નથી કે જે પૈસાથી ન બની શકે."

"પણ એ તમારો ખરો પુત્ર છે. તમારા સરદારપદ અને મિલકતનો હક્કદાર વારસ છે"

"પુત્ર–પુત્ર શુ કહે છે ? અત્યારે તો તુંજ મારો ખરો પુત્ર છે હું તેને સમાધાની કરવાને સમજાવીશ જો તેનામા ડહાપણ હશે, તે મૂર્ખ નહિ હોય તો જરૂર સમજી જશે"

"પિતાજી ! શબ્દોમા આપનું આ કથન અત્યંત સુંદર લાગે છે. પરંતુ કેમ જાણ્યું કે તે તમારા કથનનો સ્વીકાર કરી લેશે ? મેં તેને જોયો છે. તે પણ તમારો પુત્ર છે તમારા જેવો જ હઠાગ્રહી છે. હું

ધારતો નથી કે તે કેવળ પૈસાને ખાતર પોતાના અધિકારનો પરિત્યાગ કરે અને એવો મૂર્ખ કોણ હોય કે આખું મળી શકતું હોય છતાં તેનો ત્યાગ કરીને અર્ધાનો સ્વીકાર કરે ? મારી ખાત્રી છે કે જો લેશે તો તે તમામ લેશે, નહિ તો કશુ પણ લેશે નહિ. તેણે કાયદાનો અભ્યાસ કર્યો છે એટલે કોર્ટ તો તેને મન રમત છે. તે તમારા શબ્દોને વશ થાય એવી આશા રાખવી નકામી છે."

"વારૂ, ત્યારે તારો શો ઇરાદો છે ?" સરદાર કંટાળીને બોલ્યો.

"મારો ઇરાદો બીજો શો હોય તમે મારા પિતા છો. હું તમારો અનૌરસ પુત્ર છુ તથાપિ મારા પિતાને વૃદ્ધાવસ્થામા દુઃખ થાય એ જોવાની મારી ઇચ્છા નથી હું મારા સ્થાનનો સ્વીકાર કરીશ. અત્યારસુધી જે પદ મે ભોગવ્યુ છે, ભવિષ્યમા જે પદ પ્રાપ્ત થવાની સભાવના હતી તેનો મોહ હું છોડી દઇશ. હા, પિતાજી ! આપ મને મારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવા દો. કોર્ટમા મારી આબરૂ લૂંટાય તે કરતા બહેતર છે કે પ્રથમથી જ ચેતીને મારે આ સ્થાન ખાલી કરી આપવું જોઇએ." અનતપ્રસાદે પોતાનો છેવટનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"શુ ! તું મારો ત્યાગ કરીશ ? તારા ઉપર મેં જે આશાઓ રાખી હતી તેનો નાશ કરીશ ? મારો વિરોધ કરીને તું તારી ઇચ્છા પ્રમાણે ચાલીશ ?"

આ શબ્દો બોલતા સરદાર કમળાપ્રસાદનો સ્વર ધ્રૂજતો હતો. તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. એ જોઇને અનતપ્રસાદને પણ અત્યંત લાગી આવ્યું. તથાપિ તે પોતાના નિશ્ચયમા મક્કમ રહ્યો.

તેણે દૃઢ સ્વરે જવાબ આપ્યો: "મારા નિશ્ચયમાં હવે કશો પણ ફેરફાર થવાનો નથી. તમારા ખરા પુત્રનો દ્રોહ કરવામા હું તમારી સાથે સંમત થવાનો નથી."

"નગુણા ! ઉપકારહીન છોકરા !" સરદાર વિશેષ બોલી ન શક્યો. થોડીવારે શાંત થયા પછી તે બોલ્યો: "સમજ્યો ! સમજ્યો ! મને

તોયે તું તારી માતાના કુળ ઉપર ગયો છે ? ભલે, તું ઉદાર અંતઃકરણનો છે, તને મારે માટે લાગી આવે છે, મારા ખરા પુત્રની તને દયા આવે છે એટલે તું તારી ફરજ બજાવવાને માટે તત્પર થયો છે પરંતુ તે તેની સાથે તારો પોતાનો વિચાર કર્યો છે ખરો ? તું આ બધી ફિલોસોફી ચલાવે છે, પણ આ ગૃહમાથી નિકળીને તું તારો નિર્વાહ કેવી રીતે ચલાવીશ ? તુ તારા પરચુરણ ખર્ચને માટે દર વર્ષે પચીશ હજાર રૂપીઆ ઉપાડે છે એ તારો અર્થશાસ્ત્રનો અભ્યાસ છે પછી પચીશ હજારને બદલે પચીસો પણ નહિ મળી શકે. એટલે તું જુગાર રમવાનુ શરૂ કરીશ. લોકો તારી વાતો કરશે તેનુ પરિણામ કેવુ આવશે તેનો તે વિચાર કર્યો છે ખરો ?"

"હા, તેનો પણ મે વિચાર કર્યો છે તમે ધારો છો તેટલો ખર્ચાળ હું નથી તમે અત્યારસુધી મારા તરફ જે માયા દર્શાવી છે તેનો એકદમ ત્યાગ કરી નહિ દો એવી મારી ખાત્રી છે. હું એવી રીતે ઉછર્યો છું કે હવે કશો પણ ધધો કરી શકું તેમ નથી તથાપિ જો તમે મને દશ–પંદર હજાર રૂપીઆ આપશો તો એટલાથી મને સંતોષ થશે તેનુ જે વ્યાજ મને મળશે તેમા હું મારો નિર્વાહ ચલાવીશ."

"પણ જો હું તને એક પાઇ પણ ન આપુ તો ?"

"ના, હું માની શકતો નથી કે તમે મારો એટલો બધો તિરસ્કાર કરશો તમે મને દશ–પદર હજાર તો જરૂર આપશોજ વળી હું કાઇ નવરો નહિ રહું મારે લાયકનો ધંધો કે નોકરી શોધવાનો પ્રયત્ન કરીશ. મને આશા છે કે જો હું ખતથી મંડયો રહીશ તો મને મારા પ્રયત્નમા યશ મળ્યા સિવાય રહેશે નહિ" અનંતપ્રસાદે જણાવ્યું

"વાહ વાહ ! વાહ વાહ ! મેં એક પણ નવલકથા કે નાટકમાં આવો નાયક જોયો નથી" કમળાપ્રસાદ બોલ્યો· "પણ દીકરા ! આવી બેપરવાઇથી તને શો લાભ થવાનો છે, એ જણાવીશ ખરો ?"

"મને ! મને કશો લાભ થવાનો નથી એ હું જાણું છું."

"અને નુકસાન મોટું છે દાખલા તરીકે મારી વિનતિનો સ્વીકાર કરવાને તું તૈયાર થયો નથી; પણ પછી તારે કુસુમની સાથે લગ્ન કરવાના વિચારનો ત્યાગ કરવો પડશે "

"નાજી, મેં કુસુમને તમામ હકીકત જણાવી છે તેનો મારી મિલકતપર નહિ પણ મારા પોતાના ઉપર પ્રેમ છે. ગમે તેવી સ્થિતિમા પણ તે મારો ત્યાગ કરશે નહિ "

"પણ તારા જેવા ભિખારીની સાથે પોતાની દોહિત્રીનું લગ્ન નર્મદાબાઈ કરશે ખરી ?"

"હું તો ધારૂં છુ કે નર્મદાબાઈ કશો વાધો નહિ લે કારણ કે સરદારપુત્રોમાં તેને શ્રદ્ધા નથી છતા પણ તે વાધો લેશે તો પછી તેના મૃત્યુ સુધી અમે બન્ને જણા રાહ જોઇશુ "

અનંતપ્રસાદ સ્હેજ પણ ઉશ્કેરાયા સિવાય આ બધું શાંત અને મક્કમપણે બોલતો હતો. તેની આવી દૃઢતા જોઇને સરદાર કમળાપ્રસાદ અકળાયો ને ગુસ્સે થઇને જાણે મનોગત બોલતો હોય તેવી રીતે ઉચ્ચ સ્વરે બોલ્યો: "શુ આ છોકરો મારો હશે ? નહિ, કદી પણ નહિ. તેની નસોમા કોઇ બીજાનુ રક્ત ફરતું હોય એમ જણાય છે."

"પિતાજી ! મારી માતાના સંબંધમા આવા અપમાનસૂચક શબ્દો હું સાભળી શકીશ નહિ. ગમે તેમ તોયે એ મારી માતા છે; અને હું તેનો પુત્ર છું. માટે આપ જે બોલો તે વિચાર કરીને બોલજો."

અનંતના આ શબ્દોથી સરદાર વિશેષ ગુસ્સે થઇને બોલ્યો: "ઠીક–ઠીક ! તું અહીંથી ચાલ્યો જા. તારા શયનગૃહમાં જજે અને હું આજ્ઞા કરૂં ત્યાસુધી તું તેમાથી બહાર નિકળીશ નહિ."

અનંતપ્રસાદ ઉઠયો અને તે જવા લાગ્યો. થોડાક પગલાં ચાલ્યો હશે ત્યા સરદારે બૂમ પાડી: "અનંત ! અહીં મારી પાસે આવ."

અનંત તેની પાસે ગયો. તે બોલ્યો: "દીકરા ! મને ક્ષમા કર. મેં કારણ વગર તારી લાગણીને દુખવી છે. હું મારો દોષ કબૂલ કરૂં

છું, આવ મને ભેટ " તેણે અનંતને બાહુપાશમા જકડયો. પિતા પુત્ર ભેટયા ! છેવટે સરદારે કહ્યું "વારૂ, તું હવે જા અત્યારે જે વાતચીત આપણી વચ્ચે થઇ છે એ વિષયમા હું વિચાર કરીશ અને પછી જે નિર્ણય પર આવીશ તે તને જણાવીશ "

અનંતપ્રસાદ બહાર નિકળ્યો સરદાર એકલો પડયો તે મનમા બડબડયો "શુ આ છોકરો મને છોડીને ચાલતો થઈ જશે ! તેને માટે મે કેવી કેવી આશા રાખી હતી ! એ સર્વ મિથ્યા જશે ? બીજો છોકરો કોણ જાણે કેવો યે હશે ?"

---

## પ્રકરણ ૨૨ મું.

---

### મારો સર્વનાશ થયો !

અનંતપ્રસાદ પોતાના દિવાનખાનામા ગયો. આજે તેને કશું પણ ચેન પડતું ન હતું તેના પિતા સાથે થયેલી વાતચીતથી પણ તેને સંતોષ થયો હોય એમ જણાતું ન હતું તે ખુરસીપર જઇને બેઠો. તેણે ઘંટડી કરી એક પટાવાળો અંદર આવ્યો અનંતપ્રસાદે આજ્ઞા કરી: "કારભારીને મોકલ "

પટાવાળો ગયો. થોડી વારે કારભારી આવ્યો "કેમ, મોટા-ભાઈ ! શો હુકમ છે ?" તેણે પ્રશ્ન કર્યો.

"મારો વિચાર મુબઇ જવાનો છે. આવતી કાલે સ્હવારે દશ વાગે મેલમા અહીંથી નિકળીશ. માટે મારા સારૂ એક સેકન્ડ ક્લાસ કમ્પાન્ટમેન્ટ રિઝર્વ્ડ કરાવો."

"વારૂ સાહેબ ! બીજી આજ્ઞા ?"

"'સંધ્યા' પત્ર આવી ગયું ?"

"હાજી, હમણા જ આવ્યું છે."

"અહીં મોકલો."

"મોકલું છુ." કારભારી ગયો. એક પટાવાળો બે પળ પછી આવીને 'સંધ્યા' પત્ર આપી ગયો. તેણે પત્ર વાચવાનો પ્રારંભ કર્યો. પરંતુ પત્રમા તેનુ લક્ષ ચોટયુ નહિ તેના મનમા અત્યારે અનેક પ્રકારના વિચારો આવતા હતા. તેનો વિચાર માત્ર આ ગૃહનો જ નહિં પણુ ચંદ્રનગરનો ત્યાગ કરવાનો હતો. મુંબઇ જવુ અને ત્યાથી આફ્રિકા કે એવા કોઈ સ્થળે ઉપડી જવાની તેની ઇચ્છા હતી. અમુક સમય ત્યા રહ્યા બાદ પુન. ચંદ્રનગર આવવાની તેણે ધારણા રાખી હતી. શા માટે? તે અમે કહી શકતા નથી પરંતુ એટલું ખરૂં કે જેઓ અનંતપ્રસાદના પરિચયમા આવતા તેઓ કહેતા કે 'અનંત પ્રસાદ દેખાય છે તેટલો સરલ નથી તે ઘણો ઊંડો છે.' આફ્રિકા જવાનો વિચાર કરવામા કશો ભેદ હોવો જોઇએ. શો ભેદ હશે તે પાછળથી જણાશે.

અનંતપ્રસાદ ઊભો થઇને બારી પાસે ગયો તેણે પોતાના બંગલાની આસપાસ આવી રહેલા બગીચા તરફ દૃષ્ટિ કરી. બગીચામાં અનેક પ્રકારના ફળપુલવૃક્ષો લચી રહ્યા હતા એક બાજુએ અશ્વશાળા હતી. બીજી બાજુએ ગાડીઓ તથા મોટર રાખવાનું સ્થાન હતું. જે બંગલામા તે રહેતો હતો તે પણુ આલીશાન મકાન હતું. તેના દિવાનખાનામા જે ફરનિચર હતું તે એક રાજમહેલને પણુ ભૂલાવે તેવું હતું. "શુ આ સર્વ વૈભવનો ત્યાગ કરીને છેવટે મારે જવું પડશે!" તે મનોગત બોલ્યો: "કુસુમ! વ્હાલી કુસુમ! તારી સાથે લગ્ન કરીને તને સુખી બનાવવાની, આ વૈભવની વિલાસિની બનાવવાની મેં આશા રાખી હતી, તેને બદલે શુ તારે પણુ મારી સાથે ન્હાનકડા ઝુંપડામાં નિવાસ કરવો પડશે? તને એ નિવાસ પસંદ પડશે ખરો? એ સ્થિતિમા તને પાછળથી કંટાળો તો નહિ આવે? કુસુમ! કુસુમ! જો આ પ્રમાણે બનશે એવી મને પ્રથમથી ખબર હોત તો હું તને મારી અર્ધાંગિનો બનાવવાનો વિચાર ન કરત. નહિ! કુસુમને માટે મારે એવો વિચાર કરવો તે ઉચિત નથી. કુસુમ! તારો મારા ઉપર સાચો

પ્રેમ છે તું મને ચાહે છે—અનંતને ચાહે છે અનંતની મિલકત ઉપર, અનંતના સરદાર પદ ઉપર કે અનંતના ગુણઅવગુણ ઉપર તારૂં લક્ષ નથી તું મારી સાથે પૃથ્વીના છેડા સુધી આવવાને તત્પર થઈશ. હા, ઠીક યાદ આવ્યું. લાવ, તેને પત્ર લખીને મારો મુબઈ જવાનો વિચાર જણાવુ ! નહિ, અત્યારે નહિ. મુબઈ જઇને જ પછી તેને પત્ર લખીશ કદાચ તે પત્ર કોઈના હાથમા જાય અને હું આવતી કાલે સ્હવારે ચંદ્રનગરનો ત્યાગ કરવાનો છુ એ કોઈના જાણવામા આવે તે ઠીક નહિ " તેણે કુસુમ ઉપર પત્ર લખવાની થયેલી ઇચ્છા તુરત દબાવી દીધી

તે આમતેમ આટા મારવા લાગ્યો. ટેબલ ઉપરથી એક સુવર્ણની ડબીમાથી સીગારેટ કાઢીને તેણે સળગાવી ધૂમ્રપાન કરતો તે બોલ્યો "મારા પિતાજીને તેમના ખરા પુત્ર તરફ આટલો બધો તિરસ્કાર શા માટે ? નવનિતને મે જોયો છે તે દેખાવડો છે, વાકચાતુર્યવાળો છે, મારા કરતા હુશિયાર અને અનુભવી છે તે સરદાર સાહેબને જરૂર સુખી બનાવશે. ભલે, નવનિત ! હુ જાઉં છુ—તારે માટે સ્થાન ખાલી કરતો જાઉં છુ તુ પિતાજીને સુખી કરજે પણ મારા પિતાજી તેને પોતાના પુત્ર તરીકે કબૂલ કરશે ખરા ? જો કબૂલ ન કરે તો ? તે આગ્રહી સ્વભાવના છે તેમણે કશો પણ ચોક્કસ જવાબ આપ્યો નથી હજી માત્ર વિચાર કરવાનુ જણાવ્યુ છે મને લાગે છે કે તે પોતાનો વિચાર ફેરવશે એક વખત પકડેલુ પૂછડું તે છોડતા નથી પણ તો પછી નવનિત જરૂર તેમના ઉપર દાવો કરશે. દાવામા તે ફાવશે ખરો ? એ જોવાનું છે. કોર્ટ સાચુ ખોટું જોતી નથી. કોર્ટનો તમામ આધાર પૂરાવા ઉપર છે નવનિત પાસે પૂરાવામા માત્ર તેણે મને બતાવેલા કાગળો છે એ કાગળો પરથી છોકરાઓની અદલાબદલી થઈ હોય એમ સિદ્ધ થતું નથી. એ મુદ્દાને સિદ્ધ કરવાને માટે વિશેષ મજબૂત પૂરાવાની જરૂર છે એ પૂરાવો બે માણસ આપી શકે જમનાબાઈ અને વિધવા લક્ષ્મીબાઇ. હું જમનાબાઇનો

પુત્ર હું. તેણે મારા સુખને માટે આ અદલાબદલીમા ભાગ લીધો છે. એટલે તે બીજાને ખાતર મારો–પોતાના પુત્રનો ભોગ આપવાને તૈયાર ન થાય એ સમજી શકાય તેવુ છે હવે રહી લક્ષ્મીબાઇ. લક્ષ્મીબાઈ નવનિતની આયા હતી એટલે નવનિત ઉપર તેનો પ્રેમ હોય એ સ્વાભાવિક છે તે તેની તરફેણમા સાક્ષી આપવા ધારે તો આપી શકે ખરી પરતુ તેને તે સાક્ષી તરીકે મેળવી શકશે ખરો ? મારે આ બધા વિચારો શા માટે કરવા જોઇએ ? જે બનવાનુ હશે તે બન્યા સિવાય રહેવાનુ નથી અહો ' છ વાગી ગયા છે. બહાર એક લટાર મારી આવુ તો મનને શાતિ થાય."

તે કપડા પહેરીને બહાર નિકળ્યો, રોજ સ્હાજે તે બહાર ફરવા તથા પોતાની કલબમા જતો તે વખતે મોટરમા અથવા વિકટોરિયામા જતો. પરતુ આજે તેણે મોટર કે ગાડીની દરકાર કરી નહિ, ચાલતો જ બહાર નિકળ્યો.

લગભગ રાત્રીના નવ વાગે ઘેર આવ્યો તેણે કલબમા નાસ્તો કરેલો હોવાથી રાત્રે જમવુ ન હતુ. તેણે મુબઈ જવાને માટે તૈયારી કરવા માડી. એક ચામડાની મોટી બેગમા કપડા વગેરે મૂકયુ તથા એક બેડિંગ તૈયાર કર્યું. પોતાને પૈસાની જરૂર પડે તેમ હતું. કબાટ ખોલીને તેમા એક ઇસ્કોત્રો હતો તે બહાર કાઢયો. તે ઇસ્કોત્રો ખોલીને તેમાથી નોટો કાઢી નોટો ગણી જોઈ. દસહજાર રૂપીઆની નોટો હતી. ચામડાના પાકિટમા તે નોટો મૂકી ચામડાનું પાકીટ જાકીટના અ દરના ગજવામા મૂક્યું. આ પ્રમાણે તૈયારી કરતા અ-ગીયાર વાગે તેણે નોકરને બોલાવીને પોતાને માટે કોફીનો એક કપ મગાવ્યો. રોજ રાત્રે સૂતા પહેલા તે કોફી પિતો અને પછી પલગ ઉપર પડીને વિજળીના દીવાના પ્રકાશમા પુસ્તક વાચતો હતો. વાચતા વાચતા તેને નિદ્રા આવી જતી હતી

આજે પણ કોફી પીને તે પલગ ઉપર પડયો. તેણે 'સફેદ ઠગ' નામનું ડિટેકિટવ પુસ્તક હાથમાં લીધું. તે વાચવાની શરૂઆત

કરી થોડા પાના વાચ્યા પરતુ તેના નેત્રો ભારે થયા નહિ. તેમ વાચવામા મન પણ ખુચ્યુ નહિ એ પુસ્તક મૂકી દીધુ અને બીજું લીધુ બીજાની પણ એ સ્થિતિ થઇ એમ ત્રણ–ચાર પુસ્તકો બદલાવ્યા એક વાગવાનો સમય થયો પણ નિદ્રાદેવીએ કૃપા કરી નહિ. છેવટે પુસ્તક ઠેકાણે મૂકી દીધા, બત્તી બધ કરી દીધી નિદ્રાદેવીની આરાધના માટે અધકારનો આશ્રય લીધો પરતુ અધકાર પણ કશી સહાય કરી શક્યો નહિ છેવટે ત્રણ વાગ્યા, ઠડા પવનથી મગજ શાત થયુ એટલે આખો ભારે થઇ તે નિદ્રાધીન થઇ ગયો

સ્હવારે જોરથી પોતાના ખડનુ બારણુ કોઇ અફાળતું હોય એવો અવાજ તેના કર્ણપુટ પર અથડાવાથી તે સફાળો બેઠો થયો. સૂર્યદેવ બારી વાટે પોતાના કિરણોનો વર્ષાવ આ ખડમા કરી રહ્યા હતા તેણે દિવાલપર રાખેલી ઘડિયાળ સામે દૃષ્ટિ કરી ઘડિયાળમા નવ વાગી ગયા હતા તે ચમક્યો, બારણા પાસે જઇને એકદમ બારણું ખોલી નાખ્યુ કારભારીએ અદર પ્રવેશ કર્યો તે ગભરાયા જેવો દેખાતો હતો તેણે કહ્યુ "મોટાભાઇ ! જલ્દી કરો, ન્હાસો, પલાયન થઇ જાઓ ! આપને પકડવાને માટે પોલિસના સિપાહીઓ આવ્યા છે–બે–ત્રણ મીનિટમા જ અહીં આવી પહોચશે !"

"શુ છે ? શા માટે ન્હાસું ? મને શા માટે પકડવાના છે ? મેં શો ગુન્હો કર્યો છે ? મારા ઉપર શો આરોપ છે ?" અનંતપ્રસાદે ઉપરાછાપરી પ્રશ્નો કર્યા

"એ મારા જાણવામા નથી પણ આપ જલ્દી ન્હાસી જાઓ."

તેજ વખતે દાદર ઉપર કોઇના પગલાનો અવાજ આવ્યો. કારભારી બોલ્યો "જુઓ, સાહેબ ! આવ્યા."

બીજી જ ક્ષણે પોલિસ ઇન્સ્પેકટર, બે–ત્રણ પોલિસ અને તેમની સાથે અબિકાપ્રસાદે આ ખડમા પ્રવેશ કર્યો

ઇન્સ્પેકટરે પૂછ્યું: "સરદાર કમળાપ્રસાદના પુત્ર અનંતપ્રસાદ તે તમે ?"

"હા, હું મારૂં શું કામ છે ?"

"અનંતપ્રસાદ ! હું ચંદ્રનગરના મહારાજાની આજ્ઞાથી જણાવું છુ કે તમે મારા કેદી છો." ઇન્સ્પેક્ટરે કહ્યુ

"હું–હું તમારો કેદી ?" થોડી વાર પછી તે પુનઃ બોલ્યોઃ "શું ! હું જાગૃત છુ કે અત્યારે આ સર્વ સ્વપ્ન જોઉં છુ ?"

તેણે પોલિસ ઇન્સ્પેક્ટર, સિપાહીઓ તથા અંબિકાપ્રસાદ તરફ દૃષ્ટિ કરી તેની દૃષ્ટિમા ભીતિ સ્પષ્ટ જણાતી હતી. ઇન્સ્પેક્ટરને તેના આ વર્ત્તનથી આશ્ચર્ય થયુ તે બોલ્યો "હા, તમે મારા કેદી છો. આ રહ્યું વારંટ"

અનંતપ્રસાદે વારંટ હાથમા લઇને તેના તરફ દૃષ્ટિ કરી તે બોલ્યો. "વિધવા લક્ષ્મીબાઈનુ ખૂન થયુ છે ?" પછી મંદ સ્વરે પરંતુ ઇન્સ્પેક્ટર અને અંબિકાપ્રસાદ સાભળી શકે તેવી રીતે બોલ્યોઃ "ત્યારે તો મારો સર્વનાશ થયો !"

એ સિવાય તે કશુ પણ બોલ્યો નહિ, તેમ તેણે વિરોધ કરવાનો કશો પણ પ્રયત્ન કર્યો નહિ તેને પરહેજ કર્યા પછી અંબિકાપ્રસાદે એક પોલિસની સહાયથી આ ખંડની જડતી લેવા માંડી. ત્યારપછી તેણે અનંતપ્રસાદના દિવાનખાનાની, વસ્ત્રાગારની અને અભ્યાસગૃહની જડતી લીધી તથા નીચે મુજબ નોંધ કરી —

૧ દિવાનખાનામા અનેક પ્રકારના શસ્ત્રો ટાગવામા આવ્યા છે એક કોચ પાછળ એક તલવાર પડેલી છે. તે ભાંગેલી છે તે તલવારની મૂઠ સામાન્ય મૂઠો કરતા જુદા પ્રકારની છે. તે મૂઠમાં 'અ કુ' એ પ્રમાણે અક્ષરો કોતરેલા છે, તલવાર વચ્ચેથી તૂટી ગઈ છે તેની અણીનો ભાગ જોવામા આવતો નથી એ વિષે પ્રશ્ન કરતા અનંતપ્રસાદ ગૂમ થયેલી અણીવાળા ભાગના સંબંધમા કશો પણ ખુલાસો કરી શકતો નથી

૨. વસ્ત્રાગારમા શ્યામ રંગના કપડાનું પાટલૂન પડેલું છે. તેમાં હજી પણ ભિનાશ છે અને કાદવના ડાઘા પડેલા દેખાય છે,

તેની એક બાજુએ ચોટેલી લીલ ઉપરથી તે પાટલૂન ધારણ કરનાર દિવાલપર ટીંગાયો હોય એમ લાગે છે આગલા ભાગમા પાટલૂન ફાટેલુ છે ઘુટણ પાસે ચાર–પાચ ઇંચનો ચીરો પડેલો છે આ પાટલૂન ખીટી ઉપર ટાગેલુ ન હતુ પણ લોખડની બે પેટીઓની વચ્ચે રાખેલુ હતું.

૩. બૂટની બે જોડ છે તેમાની એક જોડને તાજી જ સાફ કરવામા આવી હોય એમ લાગે છે તથાપિ તે બૂટમાથી ભેજ ગયો નથી છત્રી તાજી જ સૂકવેલી હોય એમ લાગે છે તેની પાછળની અણી ઉપર કાદવ ચોટેલો છે

૪. અભ્યાસગૃહમા સીગારેટની સોનાની પેટી પડેલી છે તેમા સીગારેટ રાખવાની નળીઓ પણ છે સીગારેટનો નમૂનો આ સાથે રાખ્યો છે

આ પ્રમાણે નોધ કરી રહ્યા પછી અબિકાપ્રસાદે કહ્યુ "મારે જે લખવાનુ હતુ તે મે લખી લીધુ છે"

"મે પણ મારી તપાસ પૂરી કરી છે" ઈન્સ્પેકટર ધીમેથી બોલ્યો "પણ આ છોકરા સામે જોયુ તે એકદમ નરમ બની ગયો છે આપણે તેના તરફથી આવા વર્ત્તનની આશા રાખી ન હતી તમને કદાચ તેનામા અનુભવની ખામી જણાશે"

"ના જી, વખત થશે એટલે તે મજબૂત બની જશે અત્યારે તો તે હમણા જ ઉઠયો છે મારો અનુભવ છે કે જો કોઇને પકડવો હોય તો તે નિદ્રામાથી જાગૃત થાય કે તુરત જ તેને પકડવો. એ પ્રમાણે કરવાથી તે સાવચેત થઈ શકતો નથી" અબિકાપ્રસાદે જણાવ્યુ· "વારૂ, પણ હવે આપણે જઇએ, કારણ કે ન્યાયાધીશ સાહેબ મારી રાહ જોતા હશે"

પોલિસની હાજરીથી અનતપ્રસાદ પ્રારભમા ગભરાઈ ગયો હતો હવે તે ઠેકાણે આવી ગયો તેણે કહ્યુ. "સાહેબ મને પકડવામા કશી ગેરસમજ થઇ હોય એમ લાગે છે એ ગેરસમજ સુધરી

શકે તેમ છે માટે તમે તમારી રૂબરૂમા મારા પિતાજીને થોડાક શબ્દો કહેવાની મને પરવાનગી આપો "

અબિકાપ્રસાદે ઇન્સપેકટર સામે નેત્રસંકેત કર્યો. તે બોલ્યોઃ "ગેરસમજ કોની છે અને શી છે તે સર્વ કોર્ટમા જણાશે "

ઇન્સ્પેકટરે કહ્યું " અમને સખ્ત હુકમ કરવામા આવ્યો છે કે તમને કોઇની સાથે વાત કરવા દેવી નહિ તમે અમારી સાથે ચાલો. તમારે માટે ગાડી તૈયાર છે "

અનતપ્રસાદ સિપાહીઓની સાથે નીચે આવ્યો તેના નોકરો ગભરાઇ ગયેલા દેખાયા એક નોકરે કહ્યું " સરદાર સાહેબ' બેશુદ્ધ બની ગયા છે તેમના મગજમા લોહી ચઢી ગયુ છે ' "

બધા બહાર આવ્યા બહાર એક ઘોડાની ગાડી ઊભી હતી. ઇન્સ્પેકટર, અનતપ્રસાદ તથા બે સિપાહીઓ તે ગાડીમા દાખલ થયા ગાડી ચાલૂ થઇ. અબિકાપ્રસાદ એક ભાડુતી મોટરમા બેસીને ન્યાયાધીશ પાસે ગયો.

## પ્રકરણ ૨૩ મું.

### કોર્ટમાં.

આજે આપણે ચદ્રનગરના ન્યાયાધીશની કોર્ટમા પ્રવેશ કરવાનો છે. ચદ્રનગર મોટુ શહેર હોવાથી ત્યા રોજ અનેક ગુન્હા બનતા હતા તેથી માત્ર એક જ ન્યાયાધીશથી કામ ચાલે તેવું ન હતું આ ન્યાય કોર્ટમા ચાર ન્યાયાધીશો કામ કરતા હતા તે સર્વમાં રમેશચદ્ર મુખ્ય હતો. તમામ ગુન્હેગારોને પ્રથમ તેની સમક્ષ ઊભા કરવામા આવતા હતા પછી પોતાને જેટલાનો કેસ ચલાવવો હોય તેટલાના કાગળોને પોતાની પાસે રાખીને, બાકીનાની તે બીજા ન્યાયાધીશોમા વ્હેંચણી કરી દેતો હતો.

આ ન્યાયકોર્ટ ચંદ્રનગરમા 'ફોજદારી કોર્ટ'ના નામથી ઓળ-

ખાતી હતી તમામ ફોજદારી ફરિયાદોની તપાસ અહીં થતી અને તેનો ચુકાદો પણ અહીંજ આપવામા આવતો હતો તેના ઉપર હજુરમા અપીલ થતી હતી બ્રિટિશ હિંદમા જેવી રીતે માજીસ્ટ્રેટ, સેશન્સ, હાઇકોર્ટની પદ્ધતિ છે તેવી પદ્ધતિ અહીં ન હતી. ચદ્રનગરના મહારાજાનો એકજ ઉદ્દેશ હતો કે પોતાની પ્રજાને કશો પણ ન્યાય મોઘો પડવો જોઇએ નહિ ગમે તેવો સામાન્ય કિંવા ભયકર ગુન્હો હોય તેની તપાસ ન્યાયાધીશ પાસે ચાલે અને તેના ઉપર અપીલ હજુરમા થાય માત્ર ગભીર કેસોમા જ્યુરી બોલાવવામા આવતી હતી જ્યુરીમા ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાથી ઓછામા ઓછા ૭ ગૃહસ્થોને હાજર રહેવાનુ ફરમાન થતું હતુ. જો ગભીર કેસમા ગુન્હેગારને જ્યુરી નિર્દોષ ઠરાવે અને ન્યાયાધીશ દોષિત માને તો તે કેસની ફરી તપાસ મહારાજાના ન્યાયવિભાગના મત્રી સન્મુખ થતી અને તે મત્રીનો ચુકાદો અમલમા આવતો. જ્યુરી દોષિત ઠરાવે અને ન્યાયાધીશ નિર્દોષ ઠરાવે તો પણ તેજ પ્રમાણે વ્યવસ્થા થતી બનતા સુધી જ્યુરી અને ન્યાયાધીશ વચ્ચે મતભેદ પડવાનો પ્રસગ આવતો જ નહિ. એકદરે ચદ્રનગરમા ન્યાયનુ કામ દેખતું હતું

આ ફોજદારી કોર્ટમા પ્રવેશ કરતાની સાથેજ એક ન્યાયનુ પુતળું દૃષ્ટિગોચર થતુ હતું એ ન્યાયમૂર્ત્તિના પગ નીચે લક્ષ્મીદેવીને કચરેલી રાખી હતી ન્યાયમૂર્ત્તિના એક હસ્તમા રાજદડ અને એક હસ્તમા બન્ને પલ્લા સમાતરવાળુ ત્રાજવું હતું ન્યાયમૂર્ત્તિ આરસપત્થરમાથી કોતરવામા આવી હતી તેના વદનપર અત્યત ગાભીર્ય અને પ્રશાતતા દૃષ્ટિગોચર થતા હતા.

આ મકાન અત્યત વિશાળ હતું તેના કુલ્લે ચાર માળ હતા. દરેક માળ ઉપર અકેકો ન્યાયાધીશ બેસતો હતો રમેશચંદ્ર બીજા માળ પર બેસતો હતો દરેક માળ પર એક મોટો કોર્ટનો હોલ, ન્યાયાધીશની ચેમ્બર, ઓફિસનો ખડ, કેદીઓને કામ ચાલતી વેળાએ લાવ્યા હોય તે વખતે વિશ્રાતિને સારૂ રાખવાનો ખંડ, વ-

ક્લિોને માટેનો ખંડ કોર્ટમા કામકાજને માટે આવેલ પ્રજાજનોને વિશ્રાંતિ માટેનો ખંડ, કાયદાને લગતા પુસ્તકોનો ખંડ. એમ જુદા જુદા ખંડ હતા તે તમામ ખંડમા સંપૂર્ણ વ્યવસ્થા જળવાયેલી જોવામા આવતી હતી.

આપણે આ કોર્ટમા પ્રવેશ કરીએ છીએ તે વખતે કોર્ટ સામેના ટાવરમા નવના ડંકા થાય છે રમેશચંદ્ર તેની ચેમ્બરમા બેઠો છે તે નવના ટકોરા સાભળે છે પોતાના ડાબા હાથના કાંડાપર બાધેલી ઘડિયાળ તરફ દૃષ્ટિ કરે છે તેમા પણ નવ વાગ્યા છે. તે ઉંચોનીચો થાય છે "હજી સુધી કેમ ન આવ્યા?" તે સ્વગત બોલ્યો તે ઉઠયો અને કોર્ટના હૉલમા આવ્યો આ હૉલ વિશાળ છે તેમા ઉચ્ચાસનપર એક ઉંચી ખુરસી, મોટુ ટેબલ ન્યાયાધીશને માટે છે તે બાજુએ તેના શિરસ્તેદારને માટે એક ખુરસી તથા ટેબલ જોવામા આવે છે. નીચે લાબા ટેબલ તથા ખુરસીઓ વકિલો તથા ગૃહસ્થોને માટે અને બાકડા સામાન્ય પ્રજાજનને માટે રાખવામા આવ્યા છે

ન્યાયાધીશ કોર્ટમા આવ્યો તેનો શિરસ્તેદાર હજી સુધી આવ્યો નથી પટાવાળા આમથી તેમ હરફર કર્યા કરતા હતા. રમેશચંદ્રે અંબિકાપ્રસાદની સલાહ પ્રમાણે અનંતપ્રસાદને પકડવાનું વારંટ કાઢ્યુ હતું. તે ઉપરાત તેણે સરદાર કમળાપ્રસાદ, તેના કારભારી તથા એક-બે નોકરો, નવનિતરાય, અને જમનાબાઇના ઉપર પણ સાક્ષીસમન્સ કાઢ્યા હતા.

તેણે એવો ઇરાદો રાખ્યો હતો કે અનંતપ્રસાદને કોર્ટમા બોલાવ્યા પહેલા સાક્ષીઓની તપાસ કરી લેવી.

તેણે આવા ગુન્હાઓની અનેક વાર તપાસ કરી. આના કરતા ભયંકર ગુન્હાઓને લગતા કેસ પણ તેની સન્મુખ રજુ થયા હતા. પરંતુ આ ગુન્હાના સંબંધમા તથા ગુન્હેગારને પકડવાને માટે તેણે વારંટ કાઢેલું તે સંબંધમાં તે ઊંડા વિચારમાં ગુંથાઇ ગયો હતો.

તે મનોગત બોલ્યો "મેં અનેક વાર ગુન્હેગારોને પકડવાને માટે વારંટ કાઢ્યા છે આ કેસમા જેટલા પૂરાવા મળ્યા છે, તે કરતા અર્ધા પૂરાવા પણ અગાઉ મળ્યા ન હતા છતા પણ અત્યારે મારૂ મન ચિંતાતુર શા માટે છે ? અનતપ્રસાદની તપાસ કરવામા મારૂ અંતઃકરણ પાછુ કેમ હઠે છે ?"

તે અવારનવાર ઘડિયાળ સામે જોયા કરતો હતો હજી શિરસ્તેદાર કેમ ન આવ્યો ? તેણે કાયદાના બે-ત્રણ પુસ્તકો ઉથલાવ્યા. અત્યારે જાણે તે ન્યાયાધીશ નહિ પણ સરકાર પક્ષનો વકિલ હોય તે રીતે આ કેસને સજ્જડ કરવાને માટે કાયદાની બારિકીઓ તપાસતો હતો.

થોડી વારે તેના શિરસ્તેદારે હોલમા પ્રવેશ કર્યો આ શિરસ્તેદાર કેવો હતો ? બહુ ઉંચો નહિ, નીચો નહિ, જાડો નહિ, પાતળો નહિ, રૂપાળો નહિ, કદરૂપો નહિ, ચાલવામા ઉતાવળો નહિ, ધીમો પણ નહિ. તેના ચ્હેરાપર હર્ષ કે શોકનો, ભીતિનો કિંવા આશ્ચર્યનો વિકાર કદી પણ દૃષ્ટિગોચર થતો નહિ જ્યારે ન્યાયાધીશની રૂબરૂ ફરિયાદી, આરોપી કે સાક્ષી જુબાની આપતા, તે વખતે તે કશી પણ અસર વગર તે જુબાની શ્રવણ કરતો અને તેની નોધ કરતો

એક વિદ્વાન્ લેખક ન્યાયાધીશના શિરસ્તેદારની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે –

"શિરસ્તેદાર ન્યાયાધીશની કલમ છે તે મૂગો છતા બોલે છે, આંધળો છતા લખે છે, બહેરો છતા સાભળે છે"

આ શિરસ્તેદારને ઉપરની વ્યાખ્યા બરોબર લાગુ પડતી હતી. તેનુ નામ વેણીપ્રસાદ હતું

તે જ્યારે કોર્ટમા આવતો તે વખતે ન્યાયાધીશ ચેમ્બરમા જોવામા આવતા આજે ન્યાયાધીશ સાહેબ કોર્ટમા હતા વેણીપ્રસાદને આવતો જોઇને ન્યાયાધીશે ઘડિયાળ સામે દૃષ્ટિ કરી. વેણીપ્રસાદ સમજ્યો કે ન્યાયાધીશ સાહેબ ઘડિયાળ સામે જોઇને પોતે મોડો

આવ્યો છે એમ સૂચવે છે. તેથી પોતાને કશો પ્રશ્ન થાય તે પૂર્વેજ તેણે ખુલાસો કર્યો "સાહેબ' આજે સ્હેજ મોડું થયું તે માટે હું ક્ષમા માગું છુ આજે હું અમારી જ્ઞાતિના માસિકને માટે એક લેખ લખવામા રોકાયો હતો તેમા એટલો બધો રસ પડયો કે વખતનું મને ભાન રહ્યુ નહિ જો મારી પત્નીએ મને ચેતવ્યો ન હોત તો આથી પણ વિશેષ મોડુ થાત ઉતાવળમા ભોજન કર્યા વગર એકદમ આવ્યો છું"

"કાઇ હરકત નહિ હજી તમે મોડા ન ગણાઓ, આજે વિશેષ કામ અચાનક આવી પડયું છે ઘણાની જુબાની લેવાની છે" ન્યાયાધીશે કહ્યુ અને તેણે ઘટડી કરી પટાવાળો અદર આવ્યો. તેને નવનિતરાયને બોલાવવાની સૂચના કરી પટાવાળો નવનિતરાયને બોલાવી લાવ્યો નવનિતરાયનો ચ્હેરો પ્રશાત હતો ગભરાટ કે ભીતિનું કશુ પણ ચિહ્ન જણાતું ન હતું તે ખરો ગૃહસ્થ લાગતો હતો. નવનિતરાયે ખાસ ટાપટીપથી વસ્ત્રો પહેર્યા હતા તે અનેક વાર વકિલ તરીકે આ ન્યાયાધીશ સમક્ષ હાજર થયો હતો એટલે ન્યાયાધીશ તેને પિછાનતો હતો પ્રથમ તેનુ નામ, તેના પિતાનું નામ, જ્ઞાતિ, ઉમર, ધધો ઇત્યાદિને લગતા શિષ્ટાચારદર્શક પ્રશ્નો થયા પછી ન્યાયાધીશે પ્રશ્ન કર્યો "અત્ર તમને શા માટે બોલાવ્યા છે તે તમારા જાણવામા હશેજ."

"હાજી, જલગ્રામમા એક વિધવા સ્ત્રીનુ ખૂન થયુ છે તેના કેસમા સાક્ષી તરીકે હાજર થવા નામદાર કોર્ટે મને આજ્ઞા કરી છે"

"વારૂ, વિધવા લક્ષ્મીબાઇના કાગળોમા તમારૂં નામ જોવામા આવ્યાથી તમે કશો પ્રકાશ પાડી શકશો એવા હેતુથી તમને બોલાવ્યા છે." પોતે અબિકાપ્રસાદને આપેલુ વચન યાદ કરીને ન્યાયાધીશે કહ્યુ.

"બરોબર છે એ વિધવા સ્ત્રીના કાગળોમા મારૂં નામ હોય તે સભવિત છે. તે મારી આયા હતી."

"ત્યારે તમે તેના સબંધમા જે કાંઈ જાણતા હો તે જણાવો." ન્યાયાધીશે આજ્ઞા કરી.

"સાહેબ! હું એ બાઇના સબંધમા વિશેષ જાણુતો નથી હું ન્હાનો હતો ત્યારથી જ મને તેની પાસેથી લઇ લેવામા આવ્યો છે. ત્યારબાદ તેને સહાય કરવાનો પ્રસગ મને પ્રાપ્ત થયો નથી"

"તમે તેને ત્યારપછી મળ્યા હતા ખરા?"

"હાજી, તેને ત્યા હું અનેક વાર ગયો હોઇશ જમનાબાઇ તેને અવારનવાર મળતા અને પોતાનુ ખાનગી કામકાજ સોપતાં. તે મારા કરતા એ વિધવાના સબધમા વિશેષ જણાવી શકે તેમ છે"

"હા, જમનાબાઇ પણ અહીં આવ્યા હશે મે તેમને પણ સમન્સ મોકલ્યો છે" ન્યાયાધીશ બોલ્યો

"હાજી, તેમનો સમન્સ મે જોયો છે પણ તેમની તબિયત એટલી નરમ છે કે તે અહીં આવી શકે તેવી સ્થિતિમા નથી"

"એટલી બધી નરમ છે?"

"મારો એક મિત્ર ડોક્ટર છે તે કહે છે કે જમનાબાઇ બચશે નહિ, અને કદાચ બચશે તો દિવાના જેવી હાલતમા પોતાનુ જીવન પૂર્ણ કરશે"

ન્યાયાધીશ વિચારમા પડી ગયો તે બોલ્યો "ત્યારે શુ તેની પાસેથી કશી પણ વાત જાણવાની આશા નથી?"

"મને તો એમજ લાગે છે તે આજનો દિવસ કાઢશે કે કેમ એ બાબત મને શકા છે હું તેમને બેભાન અવસ્થામા મૂકીને અહીં આવ્યો છુ"

"તબિયત ક્યારથી નરમ થઇ છે?"

"થોડા દિવસથી નરમ હતી, પણ ગઇ કાલથી વધારે બગડી છે."

"વધારે બગડવાનું શુ કારણ?"

"ગઇ કાલે તેમણે વર્તમાન પત્ર વાચવા માડ્યું. તેમા આ ખૂનને લગતી હકીકત પર તેમની દ્દષ્ટિ જતા તે અચેત જેવા બની ગયા અને 'ગરીબ બાપડો!' એવા શબ્દો તેમના મુખમાંથી સરી પડ્યા"

"તમે ભૂલો છો તેણે 'ગરીબ બાપડી!' એમ કહ્યું હશે."

"નાજી, એ ઉદ્‌ગાર મારી આયા લક્ષ્મીબાઇ માટે હોય એમ હું માની શકતો નથી"

"એમ! વારૂ, પછી!"

"ત્યાર બાદ મેં નોકરની સહાયથી તેમને બિછાનાપર સુવાડીને ડોક્ટરને બોલાવ્યો ત્યારથી તે બેભાન છે. ડોક્ટર—"

"ઠીક, હવે બીજો પ્રશ્ન લક્ષ્મીબાઇનો કોઈ શત્રુ હોય એવું તમારા જાણવામા છે?"

"નાજી."

"એનો કોઇ શત્રુ ન હતો, તો પણ તેના ખૂનથી કોઇનો સ્વાર્થ સરે એવું તમને લાગે છે? જો લાગતું હોય તો કોનો સ્વાર્થ સરે તેમ છે તે તમે જણાવો" ન્યાયાધીશે મુદ્દાનો પ્રશ્ન કર્યો.

---

## પ્રકરણ ૨૪ મું.

### નવનિત ખુલાસો કરે છે.

આ પ્રશ્ન સાભળીને નવનિત ચમક્યો તે વિચારમા પડી ગયો. પોતાના પ્રશ્નનો જવાબ આપવાને માટે તે મુંઝવાતો હશે એમ ન્યાયાધીશે ધાર્યું

છેવટે નવનિતે જવાબ આપ્યોઃ "મારા ખ્યાલમા એવો કોઇ મનુષ્ય નથી"

"તમે સત્ય કહો છો? લક્ષ્મીબાઇના મૃત્યુથી કોઇને લાભ થાય તેમ નથી એમ તમે ચોક્કસપણે કહો છે?" ન્યાયાધીશે પ્રશ્નનો જ પ્રશ્ન બીજી રીતે રજુ કર્યો.

"સાહેબ! હું માત્ર એટલું કહી શકું છું કે લક્ષ્મીબાઇના મૃત્યુથી મારે પોતાને કદી પણ સુધારી ન શકાય એટલું મોટું નુકસાન સહન કરવું પડશે." નવનિતે જવાબ આપ્યો.

ન્યાયાધીશ સમજ્યો કે નવનિત પાસેથી પેલા કાગળો મેળવવાની આ તક સારી છે. હવે અબિકાપ્રસાદનુ નામ પ્રકટ કરવાની જરૂર નથી તે બોલ્યો "શુ ! તમને નુકસાન ? જરીક ખુલાસાથી જણાવો "

નવનિત આ પ્રશ્નનો જવાબ આપતા અચકાતો હોય એમ લાગતુ હતુ તે બોલ્યો "સાહેબ ! કોર્ટના પ્રશ્નનો જવાબ આપવો તે મારી ફરજ છે પરતુ તેમા ગુપ્ત રહસ્ય સમાયેલુ છે. તે પ્રકટ કરવાથી અમુક ઉચ્ચ અને ખાનદાન કુટુબની પ્રતિષ્ઠાને હાની પહોચવાની ભીતિ છે, તથાપિ જો આપ આગ્રહ જ કરતા હો તો—"

ન્યાયાધીશે તેના શિરસ્તેદાર સામે જોઇને કહ્યુ "વેણીપ્રસાદ !" આ એક જ શબ્દનો ઉચ્ચાર તેણે એવા ભાવપૂર્વક કર્યો કે શિરસ્તેદાર તેનો હેતુ સમજી ગયો અને ત્યાથી ઉઠીને ચાલતો થયો

ન્યાયાધીશની આ નમ્રતા માટે નવનિતે તેનો આભાર માનીને જણાવ્યુ. "સાહેબ ! મારા પ્રત્યે દર્શાવેલા ઔદાર્ય માટે હુ આપનો ઉપકૃત છુ જે ખુલાસો મારે કરવાનો છે એથી મને દુખ થશે, તથાપિ આપની પાસે તે રજુ કરવો એ મારી ફરજ છે."

"તમે જે વાર્તા પ્રકટ કરવા નહિ ઇચ્છતા હો તેની હું નોધ નહિ લઉં. તમે શાતિથી સત્ય હકીકત જણાવો "

"સાહેબ ! મારી હકીકત વિચિત્ર છે થોડા દિવસ પહેલા સુધી મારા પિતાનુ મને કશુ પણ જ્ઞાન ન હતુ જમનાબાઇને હું મારી માતા સમજી અનન્ય શ્રદ્ધાપૂર્વક હું તેની સેવા કરતો હતો. હું મહત્વાકાક્ષી હતો, હું જાણતો હતો કે જે મનુષ્ય પોતાના પિતાનુ નામ જણાવી ન શકે, પોતાના પિતાને લગતી કશી માહિતી આપી ન શકે તેની જગતમા પ્રતિષ્ઠા નથી મારી એ સ્થિતિ છે માટે મારે પ્રતિષ્ઠાની પ્રાપ્તિને ખાતર વિશેષ શ્રમ કરવો જોઇએ પરતુ અચાનક જેને હું મારી માતા માનતો હતો તે જમનાબાઈ ઉપર સરદાર કમળાપ્રસાદે લખેલા પ્રેમપૂર્ણ પત્રો મારા વાચવામા આવ્યા તે ઉપરથી હું

સમજી શક્યો કે જમનાબાઈ મારી માતા નથી અને હું સરદાર કમળાપ્રસાદનો પુત્ર છુ "

એ પ્રમાણે કહીને જે હકીકત તેણે અબિકાપ્રસાદને જણાવી હતી તે સર્વ ન્યાયાધીશને કહી સભળાવી માત્ર તફાવત એટલો હતો કે અબિકાપ્રસાદ પાસે તે લાગણી પૂર્વક બોલતો હતો; જ્યારે અહીં ન્યાયાધીશ પાસે તે લાગણીરહિત અત:કરણથી શાતપણે કહેતો હતો.

તેણે ઉમેર્યું "આ પત્રો મારા જોવામા આવ્યા પરતુ એટલા પૂરાવાથી કાંઈ વળે નહિ સરદાર કમળાપ્રસાદ કે જમનાબાઇ મારી વાતને કદી પણ ટેકો આપે નહિ મને આશા હતી કે લક્ષ્મીબાઇનો મારા ઉપર પ્રેમ હોવાથી તે આ ગુપ્ત વાર્તા પ્રકટ કરીને મને ટેકો આપશે ખરી પરતુ તે બિચારી મરણ પામી છે એટલે સરદાર સાહેબના પત્રો મારે માટે નકામા છે "

પછી તેણે જમનાબાઈ તરફથી પોતાને મળેલો જવાબ જણાવ્યો: "જમનાબાઇએ પ્રથમ તો એમ કહ્યુ કે છોકરાઓની અદલાબદલી થઇ નથી પરતુ પાછળથી મે પૂરાવા રજુ કર્યા તેથી તે ગભરાઈ ગઈ અને તેણે સત્ય હકીકત કબૂલ કરી જો કે મારી ખાત્રી છે કે તે બીજા કોઇની પાસે તે વાર્તા કબૂલ કરશે નહિ કેમકે તેનો છોકરો અત્યારે જે સત્તા ભોગવે છે, તે કાયમને માટે ભોગવ્યા કરે એવી તેની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે વળી અત્યારે તો તેની એવી સ્થિતિ છે કે એક પણ શબ્દ તેના મુખમાથી નિકળી શકે તેમ નથી."

આટલું કહ્યા પછી તેણે અનતપ્રસાદની સાથે પોતાને થયેલી વાત જણાવી આ હકીકત જણાવતા તેણે સ્હેજ ભૂલ કરી હતી; તથાપિ તેના કથનથી અનંતપ્રસાદને જરીકે નુકસાન થાય તેમ ન હતું. તેણે અનતપ્રસાદની પ્રશસા કરતા કહ્યુ કે "મારા કથન ઉપર અનંતપ્રસાદને વિશ્વાસ આવ્યો ન હતો; તો પણ તે ઉદાર અને મક્કમ વિચારનો હોવાથી જો મારો હક્ક વાજબી હોવાની તેની ખાત્રી થાય તો મારા કથનનો સ્વીકાર કરવાને તૈયાર હતો."

ન્યાયાધીશ બોલ્યો "આ પ્રમાણે હકીકત હોવા છતા લક્ષ્મી-બાઇના ખૂનથી કોઇને પણ લાભ થાય તેમ નથી, એવુ તમે શા માટે કહ્યુ હતુ ?"

નવનિતે કશો પણ જવાબ આપ્યો નહિ. એટલે ન્યાયાધીશ આગળ બોલ્યો "આ લક્ષ્મીબાઇના મૃત્યુથી અનતપ્રસાદની સ્થિતિ મજબૂત થઈ છે. જમનાબાઇની સ્થિતિ ખરાબ છે, સરદાર આ વાર્તા કબૂલ કરશે નહિ, તમારા પત્રો ઉપરથી કશો ચોક્કસ પૂરાવો મળી શકે તેમ નથી એટલે આ ખૂનથી ખરો લાભ અનતપ્રસાદને થયો છે"

નવનિત ત્વરાથી બોલ્યો "નહિ, સાહેબ! આવો અભિપ્રાય એકદમ બાધી ન દો! અનતપ્રસાદને શી ભીતિ હતી? મે તેને બિલકુલ ધમકી આપી હતી નહિ મે માત્ર સત્ય હકીકત જણાવી હતી અને તેનો નિર્ણય કરવાનુ પણ તેને સુપ્રત કર્યું હતું"

"અને તેણે તે સમયે વિચાર માટે અમુક વખતની માગણી કરી હશે ?"

"હાજી, મે તેને મારી સાથે લક્ષ્મીબાઇને ત્યા આવવા વિનતિ કરી કારણ કે લક્ષ્મીબાઇના મુખેથી સત્ય હકીકત શ્રવણ કરતા કશી શંકા રહે નહિ પરતુ તે મારા કથનનો અર્થ સમજ્યો નહિ તે તેના પિતા સાથે અવારનવાર લક્ષ્મીબાઇને ત્યા જતો હતો. મારા સાભળવા મુજબ સરદાર સાહેબ લક્ષ્મીબાઇને અનેક વાર મોટી રકમ આપતા હતા"

"અનતપ્રસાદ તમારી સાથે લક્ષ્મીબાઇને ત્યા આવવાને શા માટે તૈયાર ન થયો તે તમે કહી શકશો ?" ન્યાયાધીશે પૂછ્યું

"હાજી, તેણે સહુથી પહેલા એ વિષયમા સરદાર સાહેબનો ખુલાસો મેળવવાની ઇચ્છા પ્રકટ કરી હતી સરદારસાહેબ બહારગામ ગયા હતા અને થોડા દિવસમા આવનાર હતા" નવનિતે જવાબ આપ્યો.

નવનિતની સરલતા જોઇને ન્યાયાધીશને આનંદ થયો. નવનિત

કશુ પણ છૂપાવ્યા સિવાય ખૂલ્લા અ ત-કરણથી બોલે છે એમ તેને લાગ્યા સિવાય રહ્યુ નહિ.

" મારા પિતાની સાથે વાત કરવાની મને તક મળશે એ જાણીને મને આન દ થયો. મારી પાસે પૂરાવા પૂરતા હતા, પર તુ અમારા ઉચ્ચ અને પ્રતિષ્ઠિત કુટુબને ડામાડોળ કરવાની મારી ઇચ્છા ન હતી બધુ સમાધાનીથી અને ઘરમેળે જ પતાવી દેવાનો મે નિશ્ચય કર્યો હતો

" એટલે ' શુ તમે કોર્ટમા ફરિયાદ ન કરત ? "

" બિલકુલ નહિ ' અન તપ્રસાદ ગમે તેમ પણ મારા પિતાનો પુત્ર–મારો ભાઇ છે. મારા હક્કને માટે તેને બદનામ કરવાનુ અનિષ્ટ પગલું હું કદી પણ ભરૂ નહિ "

ન્યાયાધીશના મનમા નવનિત માટેનુ માન વૃદ્ધિ ગત થયુ. તે બોલ્યો " તમારો વિચાર ખરેખર પ્રશ સનીય છે. "

" એમા કશું પ્રશ સા કરવા જેવુ નથી જો હું ખાનદાન પિતાનો પુત્ર હોઉં, તો મારા લાભને ખાતર તેમને શરમાવુ પડે, એવુ' કૃત્ય ન કરવુ જોઇએ મારો વિચાર એવો હતો કે જો સરદાર સાહેબ મારી વિનતિનો સ્વીકાર કરે તો ભલે, અને જો ન કરે તો અન ત-પ્રસાદને જ તે પદ ભોગવવા દેવુ હુ પોતે તો શ્રમ કરીને જગતમા મારી પ્રતિષ્ઠાને વધારત હા, હું માત્ર તેમની પાસેથી આર્થિક વિષ-યમા માગણી કરત. કારણ કે જગતમા આગળ વધવાને માટે પૈસાની જરૂર છે તે મારી પાસે નથી તેમ મારો ધ ધો એટલો સારો ચાલતો નથી કે હું તે મેળવી શકુ જમનાબાઇને મારા પિતા પાસેથી પુષ્કળ રકમ મળતી હતી, પણ કેટલીક તેણે મારા શિક્ષણમા ખર્ચી નાખી અને બાકીની રકમ ગૃહખર્ચમા ઉડાવી દીધી. હું મારા પિતાનું ખૂરૂં ઇચ્છતો નથી. માત્ર મને એટલું જ લાગી આવે છે કે મારી આયા લ-ક્ષ્મીબાઇનું ખૂન થવાથી મારી તમામ આશા ધૂળમા મળી ગઇ છે. "

" નવનિતરાય ! નિરાશ ન થાઓ. " ન્યાયાધીશ આશ્વાસન

પૂર્ણ સ્વરે બોલ્યો "તમારે આશાનો પરિત્યાગ કરવાથી જરૂર નથી. હું કશી પણ વાર્ત્તા તમારાથી ગુપ્ત રાખવા ઇચ્છતો નથી. વિધવા લક્ષ્મીબાઇનો ખૂની મળી આવ્યો છે સરદાર કમળાપ્રસાદનો પુત્ર અનંતપ્રસાદ અત્યારે પરહેજ થઇ ચૂક્યો હશે !"

આ શબ્દો સાભળીને નવનિત અત્યંત ગભરાયેલો દેખાયો તે બોલ્યો "આપ શું કહો છો ? હું સ્વપ્નમા તો નથી ?"

"ના, તમે જે સાભળ્યુ છે તે તદ્દન ખરૂં છે તમે સરલતા પૂર્વક જણાવેલી સત્ય હકીકતથી મારા કાર્યને પુષ્કળ સહાયતા મળી છે અને તે માટે હુ તમને અભિનંદન આપુ છુ અત્યારે મારે કેટલુક કામ છે પરંતુ આવતી કાલે હુ રીતસર તમારી જુબાની લઇશ હુ આશા રાખુ છુ કે તમે કાલે તમારી પાસેના કાગળો પણ લેતા આવશો "

"અરે, સાહેબ ! આપની આજ્ઞા હોય તો અત્યારે જ કાગળો લઇ આવુ "

"ભલે લઇ આવો હુ તમામ કાગળો વાચી રાખીશ,"

નવનિત નમન કરીને બહાર નિકળ્યો તે બહાર ઊભો હતો તે વખતે તેણે અંબિકાપ્રસાદને કોર્ટમા આવતો જોયો તે ત્વરાથી ચાલતો હતો તેનામા આટલી ચપળતા નવનિતે કદી જોઈ ન હતી તેને આશ્ચર્ય થયુ તે કાગળો લેવાને માટે ચાલ્યો ગયો

અંબિકાપ્રસાદ કૂદતો, ફલંગો ભરતો, કોર્ટના હૉલમા દાખલ થયો આ વખતે શિરસ્તેદાર અંદર આવી ગયો હતો

અંબિકાપ્રસાદ હૉલમા દાખલ થઇને આવેશપૂર્ણ ભાષામા બોલ્યો "પરહેજ કર્યો ! પકડયો ! કચર્યો ! બાધ્યો ! સપડાવ્યો ! દબાવ્યો ! કેદ કર્યો ! આપણને આપણો તહોમતદાર મળ્યો !"

આ શબ્દો અંબિકાપ્રસાદ એવી રીતે બોલ્યો કે શિરસ્તેદાર ખડખડાટ હસી પડયો તે પોતાના હાસ્યને એકદમ ખાળી શકયો નહિ અરે આ વિચાર આવવાથી તે પોતાને ઘેર ગયો અને રાત્રે સૂતો

ત્યાંસુધી તેને હસવું આવતું હતુ હસી હસીને તેના પેટમાં દુખવા આવ્યું એમ કહીએ તો ચાલે

ન્યાયાધીશ સ્હેજ કડક સ્વરે બોલ્યા "અંબિકાપ્રસાદ! સભ્યતાનો વિચાર રાખો અને શાંત થાઓ!"

"નહિ, સાહેબ! હું શાંત નહિ થાઉં મારો ભવિષ્યવાદ ખરો ઠર્યો છે, બધા મજબૂત પૂરાવા મળ્યા છે મે જે જે અનુમાન બાંધ્યા હતા, તર્ક કર્યા હતા તે સર્વ ખરૂં ઠર્યું છે અગત્યની બાબતની મે નોંધ કરી લીધી છે હું અભિમાનપૂર્વક કહું છુ કે મારી કાર્યપદ્ધતિનું અનિષ્ટ પરિણામ કદી પણ આવે નહિ. અત્યારે જો પેસ્તનજી શેઠ હાજર હોત તો ભારે મજાહ પડત. તે તો બાપડા છેલકડીવાળા માણુસની પાછળ પડયો છે તે તેને પકડી પાડશે. આવા માણુસને ડિટેક્ટિવ ખાતાના વડા તરીકે રાખવા માટે હું રાજ્યને ધન્યવાદ આપુ છુ! પેસ્તનજીને માસિક પગાર શો આપો છો?"

"મી અંબિકાપ્રસાદ! તમે કૃપા કરીને ગંભીર થાઓ તો આપણે આપણું કાર્ય વ્યવસ્થાપૂર્વક આગળ ચલાવી શકીએ."

"અરે સાહેબ! હવે કામ ચલાવવાનુ શુ બાકી રહ્યુ છે? પેલી સીગારેટનો કકડો ખૂનીને બતાવશો અને પછી તેના પગલાના નિશાન બતાવશો કે તુરત જ કબૂલ કરી દેશે તમે કહો તેવી શરત કરવાને હું તૈયાર છુ હું તો એમ કહુ છુ કે તેને માટે ફાસીની સજાનો ચૂકાદો આપ લખી રાખો અને ફાસીને સારૂ માચડો તથા મજબૂત દોરી તૈયાર કરવાની પણ આજ્ઞા કરો"

છેવટે ન્યાયાધીશે અંબિકાપ્રસાદ પાસેથી ધીમે ધીમે તમામ હકીકત કઢાવી. 'મારો સર્વનાશ થયો!' એવા અનંતપ્રસાદે ઉચ્ચારેલા શબ્દો સાભળીને તેને અત્યંત આશ્ચર્ય થયુ.

"અરે આ તેના શબ્દો જ તેને તહોમતદાર ઠરાવવાને માટે પૂરતા છે." ન્યાયાધીશે કહ્યુ.

"હાજી, જો તેણે એ કાર્ય કર્યું ન હોત તો એવા શબ્દો તે

ઉચ્ચારત જ નહિ " વળી અમે તેને તે નિદ્રામાથી જાગૃત થયો તે વખતે જ દબાવ્યો હતો અને તેથી જે સત્ય હતુ એ તેના મુખમાથી ગાફલપણામા સરી પડ્યુ. જો કે એથી આપણે એકદમ આનદ પામવાનુ કારણ નથી કેમકે તે પોતાના એ શબ્દો માટે અનેક પ્રકારના વિચિત્ર કારણો શોધી કાઢશે "

"ખરેખર, અબિકાપ્રસાદ ! તુ પણ અજબ મનુષ્ય છે" ન્યાયાધીશ મનોગત બોલ્યો પછી તેણે મોટેથી કહ્યુ "પેલો નવનિતરાય વકિલ હમણા જ મારી પાસેથી ગયો "

"આપે નવનિતની જુબાની લીધી ?" અબિકાપ્રસાદનુ મુખ ઉતરી ગયુ તેનો આનદ અદૃશ્ય થઇ ગયો "શુ આ સર્વ હકીકત તે જાણતો હતો ? પોતાની ઇચ્છાથી તે આવ્યો હતો ?"

"ના ના, મે તેનાપર સમન્સ કાઢ્યો હતો તમારે બ્હીવાની જરૂર નથી મે તમારૂં નામ આપ્યા સિવાય જ તેની પાસેથી બધી વાત કઢાવી છે "

"હવે મને શાતિ થઈ વારૂ સાહેબ ! તેને માટે આપનો અભિપ્રાય શો પડ્યો ?"

"મારી તો ખાત્રી થઇ છે કે તે સરલ અંતઃકરણનો અને ઉદાર વૃત્તિનો છે તેનો સ્વભાવ ગભીર અને દયાળુ છે તેનુ અતર તદ્દન સ્વચ્છ છે. આવો માણસ તમારો મિત્ર છે એ જાણીને મને અત્યત આનદ થાય છે "

"હા સાહેબ ! મારો તેનાપર સપૂર્ણ પ્રેમ છે મે પ્રથમથી જ આપને કહ્યુ હતું કે તે ઘણો જ સિધો અને સાદો છે. મારા મૃત્યુપશ્ચાત્ મારી મિલકતનો વારસ તે જ થશે. મારા વસિયતનામામા મે જમનાબાઇને અમુક રકમ આપવાનું જણાવ્યુ છે પણ તે કલમ આજે જ હું રદ કરવાનો છુ "

"રદ કરવાની જરૂર નથી. જમનાબાઇ માત્ર હવે થોડા દિવસની જ મહેમાન છે."

"શુ ! જમનાબાઇ મરી જશે ? તો તો નવનિત દિવાનો બની જશે ના ના, જો એ તેની મા ન હોય તો તેણે શા માટે તેના મૃત્યુનો શોક કરવો ? અહો ! જ્યારે આ હકીકત મારા જાણવામાં ન હતી ત્યારે હું જમનાબાઇને બ્હેન કરતા પણ અધિક ચાહતો હતો વારૂ, હું અન તપ્રસાદને પરહેજ કરીને ત્યાથી નિકળ્યો તે વખતે એક નોકરના કહેવા ઉપરથી જાણ્યુ હતુ કે સરદાર આ સમાચાર સાભળીને બેશુદ્ધ બની ગયા હતા "

"જો સરદારને કાંઈ થાય તો નવનિતના દુ ખનો પાર રહે નહિ "

"કેમ ?"

"આ કેસમા નવનિતના લાભને માટે સરદારની જુબાની ખાસ અગત્યની છે લક્ષ્મીબાઈ મરી ગઈ છે, જમનાબાઇ મરી જશે અથવા દિવાની બની જશે, સરદાર કદાચ મરી જાય, તો પછી તેણે પોતાની યુક્તિ અમલમા મૂકવા બાબત પોતાના પત્રોમા લખ્યું છે તે અમલમા આવી હતી કે નહિ તે આપણને કોણ જણાવશે ?" ન્યાયાધીશે મુશ્કેલી દર્શાવી

"સાચી વાત ! એનો મને ખ્યાલ ન આવ્યો. પણ હું નથી ધારતો કે સરદાર—"

અંબિકાપ્રસાદ પોતાનુ વાક્ય પૂરૂ કરે તે પહેલા કોર્ટમા એક દમામદાર સદ્‌ગૃહસ્થે પ્રવેશ કર્યો તે મ દ મ દ ચાલતો હતો. તેણે મૂલ્યવાન્ પોશાક ધારણ કર્યો હતો. તેનો ચ્હેરો દમામદાર હોવા છતા અત્યારે નિસ્તેજ દેખાતો હતો

આ ગૃહસ્થ સરદાર કમળાપ્રસાદ હતો

## પ્રકરણ ૨૫ મું.

### સરદારની જુબાની.

ગઇ કાલે પોતાના પુત્રની સાથે થયેલ વાતને પરિણામે માત્ર એક જ રાત્રીમાં સરદાર કમળાપ્રસાદના મન તથા શરીર ઉપર ઘણી

જ અસર થઇ હતી ગઈ કાલે વૃદ્ધ હોવા છતા જુવાન જેવો દેખાતો સરદાર આજે તદ્દન વૃદ્ધ બની ગયો હતો જાણે તેનુ શરીર રક્ત-માસવિહીન હાડપિંજર જેવુ લાગતું હતું તેનુ ગઈ કાલનું ગુમાન અદૃશ્ય બની ગયુ હતુ તેના તેજહીન નિર્જીવ નેત્રો તેના મનની નિરાશાને પ્રકટ કરતા હતા તેની આવી સ્થિતિ જેવાથી ન્યાયાધી-શને ખેદ થયો, અંબિકાપ્રસાદ આશ્ચર્યચકિત થયો અને શિરસ્તેદાર પણ ગળગળો થઈ ગયો

" વેણીપ્રસાદ ! " ન્યાયાધીશ આજ્ઞાદર્શક સ્વરે બોલ્યો " અંબિકાપ્રસાદ સાથે પોલિસ ઈન્સ્પેક્ટર પાસે જઇને તેણે કરેલી નોધ લઇ આવો "

પોતાને જવાની આજ્ઞા થવાથી અંબિકાપ્રસાદને દિલગીરી થઇ પણ હવે અહીં રહેવુ તે યોગ્ય નહિ તે તથા શિરસ્તેદાર ચાલ્યા ગયા સરદારે તેમની સામે દૃષ્ટિ પણ કરી નહિ

ન્યાયાધીશે એક ખુરસી તરફ આગળી કરીને સરદારને તેનાપર બેસવા કહ્યુ સરદાર કમળાપ્રસાદ ખુરસી પર બેઠો અને સ્મિત કરતા બોલ્યો " મારી તબિયત નરમ હોવાથી મારે ખુરસીપર બેસવુ પડશે તે માટે ક્ષમા કરશો "

એક સામાન્ય ન્યાયાધીશની ક્ષમા માગતા સરદારના મનમા કાઇનુ કાઈ થતું હતું પરતુ અત્યારે તે એક મોટા અધિકારી તરીકે નહિ પણ સાક્ષી તરીકે અહીં આવ્યો હતો

ન્યાયાધીશ બોલ્યો " સરદાર સાહેબ ! હુ તમારી પાસેથી કેટલીક હકીકત મેળવવાની આશા રાખતો હતો, પરતુ તમારી ત-બિયત નરમ હોવાથી મને લાગે છે કે મારી તે આશા પાર પડી શકશે નહિ "

" હું આપની લાગણી માટે આભાર માનું છુ મારી તબિ-યત એટલી બધી નરમ નથી મારા પુત્રને પરહેજ કરવાનું સા-ભળવામા આવતા હું બેશુદ્ધ બની ગયો હતો મારા નોકરો એમ

માનતા હતા કે હું મરી ગયો છુ પણ મારો બાંધો મજબૂત હોવાથી પ્રાણુ દેહનો ત્યાગ કરી ગયો નહિ જો હું મૃત્યુ પામ્યો હોત તો મને અત્યંત આનંદ થાત, પરંતુ મારા પ્રારબ્ધમા દુઃખ ભોગવવાનું લખ્યુ હશે તે કેમ મિથ્યા થાય ?"

"દિલગીર ન થાઓ. ઈશ્વર સહુ સારૂ કરશે" ન્યાયાધીશે આશ્વાસન આપ્યુ

"હાય ! મારા જેવો દુર્ભાગી બીજો કોઇ નહિ હોય મારા દોષની મને સજા થવી જ જોઇએ—સજા થઈ છે મારો પુત્ર અનંતપ્રસાદ કોર્ટમા કેદી તરીકે હાજર થાય તે શુ ઓછી વાત છે ? સાહેબ ! તમે મને પણુ સખ્ત સજા કરજો, કેમકે ખરો ગુન્હેગાર તો હું જ છું મારી ભૂલથી જ મારૂ ડાઘ વગરનુ કુળ કલંકિત બન્યુ છે"

ન્યાયાધીશ સરદાર કમળાપ્રસાદને અભિમાની માનતો હતો. તેણે તેનું અભિમાન ઉતારવાનો, તેના વર્ત્તન ઉપર સજ્જડ ટીકા કરવાનો વિચાર કર્યો હતો પરંતુ અત્યારે પોતાની સમક્ષ સરદારને પોતાના પાપને માટે અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરતો જોવાથી તેનો ગુસ્સો શમી ગયો, તેના મનમા તિરસ્કારનું સ્થાન દયાએ લીધું.

સરદાર બોલ્યોઃ "સાહેબ ! લખો, હું કશુ પણ છૂપાવીશ નહિ. મારા તરફ દયા દર્શાવશો નહિ હવે મને કશો ડર નથી. જે બદનામી થવાની હતી તે થઇ ગઇ છે શિક્ષાને પાત્ર હું જ છુ એમ જગત જાણે એવી મારી ઇચ્છા છે કારણ કે જે કાંઈ બન્યુ છે તેમા કારણભૂત હું જ છું"

તે કશું યાદ કરવાને માટે મૌન રહ્યો એક પળ પછી પુનઃ મક્કમ સ્વરે બોલ્યોઃ "સાહેબ ! હું મારા અનંત જેવડો હતો ત્યારે મારી અનિચ્છા છતા મારા પિતાશ્રીએ એક સરદારની પુત્રી સાથે મારૂં લગ્ન કર્યું હતું મેં તેને લેશ પણ સુખ આપ્યું નથી. કેમકે મારો તેના ઉપર બિલકુલ પ્રેમ ન હતો. એક અન્ય સ્રીએ મારા

પ્રેમનુ આકર્ષણ કરી લીધુ હતુ તેને ઘણા દીર્ઘકાળથી મેં મારૂ હૃદય સોપ્યુ હતું. તે નિષ્પાપ, પવિત્ર પ્રેમ મૂર્તિ છે એમ હું માનતો હતો. તેનુ નામ જમના હતુ હું તેને યમુના કહેતો મારૂં લગ્ન થયું પણ હું તેનો ત્યાગ કરી શકયો નહિ અમારો સબધ અગાઉની માફક જ ચાલુ રહ્યો

"મારી પત્ની તથા મારી આ પ્રિયતમાને એકી સાથેજ પ્રસવ થયો આવો પ્રસગ પ્રાપ્ત થવાથી મારા મનમા એક વિચાર ઉદ્ભવ્યો મારી પત્નીના પુત્રના હક્કનો ભોગ આપીને મારી પ્રિયતમાના પુત્રને સુખી કરવો એ વિચાર મે યમુનાને જણાવ્યો તેણે એ વિચારનો વિરોધ કર્યો એથી મને આશ્ચર્ય થયુ તેનો માતા તરીકેનો શુદ્ધ પ્રેમ તેના પુત્રને સરદારપદ ઉપર આવતા અટકાવતો હતો તે સમયે એ વિષયમા તેણે લખેલા પત્રો મારી મૂર્ખતાના સ્મરણચિહ્ન તરીકે મે સાચવી રાખ્યા છે મે તેની પ્રાર્થનાનો શા માટે અસ્વીકાર કર્યો હશે? મને લાગે છે કે તે વખતે હું દિવાનો બની ગયો હોઇશ મે તેને તજી દેવાની ધમકી આપી એટલે પછી તે મારો વિરોધ કરી શકી નહિ છોકરાઓની અદલાબદલી કરવાનુ કાર્ય મારા એક વિશ્વાસુ નોકર તથા જેનું ખૂન થયુ છે તે વિધવા લક્ષ્મીબાઇને સોપ્યું હતું. એ કાર્ય થયુ એટલે હવે કહેવાની જરૂર નથી કે અત્યારે જેને પરહેજ કરવામા આવ્યો છે તે મારી પત્નીનો નહિ પણ મારી પ્રિયતમાનો પુત્ર છે"

સરદાર કમળાપ્રસાદ આમ સ્પષ્ટ રીતે તમામ હકીકત સ્વેચ્છાપૂર્વક જણાવશે એવી ન્યાયાધીશને આશા ન હતી તે બોલ્યો "સરદાર સાહેબ! ત્યારે નવનિતરાય આપના પત્નીનો પુત્ર છે અને આપનો ખરો વારસ છે એ વાતનો આપ સ્વીકાર કરો છો?"

"હાજી," સરદાર કહેવા લાગ્યો "પોતાના શત્રુ ઉપર વિજય મેળવતા એક રાજકર્ત્તાને જેટલો આનંદ થાય તેથી પણ વિશેષ આનદ મારી યોજના પાર ઉતરવાથી મને થતો હતો મારી યમુ-

નાના પુત્રને મારા મકાનમા જોવાથી મને કેટલો બધો આનદ થયો હતો ? એ મારો વારસ થશે, મારી સર્વ મિલકત તેને મળશે, એ વિચારથી મારો હર્ષ હૃદયમા માતો નહિ મારી પત્નીના પુત્રને હું ધિક્કારતો હતો તેને મેં એક વખત પણ ચુબન કર્યું ન હતું. યમુનાનો સ્વભાવ ભલો હતો અને તેથી મારા આવા વર્તન માટે તે મને ઠપકો આપતી

"મારા આ સુખમા માત્ર એક વાતનુ દુ ખ હતુ આ છોકરાને મારી પત્ની પોતાનો જ પુત્ર સમજતી, તેના ઉપર પ્રેમ કરતી, તેને ચુબન કરતી એ જોઇને હું સળગી ઉઠતો હતો, તથાપિ તેને કશુ કહી શકતો નહિ, મારો ભેદ પ્રકટ કરી શકતો નહિ

"જો કે મારાથી બની શકે ત્યાસુધી હું મારી પત્ની તથા આ છોકરાને એકબીજાથી દૂર રાખતો. છેવટે મારી દુ ખી પત્ની પ્રભુના દરબારમા પહોચી ગઈ તેણે તે જીવતી હતી ત્યાસુધી મારી વિરુદ્ધ કદી પણ ફરિયાદ કરી ન હતી "

વખત વિશેષ પસાર થઈ ગયો હતો તથાપિ ન્યાયાધીશ સરદારને બોલતો અટકાવી શક્યો નહિ માત્ર તેને ટુ કામા પતાવવાની સૂચના કરી.

સરદારે જણાવ્યુ "મારી પત્નીના મૃત્યુથી મારા નેત્રમાથી એક પણ અશ્રુબિન્દુ ટપક્યુ ન હતું. મનુષ્ય મનમા ગમે તેટલો મલકાતો હોય છતા તેને તેના કર્મનુ ફળ મળ્યા સિવાય રહેતું નથી. મને પણ મારા કર્મનું ફળ મળ્યું યમુના ઉપર મારો પ્રેમ હતો. તેનો પણ મારા ઉપર સપૂર્ણ પ્રેમ છે એમ હું માનતો હતો. પરંતુ તેમા હું ઠગાયો હતો એક મનુષ્યદ્વારા મારા જાણવામા આવ્યું કે દશ વર્ષથી તેનો એક યાર હતો. પ્રથમ તે વાત હું માની શક્યો નહિ. અમારા પ્રેમમા ખતરો નાખવાને માટે આવી વાત કરવામાં આવે છે એવી મેં કલ્પના કરી. છતા બીજી વખત એક નનામો પત્ર એ વિષયમા મને મળ્યો. એથી મારૂં મન શકાશીલ બન્યું. એ બાબતની તપાસ કરવાનો મે નિશ્ચય કર્યો. મેં એક મનુષ્યને તે કાર્ય

સોપ્યું તેણે કરેલી તપાસમા એવું માલૂમ પડ્યુ કે એક યુવાન લશ્કરમા નોકર છે, તે રોજ સ્હાંજે તેને ત્યા આવે છે અને મધ્યરાત્રે ત્યાથી પસાર થઈ જાય છે કોઇ વાર પરોઢમા જાય છે તો રજાના દિવસમા તેને ત્યા રોકાય પણ છે એક સ્હાંજે તે મનુષ્ય મારી પાસે આવ્યો તેણે કહ્યું 'પેલો સવાર અત્યારે આવ્યો છે' હું તુરત યમુનાને ત્યા ગયો મને જોવાથી તેને કશો ગભરાટ થયેલો લાગ્યો નહિ તે મારી સન્મુખ આવી મારા કંઠે બાઝી પડી તેના માટેની મારી શંકા પિગળી ગઇ કોઇ બદમાશે તેની વિરૂદ્ધ મને ઉશ્કેર્યો હતો એ વાત હુ તેને કહેવા જતો હતો ત્યા ટેબલ ઉપર સિપાહીઓ પહેરે છે તેવા સફેદ હાથના મોજા મારા જોવામા આવ્યા તુરત હું ચમક્યો અને મારો ક્રોધ એકદમ વધી ગયો ક્રોધાવેશમા મારા હસ્તે કશું થઇ જશે એવા વિચારથી હું તુરત ત્યાથી ચાલી નિકળ્યો ત્યારપછી તેને ત્યા હું કદી પણ ગયો નથી તેણે મને પત્રો લખ્યા, રૂબરૂ મળવા પ્રયત્ન કર્યો, પણ હુ મારા નિશ્ચયમા મક્કમ રહ્યો તેનો મારા મકાનમા પ્રવેશ થઈ શક્યો નહિ

"હાય ! આ બનાવથી મારા હૃદયની કેવી સ્થિતિ થઇ હતી તે જો હુ તમને જણાવું તો તમને મારી જરૂર દયા આવ્યા સિવાય રહેશે નહિ મારા મનમા શકા ઉપજતી કે આ અનંતનો પિતા હું નહિ હોઉં ! જો તે બીજાના સબધથી ઉત્પન્ન થયો હોય છતા પણ જો તેના માટે મે મારા હકદાર પુત્રનો ભોગ આપ્યો હોય તો એ કેટલુ દુખદાયક ? પણ હવે બીજો માર્ગ ન હતો હું અનતને અત.કરણથી ધિક્કારતો છતા મારો ધિક્કાર પ્રકટ કરી શકતો નહિ. કારણ કે મારો પુત્ર પાછો મેળવવાનો પ્રયત્ન કરૂં તો મારી લોકોમા નિંદા થશે, એ વિચારથી હું થરથરતો હતો. મારા કુળને કલક લાગશે એવી મને ભીતિ હતી, તથાપિ મારા કુળને કલંકિત થતું અટકાવવાની અત્યારે મારામા શક્તિ નથી"

સરદાર મૌન બની ગયો તેના નેત્રોપર અશ્રુબિંદુ ચમકતા હતા.

# પ્રકરણ ૨૬ મું.

## સરદારની જુબાની–(ચાલુ).

એ સમયે હોલનુ દ્વાર ખૂલ્યુ અને શિરસ્તેદાર દષ્ટિએ પડયો. ન્યાયાધીશે તેને અંદર આવવા ઇશારત કરી પછી તે દયાર્દ્ર સ્વરે સરદારને ઉદ્દેશીને બોલ્યો. "સરદાર સાહેબ ! તમે સમાજની દષ્ટિએ તથા પરમેશ્વરની દષ્ટિએ ભયંકર પાપ કર્યું છે તેનુ પરિણામ કેવું આવ્યુ તે તમે જોયુ હવે તો એ પાપમાથી મુક્ત થવાનો બની શકે તેટલો પ્રયત્ન કરવો એ જ એક કર્ત્તવ્ય છે "

"હાજી, તે પાપમાથી મુક્ત થવાનો માત્ર એક માર્ગ છે અને તે હું અવશ્ય લઇશ " સરદારે કહ્યું

"સાહેબ ! હું તમારૂ કહેવુ સમજ્યો તમે તમારા ખરા પુત્રને જે પદ ઉપર સ્થાપિત કરવા ઇચ્છો છો તે પદને એ બિલકુલ લાયક છે એમ જાણીને તમને સંતોષ થયા વિના રહેશે નહિ તેણે સ્વાશ્રય અને બુદ્ધિબળથી આવશ્યક યોગ્યતા મેળવી છે. તેના સદ્વર્ત્તનને જોઇને મને સંતોષ થયો છે–તમારો એ પુત્ર તમારા કુળની કીર્ત્તિનો વિકાસ કરશે અને અનંતપ્રસાદ તમારા કુળનો નથી એવું જાહેર કરવાથી તમને કિંવા તમારા કોઈ પણ કુટુંબીને દિલગીરી થશે નહિ."

"બિલકુલ નહિ !" સરદાર સ્હેજ ગુસ્સાપૂર્વક બોલ્યોઃ "જો તે મારા વીર્યથી ઉત્પન્ન થયો હોત તો તેણે ક્યારનીયે આત્મહત્યા કરી હોત, અને તો પછી તેના રક્તથી કુટુંબનું કલંક સ્વચ્છ થઈ જાત "

સરદારના પ્રસ્તુત શબ્દોથી ન્યાયાધીશને આશ્ચર્ય થયું. તેણે પૂછ્યુંઃ "તમે એમ માનો છો કે અનંતપ્રસાદે લક્ષ્મીબાઇનું ખૂન કર્યું છે ?"

સરદારે જવાબ આપ્યો. "હું તો ગઇ કાલેજ અત્ર આવ્યો છું. એટલે મારી ગેરહાજરીમા બનેલા બનાવથી હું અજ્ઞાત છું. પરંતુ

જ્યારે તમે તેને પરહેજ કરવાનુ વારંટ કાઢ્યુ છે ત્યારે મારી ખાત્રી છે કે તેણે ગુન્હો કર્યો જ હશે કેમકે તમારી ખાત્રી થયા સિવાય તમે સરદાર કમળાપ્રસાદના પુત્ર ઉપર હાથ નાખવાનુ સાહસ કરો નહિ ”

ન્યાયાધીશ કમકમ્યો, તે વિચારમા પડી ગયો પોતે કરેલી ઉતાવળ માટે તેને પશ્ચાત્તાપ થયો સરદાર કમળાપ્રસાદ નરમ પડી ગયો છે એમ તે માનતો હતો પરતુ તેના છેવટના વાક્યથી જોઇ શકાતુ હતુ કે જો અનતપ્રસાદ નિર્દોષ હોય તો તેના ઉપર કાઢ-વામા આવેલા વારંટનો તે બદલો લીધા સિવાય રહેશે નહિ કારણ કે અનતપ્રસાદ તેનો પુત્ર હશે કે નહિ એ વિષયમા તેને વહેમ હતો, તથાપિ તે તેને પોતાના પુત્ર તરીકે પોતાના મકાનમા રાખી રહ્યો હતો અર્થાત્ અનતપ્રસાદનો તે બચાવ કર્યા સિવાય રહેશે નહિ આ વિચારો ત્વરાથી ન્યાયાધીશના મનમા આવી ગયા

તેણે પ્રશ્ન કર્યો “ તમારા પુત્રોની અદલાબદલીની ગુપ્ત વાર્તા પ્રકટ થઈ ગઇ છે એમ તમારા જાણવામા ક્યારે આવ્યુ ? ”

“ ગઇ કાલે હુ ગામથી આવ્યો ત્યારે અનંતે જ આ હકીકત મને જણાવી હતી તે ઉપરથી મને શકા આવે છે–” સરદારે જવાબ આપ્યો, પણ તે આગળ બોલતા અટકી ગયો

“ શી શકા આવે છે ? ”

“ સાહેબ ! જો અનતપ્રસાદે ગુન્હો નહિ કર્યો હોય તો તે ખરેખરો વીર પુરુષ છે એમ હું માનીશ ” સરદારે આડો જવાબ આપ્યો

“ વારૂ, ત્યારે તે નિર્દોષ છે એમ માનવાને તમારી પાસે કશા કારણ છે ખરા ? ” ન્યાયાધીશે પ્રશ્ન કર્યો તેના શબ્દોમા ઈર્ષ્યા જણાતી હતી

એ જોઇને સરદાર ચમક્યો તે ઊભો થઇ ગયો અને બોલ્યોઃ “ હું અનંતને ધિક્કારતો હતો પણ સાક્ષી તરીકે મારૂં કર્ત્તવ્ય

ન્યાયને સહાય આપવાનુ છે તે કર્ત્તવ્ય હું યથાર્થ રીતે બજાવીશ. અનતને ન્યાય મળવામા તેના તરફના મારા ધિક્કારને વચ્ચે આવવા દઇશ નહિ ”

“મે ભૂલ કરી !” ન્યાયાધીશ મનોગત બોલ્યો “મારે આ વૃદ્ધ પુરુષના દિલને દુખાવવુ જોઇતું ન હતું ”

“હવે હુ આપને સત્ય વાર્ત્તા જ જણાવીશ ” સરદારે કહ્યુ. “ગઇ કાલે અનતે આ પત્રો સબધી હકીકત મને જણાવી, ત્યારબાદ ખરી વાર્ત્તા શી છે એ જાણવાનો તેણે પ્રયત્ન કર્યો કારણ કે મારા ખરા પુત્રે તેને મારા તમામ પત્રો બતાવ્યા ન હતા. અમારી વચ્ચે તકરાર થઇ અનત સર્વસ્વ મારા ખરા પુત્રને સુપ્રત કરીને ચાલ્યો જવા માગતો હતો મારી ઇચ્છા મારા ખરા પુત્રના કબજામાથી મારા પત્રો મેળવી, બદલામા તેને મોટી રકમ આપી, તેના મનનું સમાધાન કરવાનો હતો પણ અનંત મારી સાથે મળતો થયો નહિ તેણે કહ્યું કે ‘જો તમે મને માત્ર થોડી ઘણી રકમ આપશો તો પણ મને સતોષ થશે.’ તેણે મારા મકાનનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો હતો

“મે તેને કહ્યુ. ‘આ પ્રમાણે કરવાથી જેની સાથે લગ્ન કરવાનો આજે બે વર્ષથી તુ વિચાર કરી રહ્યો છે તેની સાથે તારૂ લગ્ન થઇ શકશે નહિ ’ તેણે જવાબ આપ્યો: ‘એ કુમારિકાનો મારા પૈસા ઉપર નહિ પણ મારા ઉપર પ્રેમ છે. તેનું હૃદય મક્કમ છે. તે મારી સાથે જ લગ્ન કરશે, એટલે એ બાબત મને લેશ પણ ભીતિ નથી ’ ”

સરદારના આ શબ્દોથી ન્યાયાધીશના માથાપર વિજળી પડી. તે ક્ષણભર નિશ્ચેષ્ટ બની ગયો તેણે પોતાના અંત:કરણમા ઉછળતી લાગણીઓને છુપાવવાને માટે જે કાગળપર પોતે સરદારની જુબાની લખતો હતો તે વાચવા માડી. તેણે વિચાર્યું: ‘આ કેસની તપાસ

મે શા માટે હાથમા લીધી ? હું નિષ્પક્ષપાતી રહી શકીશ ? નિર્મળ ન્યાય આપી શકીશ ?"

તે થોડી વારે શાત થઇને બોલ્યો· "સાહેબ ! અનતપ્રસાદે તમને જે કહ્યુ તે પ્રશસનીય છે પણ તે વિધવા લક્ષ્મીબાઈના સબધમા કશુ બોલ્યો હતો ખરો ?"

"હા–હા, બરોબર !" સરદાર બોલ્યો. તેના મનમા અમુક કલ્પના આવવાથી તે ઉશ્કેરાઇ ગયો હોય એમ લાગતુ હતુ

"વિધવા લક્ષ્મીબાઇ જો સાક્ષી આપશે તો આપણે નવનિતરાય સામે ટકી શકીશુ નહિ એમ તેણે તમને કહ્યુ હશે ?" ન્યાયાધીશે કહ્યુ

"હા, એ પ્રમાણે જ કહ્યુ હતુ તેણે આ કારણને લઇને જ મારા મતનો વિરોધ કરેલો હોવો જોઇએ !" સરદારે જવાબ આપ્યો

"સરદાર સાહેબ ! અનતપ્રસાદ તથા આપની વચ્ચે શુ સંભાષણ એ વિષયમા થયું હતું તે જાણવાની જરૂર છે તો આપ સ્મરણશક્તિને તીવ્ર બનાવીને, કશુ પણ મૂકી દીધા સિવાય બને ત્યાસુધી અક્ષરેઅક્ષર જણાવવા કૃપા કરશો "

સરદારે ન્યાયાધીશની ઇચ્છાનો સ્વીકાર કરીને શાતિપૂર્વક આગલે દિવસે અનતપ્રસાદ સાથે પોતાને જે સભાષણ થયું હતુ તે કહી સભળાવ્યુ જાણે અત્યારે અનતપ્રસાદ પોતાની સામે હોય અને વાત કરતો હોય એવો તેને ભાસ થતો હતો તેણે કશી પણ હકીકત છૂપાવી ન હતી

જેમ જેમ સરદારનુ કથન આગળ ચાલતું ગયુ તેમ તેમ ન્યાયાધીશના મનમા પણ ખૂનીની ચતુરાઇ, કૌશલ્ય, આદિથી આશ્ચર્ય ઉત્પન્ન થવા લાગ્યુ તે મનોગત બોલ્યો "અહો ! આ ખૂની જેવો પાકો બદમાશ આ જગતમા બીજો કોણ હશે ? અંબિકાપ્રસાદની દીર્ઘદર્શિતા વખાણવા યોગ્ય છે તેની દરેકદરેક કલ્પના ખરી ઠરે છે તેનુ બુદ્ધિકૌશલ્ય આશ્ચર્ય પમાડનારૂં છે જો અંબિકાપ્રસાદ ન હોત

તો આ કેસમા ખરો ખૂની કદી પણ સપડાત નહિ. જ્યારે ખૂનનો બનાવ પ્રકાશમા આવે, તેના આસપાસના સયોગો જાહેરમા આવે, તે વખતે પોતાના ઉપર શંકા ન આવે, તે માટે તેણે સરદાર સાથેના સભાષણમા પોતાના દિલનુ ઔદાર્ય દર્શાવીને નવનિતને તેનો હક્ક સુપ્રત કરવાનો અસત આગ્રહ કર્યો હતો. તેના દરેકેદરેક શબ્દમા ઊંડો ભેદ સમાયો છે પોતાના ઇરાદાને અમલમા મૂકવામા તેની ચાણાક્ષતા કેટલી બધી છે? પૂરાવાને તોડી નાખવાને માટે અગાઉથી તે કેવી તૈયારી કરે છે? કશુ પણ તેની વિરૂદ્ધ જાય એવું મળી આવતું નથી કુસુમ' હા, કુસુમ પણ તેને છોડવા માગતી નથી તેણે કુસુમને પોતાની ખરી સ્થિતિની માહિતી આપી હશે? હા, મને લાગે છે કે માહિતી આપેલી હોવી જ જોઇએ પણ જો હું કુસુમ પાસે જઇને તેને પુન. મારા જાણવામા આવેલી આ સર્વ હકીકત જણાવુ તો શી હરકત છે? કુસુમ' કુસુમ' તુ આવા નરાધમ ઉપર તારા પ્રેમને મિથ્યા વેડફી નાખે છે, પણ હવે આ દુષ્ટ મનુષ્યનું ખરૂં ચિત્ર તારી દૃષ્ટિ સમક્ષ ખડું થશે અનંતપ્રસાદે ધાર્યું હશે કે 'જો હુ મારા પિતા પાસે નવનિતની તરફદારી કરીશ તો મારૂં મોટું દિલ જણાશે લક્ષ્મીબાઇના ખૂનની વાર્તા જાહેરમા આવતા મારા ઉપર વહેમ નહિ આવે અને નવનિત પોતાનો હક્ક સાબિત કરવાને માટે આવશે એટલે મારો પિતા પોતાના કુળને કલકિત નહિ થવા દેવાને માટે નવનિતે એ કાગળો બનાવટી ઊભા કર્યા છે એમ કહીને તેને તરછોડી કાઢશે અથવા તો તેને અમુક રકમ આપીને એ કાગળો ખરીદી લેશે.' આવો વિચાર આ ખૂનીનો હોવો જોઇએ માત્ર કુદરતની સહાયથી જ તેના વિરૂદ્ધમા બધુ બનવા પામ્યું છે, અને જ્યારે આવા મુશ્કેલીના પ્રસંગમા કુદરતે સહાય કરી છે ત્યારે આ માણસે ખૂન કર્યું હશે એ ચોક્કસ થાય છે."

---

# પ્રકરણ ૨૭ મું.

## ખરો પુત્ર !

ન્યાયાધીશના જેવા જ વિચારો સરદારના મનમા પણ ઉત્પન્ન થતા હતા ન્યાયાધીશે કહ્યુ " આપે જણાવેલી હકીકત ઉપરથી એમ માની શકાય છે કે અનંતપ્રસાદે અગાઉથી યોજના નક્કી કરીને પછી કાર્ય કર્યું હશે "

" તમારૂ અનુમાન સાચુ છે તે યોજના પણ કુશળતાપૂર્વક તૈયાર કરી હશે " સરદારે અનુમોદન આપ્યુ

તેજ વખતે નવનિતે અંદર પ્રવેશ કર્યો, એટલે સરદાર બોલતો બંધ થઇ ગયો નવનિત પોતાની સાથે એક પુઠુ લાવ્યો હતો તેની અંદર કાગળો હતા. તેણે સરદારને સભ્યતાપૂર્વક નમન કર્યું અને પછી તે ન્યાયાધીશ સામે દૃષ્ટિ કરીને ગભરાયેલા સ્વરે બોલ્યો " સાહેબ ! આ પત્રો ! જમનાબાઈની સ્થિતિ ઉત્તરોત્તર વિશેષ બગડતી જાય છે. માટે હુ જલ્દી જવાની રજા માગું છુ "

સરદારે આ શબ્દો સાભળ્યા તે નવનિત સામે જોઈ રહ્યો ન્યાયાધીશ ઉઠયો અને જ્યા સરદાર ઊભો હતો ત્યા આવીને બોલ્યો " સરદાર સાહેબ ! આ નવનિતરાયનો આપની સાથે પરિચય કરાવતા મને અત્યંત આનંદ થાય છે "

સરદારના ચ્હેરાપર આથી કશુ આશ્ચર્ય થયુ નહિ ' જમનાબાઇ ' ના નામનો નવનિતે ઉચ્ચાર કરવાથી તે તેને ઓળખી ગયો હતો પરતુ સરદારને પિછાનતા નવનિતના મસ્તક ઉપર જાણે મોટો આઘાત થયો હોય તે પ્રમાણે તે ખુરસીપર બેસી ગયો થોડી વારે તે સ્વસ્થ થયો તે તથા સરદાર બન્ને એક બીજાની સામે જોઇ રહ્યા

ન્યાયાધીશે જુદીજ આશા રાખી હતી આ બે જણાનો હું પરિચય કરાવીશ એટલે તે બન્ને એક બીજાને બાઝી પડશે અને તેમની આકસ્મિક મુલાકાતથી કશું નવીન જાણવાનું બની આવશે

એમ તે માનતો હતો પરંતુ તેની ઇચ્છા બર આવી નહિ નવનિત ગભરાઇ ગયો હતો. સરદાર લાગણીરહિત બની ગયો હતો.

આથી ન્યાયાધીશ જાણે સરદારને ઠપકો આપતો હોય તેવા ભાવપૂર્વક બોલ્યો "સરદાર સાહેબ ! આ યુવક તમારો ખરો વારસ છે એ વાર્તાનું સ્મરણ કરો "

હવે નવનિતના મનમા હિમ્મતે પ્રવેશ કર્યો તેણે બોલવાનો પ્રયત્ન કર્યો તે બોલતા અટકતો હતો "સરદાર સાહેબ ! મારી માત્ર એટલી જ ઇચ્છા–"

"તારે મને 'પિતા' શબ્દથી સબોધવો જોઇએ." સરદાર વચ્ચે બોલ્યો પછી તેણે ન્યાયાધીશને પૂછ્યુ "હવે મારે અહી રોકાવાની જરૂર છે ?"

"નાજી, માત્ર આપની જુબાની લખાઈ છે તે સાભળીને તેના પર આપની સહી કરો બીજુ કશુ કામ નથી વેણીપ્રસાદ ! સરદાર સાહેબની જુબાની વાચી સંભળાવ "

વેણીપ્રસાદે જુબાની વાચી જેમને કોર્ટનો અનુભવ હશે તેમને વેણીપ્રસાદને વાચતા સાભળીને આશ્ચર્ય થશે નહિ જાણે પંજાબ મેલ ધસમસતો આવતો હોય એટલી ત્વરાથી તે વાચતો હતો અમસ્તો ભલે ને ઝોકા ખાતો હોય પણ જુબાની વાચવામા એક મીનિટનો પણ નકામો વ્યય ન થવો જોઇએ એમ તે માનતો હતો વાચતા હસ્વદીર્ઘના ઉચ્ચારનો ભેદ રાખતો નહિ, લખવામા પણ તેણે એ બાબતનો ભેદ રાખ્યો ન હતો અલ્પવિરામ, પૂર્ણવિરામ, આશ્ચર્ય, સબોધન, પ્રશ્નાર્થ, વગેરે ચિહ્નો પાસે અટકવાની આવશ્યકતાનો તે જુબાની વાચવામા સ્વીકાર કરતો નહિ તે જુબાની વાચતા દમ ખાતો હશે કે નહિ તેની પણ શંકા પડતી.

જુબાની પૂરી થઇ એટલે સરદારે સહી કરી આપી પછી તેણે નવનિતને કહ્યુ "મારા દીકરા ! આજે હું અત્યંત અશક્ત બની ગયો છુ. ચાલવામા તારો ટેકો આપ."

તેણે નવનિતના ખભાપર હસ્ત મૂકયો એ વખતે નવનિતનો ચ્હેરો પ્રફુલ્લ બન્યો તે બે જણા બહાર નિકળ્યા ત્યારબાદ ન્યાયાધીશ બારી પાસે ઊભો રહીને આ બે તરફ જોઈ રહ્યો. તેઓ દેખાતા બંધ થયા એટલે તે પુનઃ પોતાના આસનપર બેઠો અને બોલ્યોઃ "આજનો દિન નિરર્થક ગયો નથી. એક મનુષ્યને સુખી બનાવવાને મે મારાથી બનતી કોશીસ કરી છે."

પછી તેણે સરદાર કમળાપ્રસાદના નોકરોની જુબાની લેવાનુ શરૂ કર્યું તેઓ કશુ વિશેષ કહી શકયા નહિ પરંતુ તે તમામ નોકરો અનંતપ્રસાદને ગુન્હેગાર સમજતા હતા એમ તેમના કથન ઉપરથી જણાઈ આવતુ હતુ છેલ્લા એક અઠવાડિયા થયા અનંતપ્રસાદનું વર્ત્તન વિચિત્ર બની ગયુ હતુ, અને તેથી તેની તરફ નોકરોનુ વિશેષ લક્ષ ખેંચાયુ હતુ એટલે તેમણે એક અઠવાડિયા દરમિયાનના અનંતપ્રસાદના શબ્દો, વર્ત્તન, તેની હીલચાલ, વગેરે તમામની માહિતી ન્યાયાધીશને આપી ઉપરાત તે સંબધમા પોતાનો અભિપ્રાય જણાવવાનુ પણ તેઓ ચૂકયા નહિ

જે મનુષ્યની આસપાસ વધારે નોકરો ઘેરાયેલા હોય છે તેનું કશું પણ કાર્ય ગુપ્ત રહી શકતું નથી નોકરો મુખ્ય હકીકત કદાચ જાણી ન શકે તો પણ આમા અમુક ગુપ્ત રહસ્ય સમાયેલુ છે એટલું તો જાણ્યા સિવાય રહે જ નહિ

અર્થાત્ ન્યાયાધીશની પાસે પુષ્કળ હકીકત એકઠી થઇ ખૂન થયુ તેના આગલા બે દિવસથી તે આજ સુધીની અનંતપ્રસાદની રજેરજ હીલચાલ ન્યાયાધીશના જાણવામા આવી ગઈ

ત્યારપછી તેણે ઈન્સ્પેકટરને બોલાવ્યો ઈન્સ્પેક્ટરે પોતે અનંતપ્રસાદને પરહેજ કર્યો તે વખતે "મારો સર્વનાશ થયો છે!" એવા અનંતપ્રસાદના મુખમાથી નિકળેલા શબ્દો જણાવ્યા. તેણે કહ્યુ કે "આ શબ્દો જ તેના ગુન્હાની કબૂલાતને માટે પૂરતા છે" ત્યારબાદ તેણે પોતે જપ્તીમા લીધેલી વસ્તુઓ રજુ કરી. ન્યાયાધીશે

તમામ વસ્તુઓ તપાસી જોઈ જ્લઆમમા જે પૂરાવો મળ્યો હતો તેની સાથે આ વસ્તુઓ રાખીને સરખાવી જોઇ ત્યારબાદ એ વસ્તુઓ ટેબલપર રાખીને તેનાપર કાગળો ઢાકી દીધા

આજે ને આજે કેદીની જુબાની લઇ લેવાની હતી વખત થોડો હતો તો હવે સમય શા સારૂ લગાડવો ? દશ માણસોને ગુન્હેગાર તરીકે સપડાવવાને માટે પૂરતા થઇ પડે એટલા પૂરાવા ન્યાયાધીશે માત્ર એક અનતપ્રસાદને માટે એકઠા કર્યા હતા અર્થાત્ અનંતપ્રસાદ પોતાનો બચાવ કરી શકશે નહિ એમ તેને લાગતું હતું આમ છતા પણ ન્યાયાધીશનુ મન શંકાશીલ હતું તેના પગ ધ્રૂજતા હતા. તેનું મન નિર્બળ બની ગયું હતું.

તે ચેમ્બરમા ગયો ત્યા જઇને તેણે ચહા પીધો તથા થોડો નાસ્તો ખાઈ લીધો તે પુન કોર્ટના હૉલમા આવ્યો અને ત્યારપછી તેણે કેદી અનંતપ્રસાદને હાજર કરવાની આજ્ઞા કરી

---

## પ્રકરણ ૨૮ મું.

### અનંતપ્રસાદ કેદી.

અનંતપ્રસાદને તેના બગલામા કેદ કરીને ઈન્સ્પેકટર તથા સિપાઇઓ તેને ગાડીમા બેસારીને કારાગૃહ તરફ લઇ જતા હતા આ ગાડી કાઇ રબરટાયરવાળી કે મજબૂત સ્પ્રિગવાળી ન હતી. એથી તે આમથી તેમ ઝોલા ખાતો હતો. પોતે કોઈ દિવસ આવી ગાડીમાં બેઠેલો નહિ હોવાથી તે અત્યત કટાળી ગયો હતો. પરંતુ તેનો કશો ઉપાય ન હતો તેને વિધવા લક્ષ્મીબાઇનો વિચાર થયા કરતો હતો એ સ્રીને ત્યા તે એક વખત તેના પિતાની સાથે ગયો હતો. તે સ્રીએ પિતાપુત્રનું યોગ્ય સ્વાગત કર્યું હતું વિધવા સરદારને નમ્રતાપૂર્વક અરજ કરતી હતી અને સરદારે છેવટે તેને થોડી નોટો આપી હતી.

અનંતપ્રસાદને ફોજદારી કોર્ટના મકાનમા જ આવેલી કાચી જેલમા લઈ જવામા આવ્યો અહીં તેના શરીરની રીતસરની તપાસ થઇ અને તેનુ નામ, નિશાન નોધી લેવામા આવ્યુ ત્યારબાદ તેના મનમા પોતાની પ્રિયપાત્રી કુસુમના વિચારો ઉપસ્થિત થયા

તેની નોધ થઇ રહ્યા બાદ બે સિપાઇઓ સાકડી ચાલીમા થઇને તેને આગળ લઈ ગયા ધોળે દિવસે પણ આ ભાગમા પુષ્કળ અંધકાર રહેતો હતો ત્યા એક ન્હાની કોટડી હતી તેનુ દ્વાર ખોલીને અનંતપ્રસાદને તે કોટડીમા દાખલ કરવામા આવ્યો દ્વાર બધ થયું અને બહાર તાળામા ચાવી ફરવાનો અવાજ સભળાયો તે એકલો પડયો

સર્વત્ર ભયકર શાતિ પથરાયેલી લાગતી હતી આખા જગતમા અત્યારે પોતે એકલો જ છે એવો ભાસ તેને થતો હતો આવો અનુભવ આજે તેને પહેલોજ થયો હતો, અને તેથી તેને આનંદ પણ થયો આ કોટડીમા તે દાખલ થયો તે વખતે બિલકુલ અંધકાર લાગતો હતો પણ થોડી વારે તેના નેત્રો એ અંધકારને વેધી શકયા અને એક ન્હાના જાળીયામાથી સૂર્યના થોડાક કિરણો તેના જોવામા આવ્યા એ કિરણોના પ્રકાશમા એક તુટેલી સીંદરીવાળો ન્હાનો ખાટલો તેના જોવામા આવ્યો તે આ ખાટલાપર સૂતો આ કોટડી ભેજવાળી હોવાથી તેને ઠડી લાગતી હતી એટલે ખાટલાપર પાથરેલું ગોદડુ ઓઢીને તે સૂઈ ગયો તેને અલ્પ સમયમા નિદ્રા આવી ગઈ

કોટડીની બહાર ચાલીમા બે સિપાઇઓ પહેરો ભરતા હતા. તેમાનો એક આશરે ત્રીશ વર્ષનો યુવાન હતો અને બીજો જેને યુવાનો ધરડો તથા વૃદ્ધો જુવાનીઓ કહે છે તેટલી ઉમરનો હતો તેઓ અવારનવાર કોટડીના દ્વાર પાસે કાન રાખીને સાભળવાનો પ્રયત્ન કરતા હતા

યુવાન પહેરેગીર બોલ્યો "આ માણસ ચાલાક અને પ્રામાણિક લાગે છે જ્યારે તેને ફાસીના માચડાપર ચડાવવામા આવશે ત્યારે તે કેવો ગભરાઇ જશે ?"

"એ કાઇ અત્યારે કહી શકાય નહિ વખતે બિલકુલ ગભરાય નહિ. દિનકરાય તો કહેતો હતો કે આ અત્યંત ભયંકર મનુષ્ય છે." બીજા પહેરેગીરે જવાબ આપ્યો

"પણ જૂઓ—જૂઓ ' તેણે ખાટલાપર પાથરેલું ગોદડું ઓઢી લીધું છે. શું તેને ખરેખરી નિદ્રા આવી ગઇ હશે ? અહો ' આવો મનુષ્ય મેં કદી પણ જોયો ન હતો શુ આવી સ્થિતિમા પણ ઉંઘ આવે ખરી ?"

વૃદ્ધે કહ્યુ "હજી તુ યુવાન છે તે સામાન્ય ગુન્હેગારો જોયા છે. ભયંકર કેદીઓનો તને પરિચય નથી જ્યારે તેઓ પકડાય છે ત્યારે થોડો સમય તેઓ કદાચ ગભરાઇ જાય છે ખરા, પરતુ થોડી વાર પછી પૂર્વવત્ સાવધ બની જાય છે "

તે બન્ને જણાના સંભાષણનો અંત આવે તેમ ન હતું બિચારા શુ કરે ? આવા ભયંકર સ્થળમા વખત પસાર કરવાને માટે કાંઇક તો કરવું જોઇએ ને ?

આનતપ્રસાદ લગભગ ત્રણેક કલાક સૂતો હશે તે જાગૃત થયો એ વખતે તેનુ મન તદ્દન શાત બની ગયુ હતુ જાગૃત થતાની સાથેજ પોતે કારાગૃહમા છે એ વાર્ત્તા તેના ખ્યાલમા આવી. તે મનોગત બોલ્યો "નવનિતે પોતાના હક્કને હાની ન પહોચે તેવી વ્યવસ્થા કરી હશે "

તેને આવી એકાતિક સ્થિતિનો કટાળો આવ્યો પોતાને આવા સ્થળે રાખવા કરતા કોઇ બદમાશ, અધમ મનુષ્યની સાથે રાખ્યો હોત તો પણ સારૂં હતું, તેની સાથે વાત કરવાનો લાભ તો મળત, એમ તેના મનને થયુ તેની દૃષ્ટિ તેના ડાબા હાથના કાડા તરફ ગઇ. ત્યા તે ઘડિયાળ બાધતો હતો ઘડિયાળમા કેટલા વાગ્યા છે એ જોવાની તેની ઇચ્છા હતી પરંતુ અહીં આવ્યા બાદ પોલિસે ઘડિયાળ લઇ લીધી હતી એ વાર્ત્તાનું તેને સ્મરણ થયું. તેણે પોતાના ગજવામા હાથ નાખ્યા. ગજવા પણ ખાલી હતા. એક પાઇ પણ

રહેવા દીધી ન હતી પોલિસની આ નિષ્ઠુરતા પ્રત્યે તેને તિરસ્કાર ઉપજ્યો પણ એ તિરસ્કાર શા કામનો ? હવે એક તત્ત્વવેત્તાની માફક તે નિશ્ચિંત બની ગયો એક માટલું તથા તેના ઉપર માટીનો ચડવો હતા ચડવા વડે માટલામાથી પાણી લઇને તેણે મુખપ્રક્ષાલન કરીને જળપાન કર્યું ત્યારબાદ પોતાના કપડા પરથી ધૂળ ખ ખેરી નાખી, કોલર સરખો કર્યો, નેકટાઇ પણ ફરીથી બાધ્યો માથાપરના વાળ આગળીઓ વડે વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો

તે ખાટલાપર બેઠો અને કાઇક બડબડવા લાગ્યો બહારના પહેરેગીરોને તેની હીલચાલપર દૃષ્ટિ રાખવાની સૂચના મળેલી હતી તે પ્રમાણે તેઓ બારણાની તડમાથી જોતા હતા તે શુ બડબડે છે તે સાભળવાનો તેમણે પ્રયત્ન કર્યો પર તુ તેમા તેમને યશ મળ્યો નહિ માત્ર ‘ પ્રતિષ્ઠા ’ એવો એક જ શબ્દ તેમના કાન ઉપર પડયો

વૃદ્ધ પહેરેગીર બોલ્યો “ આવા મોટા માણસો જ્યારે સપડાય છે ત્યારે તેમના મુખમાથી અવારનવાર ‘ પ્રતિષ્ઠા ’ શબ્દ જ નિકળે છે તેમને જેટલી ભીતિ તેમની પ્રતિષ્ઠા જવાની હોય છે તેટલી તેમનો પ્રાણ જવાની હોતી નથી ”

## પ્રકરણ ૨૯ મું.

### અનતપ્રસાદની તપાસ.

ન્યાયાધીશે અનતપ્રસાદને બોલાવવાની આજ્ઞા કરી એટલે પોલિસના બે સિપાઇઓ તેને લેવાને માટે આ સ્થળે આવ્યા તે વખતે અનતપ્રસાદ ખાટલા પર શાતપણે બેઠો હતો તે ઊડા વિચારમા પડી ગયો હતો. પોલિસને જોઇને તે ઊભો થયો. તેણે બોલવાનો પ્રયત્ન કર્યો, પણ તે બોલી શકયો નહિ તેણે થોડુંક જળપાન કર્યું

પછી તે બોલ્યો. "ચાલો, હું તૈયાર છુ."

તે પોલિસના સિપાઇની વચ્ચે મક્કમપણે ચાલતો હતો. તેના હાથમા હાથકડી નાખવામા આવી હતી. તેના બન્ને હાથપર મજબૂત દોરી બાધવામા આવી હતી અને સિપાઇઓએ દોરીના છેડા પકડયા હતા કારણ કે તે ભયકર કેદી હતો

ન્યાયાધીશ કેદીની રાહ ચિંતાપૂર્ણ વદને જોતો હતો તે મનોગત બોલ્યો આ કેસ મારે ચલાવવો એવી બુદ્ધિ મને કેમ થઈ? આ કેદી પ્રત્યે મારા મનમા ગુસ્સો છે, તિરસ્કાર છે, એક વખત તેનો નાશ કરવાની મે ઇચ્છા કરી હતી મારી રિવોલ્વર લઇને તેની પાસે પણ ગયો હતો અત્યારે હુ ન્યાયાધીશ છુ પણ એક ન્યાયાધીશ તરીકે હું નિષ્પક્ષપાતપણું જાળવી શકીશ ખરો. તેણે લક્ષ્મીબાઇનુ ખૂન કર્યું છે, મે અનતપ્રસાદનુ ખૂન કરવાનો ઇરાદો કર્યો હતો. કાયદો કોઇ પણ કૃત્યની સાથે ઇરાદાનો પણ વિચાર કરે છે. હવે જો કૃત્યના જેટલો જ ઇરાદો પણ શિક્ષાને લાયક ગણાતો હોય તો મને પણ ફાસીની જ શિક્ષા થવી જોઇએ"

તેણે પોલિસના સિપાઇઓના પગલાનો અવાજ સાભળ્યો ન્યાયાધીશ બોલી ઉઠયો "કેદી આવતો લાગે છે!"

અનતપ્રસાદે કોર્ટમા પ્રવેશ કર્યો તેનો ચ્હેરો ફીક્કો લાગતો હતો. તેની આખો દારૂડીયાના જેવી ઘેરાયેલી જણાતી હતી. ન્યાયાધીશ પણ અનતપ્રસાદને જોવાથી ઉશ્કેરાઈ ગયો હતો, ગભરાઈ ગયો હતો પોતાના વદન ઉપર પ્રકટ થતા વિકારોને છૂપાવવાને માટે કાયદાનું પુસ્તક મુખની આડું ધરીને જાણે તે વાચવામા ગુથાઈ ગયો હોય, એવો દેખાવ તેણે કર્યો હતો

થોડી વારે તેણે તપાસનો પ્રારભ કર્યો. પ્રથમ અનંતપ્રસાદનું નામ વગેરે લખવામા આવ્યુ. તેને સત્ય બોલવાની પ્રતિજ્ઞા અપાઈ.

પછી ન્યાયાધીશે પૂછ્યુ. "મહાશય! જે નામ તમે ધારણ કર્યું છે તે ધારણ કરવાનો તમને અધિકાર નથી એ તમે જાણતા હશો જ!"

" હાજી, હું જાણું છું કે હું સરદાર કમળાપ્રસાદનો હક્કદાર પુત્ર નથી તેઓ મને પોતાનો હક્કદાર પુત્ર ઠરાવવા માગતા હોય તો તેમ બની શકે એમ નથી એ પણ મારા જાણવામા છે "

" આ હકીકતનુ તમને જ્ઞાન થતા તમારા મનની કેવી સ્થિતિ થઈ હતી "

" મેં અસત્ય નહિ બોલવાની પ્રતિજ્ઞા લીધી છે એટલે હું કહીશ કે એ વાર્ત્તા મારા જાણવામા આવતા મને ઘણું જ લાગી આવ્યું હતું એક મનુષ્યની એકદમ પડતી દશા આવે તો એ તેને દુ:ખપ્રદ લાગ્યા સિવાય રહે નહિ તથાપિ નવનિતરાયના અધિકારને ગેરવાજબી ઠરાવવાનો વિચાર પણ મારા મનમા ઉદ્દ્ભવ્યો ન હતો અને હજી પણ તેને તેનું પદ સુપ્રત કરવાનો મારો વિચાર છે. એ વિચાર મે મારા પિતાશ્રીને પણ જણાવ્યો છે "

આ જવાબ કેદી પોતાના બચાવના માટે નથી આપતો ? ન્યાયાધીશે કેદીના બચાવને તોડી પાડવાનો પ્રયત્ન કરવાનો વિચાર કર્યો. તે બોલ્યો " નવનિત પાસેના પૂરાવાને અપૂર્ણ જણાવીને તમે કદાચ તમારો બચાવ કરો તે બનવા જોગ છે કેમકે તમારા પિતા કમળાપ્રસાદ તથા તમારી માતા જમનાબાઇ તમારો જ પક્ષ કરવાના માત્ર નવનિતના પક્ષમા વિધવા લક્ષ્મીબાઇ હતી તેને તમે બોલતી બધ કરી દીધી "

" પણ મે નવનિતરાયના કથનનો વિરોધ જ કર્યો નથી "

" કોર્ટ એમ માને છે કે વિધવા લક્ષ્મીબાઇ કશો પણ પૂરાવો આપી ન શકે તે માટે તમે તેનુ ખૂન કર્યું છે " છેવટે ન્યાયાધીશ બોલ્યો.

" સાહેબ ! હું ઇશ્વરને મારી સમક્ષ હાજર ગણીને સોગનપૂર્વક કહુ છુ કે હું નિર્દોષ હોવા છતા મને ગેરવાજબી રીતે પરહેજ કરવામા આવ્યો છે એકાત વાસમા અ ધારી કોટડીમા મને રાખવામા આવ્યો હતો તેમા મેં પસાર કરેલા ચાર—પાચ કલાક ચાર—પાચ ભવ કરતા પણ વિશેષ લાબા થઇ પડ્યા હતા. મને આપના શુદ્ધ ન્યાય

ઉપર વિશ્વાસ છે અને મારી નિર્દોષિતા પૂરવાર થવાનો આધાર માત્ર એક આપના ઉપર જ છે. ”

“ વાહ ! કેદી નાટકમાં એક્ટર તરીકે અસત કુશળતા દાખવી શકે ખરો ! ” ન્યાયાધીશ મનોગત બોલ્યો

તેણે આ કેસના કાગળો તપાસી જોયા પછી તેણે પ્રશ્ન કર્યો: “ તમને જ્યારે તમારા મકાનમા પરહેજ કરવામા આવ્યા ત્યારે “ મારો સર્વનાશ થયો છે ” એવા શબ્દો તમે ઉચ્ચાર્યા હતા ખરા. ”

“હા, સાહેબ ! એ શબ્દો મારા મુખમાથી નિકળી ગયા હતા ”

“ એ શબ્દો જ તમારા ગુન્હાની કબૂલાત છે ”

“ નાજી, હું ફરીથી કહું છું કે મે કશો ગુન્હો કર્યો જ નથી. પરંતુ મને જ્યારે પ્રથમ અચાનક પકડવામા આવ્યો ત્યારે હું ગભરાઇ ગયો હતો વિધવા લક્ષ્મીબાઈનુ ખૂન થવાથી કોને વિશેષ લાભ થવાનો સંભવ છે, એ વિચાર મને આવ્યો હતો તેની સાક્ષીના અભાવે નવનિત મને કશુ કરી શકે નહિ, પોતાનો હક્ક સિદ્ધ કરી શકે નહિ, એ વિચાર પણ મને આવ્યો હતો, અને તેથી સ્વાભાવિક રીતેજ તેને સાક્ષી આપતી બંધ કરી દેવાનો–તેનું ખૂન કરવાનો મારા ઉપર આરોપ આવશે એમ મને લાગ્યુ હતું. આ બધા વિચારો એક પછી એક માત્ર એક જ ક્ષણમા મારા મગજમા ઉત્પન્ન થઈ ગયા હતા; અને તેથી જ આપે જણાવેલો ઉદ્ગાર મારા મુખમાથી સરી પડ્યો હતો.”

અનંતપ્રસાદ ગુન્હેગાર હોય કે ન હોય તે અત્યારે અમે કહી શકતા નથી, પરંતુ તેણે કરેલો ઉપરનો ખુલાસો વાસ્તવિક અથવા સંભવિત હતો એમ કહેવામા કશી પણ હરકત નથી.

ગુન્હાથી કોને લાભ થાય તેમ હોય છે એ શોધી કાઢવા તરફ પોલિસ અને ન્યાયદેવતાનુ મુખ્ય લક્ષ રહે છે. એ બાબતનો વિચાર કરીને કેદીએ આવો ખુલાસો કર્યો હોય તો પણ ના નહિ ! કેદી મહા ચાલાક છે એમ અંબિકાપ્રસાદ કહેતો હતો તે શુ ખોટું હતું ?

ન્યાયાધીશ પણ કેદીના આવા સંભવિત ખુલાસાથી આશ્ચર્ય-

ચકિત બની ગયો અને બોલ્યો "આ બાઇના ખૂનમા માત્ર તમારૂં એકનું જ કલ્યાણ સમાયેલું લાગે છે. આ ગુન્હો ચોરી કરવાના હેતુથી થયો છે એમ માનવાને કોઇ તૈયાર નથી કારણ કે નર્મદા નદીમા ફેંકી દીધેલી ચીજો હાથ લાગી છે વળી કેટલાક કાગળોને બાળી નાખ્યા છે એ પણ અમારા જાણવામા આવ્યુ છે આ કૃત્ય તમારા સિવાય બીજા કોઇએ કર્યું હોય એમ તમને લાગતું હોય, તમારા જાણવામા હોય તો જણાવો "

"આ બાબતનો કશો પણ ઉત્તર હુ આપી શકું તેમ નથી "

"તમે આ વિધવા બાઇને ત્યા કેટલી વાર ગયા હતા ?"

"હું મારા પિતાશ્રીની સાથે ત્રણ–ચાર વખત ગયો હોઇશ "

"તમારો મોટરડ્રાઇવર કહે છે કે તે તમને ત્યા આઠ–દશ વખત લઇ ગયો હતો "

"એની ભૂલ થતી હોવી જોઇએ પરતુ કદાચ એમ માની લ્યો કે આઠ–દશ વાર હું ત્યા ગયો હતો તો પણ એથી શું થયું ?"

"વારૂ, એ મકાન તમે જોયુ છે તેમા કેટલા ઓરડા છે ?"

"બે ઓરડા છે પાછળના ઓરડામા લક્ષ્મીબાઇનું શયનગૃહ હતું."

"આ ઉપરથી સિદ્ધ થાય છે કે મરનાર બાઈ સાથે તમારો વિશેષ પરિચય હતો. થોડા દિવસથી તમારી તબિયત નરમ રહે છે ?"

"હાજી, નવનિતરાય પાસેથી સાભળેલી હકીકતથી મારા મન ઉપર જબરી અસર થઈ છે અને તે સહન કરવાને માટે મારૂં મન શક્તિમાન્ નથી "

"તમે ડોક્ટરને બોલાવવાની તમારા કારભારીને શા માટે ના કહી હતી ?"

"આ દરદ મારા તનનુ નહિ પણ મનનું છે ડોકટર અને સરદાર કમળાપ્રસાદનો ખરો પુત્ર બનાવી શકે તેમ ન હતો."

"તમારા મકાનમા તમારૂં વર્ત્તન વિચિત્ર હતુ તમે કેટલાક કાગળો બાળી નાખ્યા હતા."

"સાહેબ ? મે સરદાર સાહેબના મકાનનો લાગ કરવાનો નિશ્ચય કર્યો હતો તે માટેની એ બધી તૈયારી હતી.

"મહાશય !" ન્યાયાધીશ બોલ્યો "ગયા મંગળવારે ખૂન થયું છે, એ તમે જાણો છો તે આખો દિવસ મધ્યરાત્રીપર્યંત તમે કેવી રીતે પસાર કર્યો હતો એ જણાવશો ?"

આ પ્રશ્નથી અનંતપ્રસાદ ગભરાઇ ગયેલો લાગ્યો તે સ્તબ્ધ-પણે ન્યાયાધીશ સામે જોઈ રહ્યો છેવટે બોલ્યો. "મંગળવારની મધ્યરાત્રી સુધી ?"

"આ પ્રશ્ન કરવાનુ મને ઠીક સુઝ્યુ !" ન્યાયાધીશ મનમા બોલ્યો પછી તેણે કહ્યુ. "હા, સ્હવારના છ થી તે રાત્રીના બાર વાગ્યા સુધી."

"સાહેબ ! હું દિલગીર છુ કે આ પશ્નનો જવાબ હું આપી શકીશ નહિ મારી સ્મરણશક્તિ અત્યત મદ છે" અનંતપ્રસાદે જવાબ આપ્યો

"એમ ન કહો !" ન્યાયાધીશ બોલ્યો "આજથી ચાર–છ માસ ઉપરના અમુક દિવસનો મારો પ્રશ્ન હોય અને તમે આવો જવાબ આપો તો એ બરોબર છે, પણ આતો માત્ર ત્રણ–ચાર દિવસની જ વાત છે શુ તે પણ તમને યાદ નથી ? તો પછી તમે તમારો લાખો રૂપીઆનો વહિવટ કેવી રીતે ચલાવો છો ?"

"તે દિવસે સ્હાંજે હું ફરવા ગયો હતો"

"તે દિવસે ક્યા ખાધુ હતું ?"

"મારે ઘેર જ ખાધુ હતું"

"અને ખાઈ રહ્યા પછી તમે તમારા ઓરડામા જઇને થોડો પોર્ટવાઇન લીધો હતો, ખરૂં ને ? કારણ કે તમે તૈયાર કરેલી યોજનાને પાર પાડવાને માટે જુસ્સાની જરૂર હતી." ન્યાયાધીશે સૂચવ્યું.

"યોજના ! મેં કશી પણ યોજના તૈયાર કરી ન હતી." અનંતપ્રસાદે ઉત્તર આપ્યો. તેના વદનપર અશાંતિ જણાતી હતી.

"વારૂ, તે વખતે તમારા બે મિત્રો તમને તેડવાને માટે આવ્યા હતા તમે તેમને કહ્યુ કે 'મારે કેટલુક અગત્યનુ કામ હોવાથી હું આજે તમારી સાથે આવી શકીશ નહિ ' "

"મારે તેમની સાથે જવુ ન હતુ, એટલે એ માત્ર એક બ્હાનું જ હતું "

"શા માટે જવુ ન હતું ?"

"સાહેબ ! નવનિતરાયે જણાવેલી હકીકત ઉપરથી મારૂ મન અત્યત ચિંતાતુર બની ગયુ હતુ મારા ભવિષ્યનો મને વિચાર આવ્યા કરતો હતો. એવી દુખપ્રદ અવસ્થામા દરેક મનુષ્યને એકાતવાસ વિશેષ પસદ પડે એ સ્વાભાવિક છે "

"તમે ગમે તેમ કહો, પણુ કોર્ટનુ માનવુ એવુ છે કે તમારો જલગ્રામ જવાનો ઇરાદો હોવાથી તમે તમારા મિત્રો પાસે એવું બ્હાનુ કાઢ્યુ હતુ વારૂ તે દિવસે તમે 'તે અટકાવ કરવાની નથી' એવા શબ્દો બોલ્યા હતા ? અને તે કોના માટે બોલ્યા હતા ?"

"જેના ઉપર આગલે દિવસે મે પત્ર લખેલો, અને જેનો જવાબ મારા હસ્તમા હતો તેને ઉદ્દેશીને હુ બોલ્યો હતો "

"એ જવાબ કોઇ સ્રી તરફથી આવ્યો હતો "

"હા, સાહેબ !"

"તે પત્ર ક્યા છે ?"

"મેં તે પત્રને બાળી નાખ્યો છે "

"આ ઉપરથી કોઇને પણુ એમ લાગે કે એ પત્ર તમને નુકસાનકારક થવાની ભીતિને લીધે તમે તેનો નાશ કર્યો હતો."

"નાજી, એ પત્રમા બીજો ખાનગી વિષય હતો."

આ પત્ર અનતપ્રસાદને કુસુમ તરફથી મળ્યો હોવો જોઇએ એમ ન્યાયાધીશ સમજી ગયો હતો તો પણુ તેણે પ્રશ્ન કર્યો: "એ પત્ર કોણે તમારાપર લખ્યો હતો ?"

"હું પત્ર લખનારનું નામ જણાવી શકતો નથી."

" અનંતપ્રસાદ ! " ન્યાયાધીશ ગુસ્સાપૂર્વક બોલ્યો· " મારે તમને કહી દેવુ જોઈએ કે તમારી સ્થિતિ ખરેખર ભયકર છે. તમે આવા દુરાગ્રહથી તમારી સ્થિતિને વિશેષ ભયકર બનાવો છો એ પત્ર લખનારનુ નામ જણાવવામા જ તમારૂં હિત સમાયેલું છે "

" એ નામ હું કોઈ પણ રીતે આપીશ નહિ "

અબિકાપ્રસાદે કહ્યું હતું કે જે વખતે ખૂન થયું હતું તે વખતે પોતે અમુક સ્થળે હતો એવો પૂરાવો કેદી આપશે, પરંતુ આ તો બોલવાના જ અખાડા કરતો હતો એ જોઇને ન્યાયાધીશના મનને થયુ કે અબિકાપ્રસાદે ભૂલ તો નહિ કરી હોય ! તેણે વિચાર્યું કે 'હજી કેદી બરોબર સપડાયો નથી હરકત નહિ આગળ ઉપર જોઇશુ ' તેણે પ્રશ્ન કર્યો " વારૂ ભોજન કર્યા બાદ તમે ક્યા ગયા ? "

" બહાર ફરવાને માટે "

" તમે ભોજન કર્યા બાદ તુરત ફરવાને ગયા ન હતા ભોજન કર્યા પછી પોર્ટ વાઇનનુ પાન કર્યું અને તે પછી સીગારેટ સળગાવી. તમે કઈ સીગારેટનો ઉપયોગ કરો છો ? "

" ' યાટક્લબ'ની સીગારેટનો હું ઉપયોગ કરૂં છુ. "

" તે સીગારેટનું ટોપકુ ભીનું ન થાય તે માટે તેને ખોસવાને નળી વાપરો છો ? "

" હાજી, નળી વાપરૂં છુ " અનતપ્રસાદે જવાબ આપ્યો. પરંતુ આ પ્રશ્નથી તેને આશ્ચર્ય થયુ.

" તમે કેટલા વાગે બહાર ફરવાને માટે નિકળ્યા હતા ? "

" આશરે આઠ વાગ્યા હશે. "

" તમારી પાસે છત્રી હતી ? "

" હાજી, વાદળા હોવાથી છત્રી મેં રાખી હતી. "

" તમે ક્યા ક્યા રસ્તાપર ફર્યા હતા ? "

" એ મેં સ્મરણમાં રાખ્યું નથી. હું કશા પણ ઉદ્દેશ વગર મારા તપી ગયેલા મગજને શાંત કરવાને માટે નદીકિનારે ફરવાને ગયો હતો.

"શું તમને રસ્તામા કોઈ મનુષ્ય મળ્યું ન હતું? તમે કોઈ સ્થળે નહોતા ગયા? હોટેલમા, રેસ્ટોરામા, નાટકશાળામા કે સિનેમેટોગ્રાફમા નહોતા ગયા?"

"નાજી, હું કોઈ પણ સ્થળે ગયો ન હતો"

"તમે જે જવાબ આપો છો તે તમને બધનકારક થાય છે. મારે તમને જણાવવુ જોઇએ કે મગળવારની રાત્રાના આઠ વાગ્યાથી તે બાર વાગ્યાની અદર લક્ષ્મીબાઇનુ ખૂન થયુ છે કેટલા વાગે ખૂન થયેલુ છે એ પણ કોર્ટના જાણવામા છે માટે તમે વિચારીને બોલો જો સત્ય બોલશો તો જ તમને લાભ થશે."

આ સાભળીને અનતપ્રસાદ ભયભીત બની ગયો તેના વદન ઉપર નિરાશા પથરાઇ રહી કારણ કે ખૂનનો દિવસ અને ચોક્કસ કલાક સાભળીને તે ગભરાઇ ગયો હતો તેણે કહ્યુ "સાહેબ! આપના પ્રશ્નનો જવાબ હું આપી શકુ તેમ નથી"

## પ્રકરણ ૩૦ મું.

### અનંતપ્રસાદ નિર્દોષ!

અનતપ્રસાદના આવા જવાબથી ન્યાયાધીશ વિચારગ્રસ્ત બની ગયો. તેના આશ્ચર્યનો પાર રહ્યો ન હતો જે સમયે ખૂન થયું હતું તે સમયે પોતે અન્ય સ્થળે હતો એવો કેદીએ પૂરાવો આપ્યો નહિ. ન્યાયાધીશે વિચાર્યું 'શુ ત્યારે આ માણસ બાહોશ નહિ હોય? બાહોશ તો છેજ પરંતુ તેને અચાનક પકડવામા આવ્યો છે તેને કશી તૈયારી કરવાનો સમય આપ્યો નથી તે પોતાના ઉપર આવો આરોપ આવશે એમ માનતો ન હતો, અને તેથી જ અગાઉથી કશી ગોઠવણ તેણે કરી નહિ હોય.'

પછી અનતપ્રસાદના મકાનમાથી જે વસ્તુઓ જપ્તીમા લીધી હતી તે ન્યાયાધીશે તપાસીને કહ્યું: "આ તલવાર તમારી છે?"

" હાજી, એ મારી છે "

" એ તલવાર કોણે ભાગી નાખી છે ? "

" મારા એક મિત્ર સાથે હું પટાબાજી ખેલતો હતો તે વખતે તે ભાગી ગઇ છે મારો તે મિત્ર તેની સાક્ષી આપશે "

" ઠીક છે, એ ભાગેલો કકડો ક્યા છે ? "

" મારા જાણવામા નથી. મારો નોકર જાણતો હશે "

" તે કહે છે કે તેણે શોધ કરી પણ પત્તો લાગતો નથી. "

" તેનો ભાગેલો કકડો મળવો જ જોઇએ. તે મારા મકાનમાં હોવો જોઇએ "

" તેની શોધ કરવાનો હુકમ કર્યો છે આ કાગળ પર ખૂનીના પગલા આલેખ્યા છે તે તમારા બૂટને બરોબર મળતા આવે છે "

" હા, સાહેબ ! આપનું કથન બરોબર છે " અનંતપ્રસાદ મંદ સ્વરે બોલ્યો

" રહો, આ છત્રીનો છેડો કાદવમા ખુચેલો છે તેના ઉપર કાદવ પણ ચોટયો છે. જલગ્રામની આસપાસ પણ આજ જાતની માટી છે. "

" આવી બાબત મળતી આવે એ બનવાજોગ છે. " અનંતપ્રસાદે કહ્યું.

" વારુ આ સીગારેટનો છેડો જૂઓ તે કઈ જાતની સીગારેટ છે ? "

" 'પાટ કલબ'ની અને નળીમા ખોસીને પીધેલી જણાય છે. "

" બરોબર છે. "

" હાય ! હાય ! ત્યારે તો હું માર્યો જઇશ. બધુ મળતું આવે છે ! "

ન્યાયાધીશે જે પૂરાવા જલગ્રામમા એકઠા કર્યાં હતા તે એક પછી એક રજુ કરવા માડયા એ જોઇને અનંતપ્રસાદ બિલકુલ ગભરાઈ ગયો ને બોલી ઉઠયો: " હે પ્રભુ ! હવે મારૂં શું થશે ! "

" જૂઓ, ખૂન થયું તે દિવસે તમે પહેરેલું પાટલૂન. તે બિં-

જાયેલુ છે અને તેના ઉપર કાદવ ઉપરાત બીજા પણુ ડાઘ છે. તમે સ્હાજે કયે સ્થળે ગયા હતા તે તમને યાદ નહિ હોય, પણુ તમારૂ પાટલૂન કયા ફાટયુ એ પણુ તમે જાણુતા ન હો, એ માની શકાય નહિ "

" સાહેબ ! મને લાગે છે કે હું દિવાનો બની જઈશ. " અનંતપ્રસાદ ખિન્ન વદને બોલ્યો

" હવે તમે જોઈ શકશો કે વિધવા લક્ષ્મીબાઇનું ખૂન તમારા જ હાથે થયું છે " ન્યાયાધીશ બોલ્યો

" નહિ, સાહેબ ! હુ તદ્દન નિર્દોષ છું હું કોઇ ભેદી અને નહિ સમજી શકાય તેવા બનાવનો ભોગ થઈ પડયો છુ "

" તો પછી તમે મ ગળવારે રાત્રે ક્યા હતા તે જણુાવો "

"સાહેબ ! હું તો–" પણુ તે બોલતો અટકી ગયો અને પુન બોલ્યો· " એ પ્રશ્નનો જવાબ તો મે ક્યારનોયે આપી દીધો છે "

" તમે મારા એ પ્રશ્નનો એવો જવાબ આપ્યો છે કે તે રાત્રે તમે ક્યા હતા તે તમારા સ્મરણુમા નથી જે તમારા સ્મરણુમા નથી તે તમને હુ જણુાવીશ " ન્યાયાધીશ માર્મિક સ્વરે બોલ્યો "સાભળો મ ગળવારે સ્હાજે ભોજન કરીને તમે મદ્યપાન કર્યું, પછી સીગારેટ સળગાવીને પીધી ત્યાર બાદ આઠ વાગે બહાર નિકળ્યા. સ્ટેશનપર ગયા. ત્યાથી ટ્રેનમા બેસીને જલગ્રામ ગયા "

એ પ્રમાણે કહીને અઇ રાત્રીએ અ બિકાપ્રસાદે તેને જે તાલિમ આપી હતી તે પ્રમાણે એ બોલી ગયો જાણે તેણે તે રાત્રે અનંતપ્રસાદને નજરે જોયો હોય એવા વિશ્વાસપૂર્વક તે બોલતો હતો. તેના શબ્દો અન તપ્રસાદને નિરાશાની ઊ ડી ગર્ત્તામા ઉતારી પાડતા હતા

છેવટે ન્યાયાધીશે સલાહ આપી "અસત્ય બોલવાથી તમને કશો પણુ લાભ થવાનો નથી માટે સાચેસાચી હકીકત કહી દો. ગુન્હો કબૂલ કરો અને કોર્ટની દયા માગો "

" સાહેબ ! તમારા કથનનો હું સ્વીકાર કરૂં છું કે દરેક પૂરાવો મને ગુન્હેગાર ઠરાવે છે. જો તમારા સ્થાનપર હું હોઉં અને મારે

ચૂકાદો આપવાનો હોય તો આટલા પૂરાવા ઉપરથી હું પણ તમે કહો છો તેમ જ કહું. પરંતુ એમ છતા હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે હું તદ્દન નિર્દોષ છુ ”

“ વારૂ, હવે તમારે કાઇ વિશેષ કહેવું છે ? ”

“ મારે બીજું કશુ કહેવાનુ નથી તમામ સંયોગો મારી વિરૂદ્ધ છે, પરંતુ મારી ખાત્રી છે કે તમારા તરફથી મને વિશુદ્ધ ન્યાય મળશે ”

“ત્યારે શું તમે તમારા ઉપરના આરોપનો સ્વીકાર નહિ જ કરો ?”

“ સાહેબ ! હું નિર્દોષ છુ ”

“ કેટલી મૂર્ખતા ! ”

“ હું નિર્દોષ છુ—મેં કશો પણ ગુન્હો કર્યો નથી ”

“ વારૂ, આજે તમારી તપાસ મૂલતવી રાખવામા આવે છે. તમને કાચી જેલમા રાખવામા આવશે તમારે મને કશુ કહેવું હોય તો મને ખબર આપજો. હુ તમારી પાસે આવીશ વેણીપ્રસાદ ! કેદીની જુબાની વાચો. ”

વેણીપ્રસાદે જુબાની વાચી તેના પર સહી કરીને અનંતપ્રસાદ સિપાઇઓની સાથે પેલી અંધારી કોટડી તરફ ગયો તેના ગયા પછી ન્યાયાધીશ બોલ્યો. “ કેદી મોટો દુરાગ્રહી છે ” અનંતપ્રસાદે પોતે નિર્દોષ છે એમ અનેક વાર કહ્યું હતું પરંતુ ન્યાયાધીશની તો ખાત્રી થઈ ગઇ હતી કે, તેણે જ ખૂન કર્યું છે, એટલે તેને ફાસીની સજા થશે ! આ વિચારથી તેનું હૃદય કમકમ્યુ તે મનમા બોલ્યોઃ ‘ આ કેસથી જો હું અજ્ઞાત હોત, મેં ચૂકાદો ન આપ્યો હોત; તો હું કુસુમ પાસે જાત, તેને આશ્વાસન આપત અને તેનો પ્રેમ સંપાદન કરવાનો પ્રયત્ન કરત પરંતુ હવે તે આશા નથી કારણ કે કુસુમ મને પોતાના આશકનો નાશ કરનારો ધારશે ! હાય ! મેં આવી મોટી ભૂલ શા માટે કરી ! આ કેસ મે મારા હાથમા શા માટે લીધો ! ”

તે જ વખતે અંબિકાપ્રસાદ ત્યા આવ્યો. તપાસ પૂરી થયાના

સમાચાર તેને મળ્યા હતા. તેણે પૂછ્યુ. " કેદીએ શો જવાબ આપ્યો ?"

ન્યાયાધીશે કહ્યુ " તેણે ગુન્હો કર્યાનુ સિદ્ધ થઇ ગયુ છે. "

ન્યાયાધીશ પોતાની પ્રશસા કરશે એવી અ બિકાપ્રસાદે આશા રાખી હતી તેને બદલે આવો લુખો ઉત્તર મળવાથી તેને આશ્ચર્ય થયુ.

" જ્યારે ખૂન થયુ તે વખતે પોતે અન્ય સ્થળે હતો એમ કેદીએ જણાવ્યુ હશે તેના કથનને અસત્ય ઠરાવવાને માટે તપાસ કરવી પડશે, એ હેતુથી હું આપની પાસે આવ્યો છુ " અ બિકાપ્રસાદ બોલ્યો

" પણ તે અન્ય સ્થળે પોતે હતો એમ જણાવતો જ નથી "

" શુ ! તે બીજા સ્થળનુ નામ નથી આપતો ? ત્યારે શુ તેણે આરોપનો સ્વીકાર કર્યો ? " અ બિકાપ્રસાદે આશ્ચર્યપૂર્વક પૂછ્યુ

" ના, તે પૂરાવા બરોબર હોવાનુ કહે છે મ ગળવારે રાત્રે પોતે કયા હતો તે કહેવાની ના કહે છે અને પોતે નિર્દોષ છે એમ જણાવે છે "

" બીજા સ્થળનુ નામ નથી આપતો ? કશુ નથી બોલતો ? ત્યારે તો આપણે ખરેખર ભૂલ્યા છીએ તેણે ગુન્હો કર્યો જ નથી હા, તે નિર્દોષ છે ! "

ન્યાયાધીશને લાગ્યુ કે અ બિકાપ્રસાદે નશો કરેલો હોવો જોઇએ. તેણે કહ્યુ " તપાસ ઉપરથી આપણે કશી ભૂલ કરી હોય એમ સાબિત થતું નથી અન તપ્રસાદે જ ખૂન કર્યું છે તમારી ઇચ્છા હોય તો શિરસ્તેદાર પાસેથી કાગળો લઇને વાચી જૂઓ "

અ બિકાપ્રસાદે સર્વ કાગળો વાચ્યા. તેનુ વદન ફીકકુ બની ગયુ તે ભયપૂર્ણ બની ગયો અને ત્રાસિક સ્વરે બોલ્યો " સાહેબ ! આમા મારી ભય કર ભૂલ થઈ છે આ મનુષ્ય તદ્દન નિર્દોષ છે ! "

ન્યાયાધીશ પોતાને ઘેર જવાને તૈયારી કરતો બોલ્યો " તમારૂ મગજ ઠેકાણે નથી "

" મારૂ મગજ ઠેકાણે છે હુ આપને વિનતિ કરૂ છુ કે આપ એકદમ કશા નિર્ણય ઉપર આવશો નહિ. અનેક વાર ન્યાયાધીશ

તથા પોલિસની સમજફેરથી નિર્દોષ માર્યો જાય છે આ કેદીનો દરેક-દરેક શબ્દ તેને નિર્દોષ પૂરવાર કરે છે."

"ગઇ કાલે રાત્રે તમે મને સમજાવવાનો કેટલો પ્રયત્ન કર્યો હતો, જ્યારે અત્યારે તમે તેને નિર્દોષ જણાવો છો! પણ તેનું કારણ મને જણાવો."

"સાહેબ! આપણે જલગ્રામમા કરેલી તપાસમાં જે હકીકત મળી આવી છે તે ઉપરથી જોઇ શકાય છે કે ખૂની મહા ચાલાક, બાહોશ અને અનુભવી હોવો જોઇએ. તેણે પોતાની પાછળ એવા પૂરાવા મૂક્યા હતા કે પેસ્તનજી શેઠ પણ આડે માર્ગે દોરવાઇ ગયા છે આવા માણસને પકડાવાનો ડર હોવો જોઇએ અને તેથી જે વખતે ખૂન થયુ તે વખતે પોતે તે સ્થળે ન હતો એવી જાતનો પૂરાવો તેણે તૈયાર રાખેલો જ હોવો જોઈએ આટલો બાહોશ માણસ એ જાતની દીર્ઘ દૃષ્ટિ ન પહોચાડે તે બનેજ નહિ છતા પણ અનંત-પ્રસાદ જ્યારે અન્ય સ્થળ બતાવતો નથી ત્યારે તેને નિર્દોષ માન્યા સિવાય બીજો રસ્તો જ નથી"

"તમારા એ મત સાથે હુ મળતો થઇ શકતો નથી તે પોતે મોટા સરદારનો પુત્ર હોવાથી પોતાના ઉપર વહેમ આવશે જ નહિ, એવા ગુમાનને લીધે તેણે પોતે એ વખતે બીજે સ્થળે હતો એવો પૂરાવો રાખ્યો નહિ હોય કદાચ રાખ્યો હશે તો એ ગુપ્ત રાખવાની તેની ઇચ્છા હશે"

"નાજી! હું આગ્રહપૂર્વક કહું છુ કે ખૂની બીજો કોઇ છે. અનતપ્રસાદે પોતાનો બચાવ કરવાનો કશો પણ પ્રયત્ન કર્યો નથી. તે ગભરાટમા પડી ગયો છે, કેમકે તમામ પૂરાવા તેની વિરૂદ્ધ જાય છે. પોતાને ફાસીએ લટકવુ પડશે એમ તે માને છે, તેણે ક્ષમા મેળ-વવાનો પ્રયત્ન પણ કર્યો નથી. માત્ર પોતે નિર્દોષ છે એટલું જ તે કહે છે"

"વારૂ, ત્યારે આ ખૂન કરવામા વિશેષ લાભ બીજા કોને છે? તેના પિતા સરદાર કમળાપ્રસાદને?"

"નાજી, સરદાર સાહેબે ખૂન કર્યું નથી ખૂની યુવાન છે"

"ઠીક, અત્યારે મારૂ મગજ કંટાળી ગયુ છે" ન્યાયાધીશ બોલ્યો "હવે હું ઘેર જઈશ આ વિષયમા આવતી કાલે આપણે વધુ વિચાર કરીશુ વેણીપ્રસાદ! પોલિસઇન્સ્પેક્ટરને કહેવરાવજો કે જો કેદીને મારી જરૂર પડે તો મને ગમે ત્યારે બોલાવે"

ન્યાયાધીશ ચાલવા લાગ્યો અંબિકાપ્રસાદ તેની વચ્ચે ઊભો રહીને બોલ્યો "સાહેબ હું ચોક્કસપણે કહું છુ કે અનંતપ્રસાદ નિર્દોષ છે ખૂની કોઇ બીજો જ છે તે ખૂનીને શોધી કાઢવામા આપ મને મદદ કરજો મારા કથન ઉપર ધ્યાન નહિ આપો તો આપને પાછળથી પશ્ચાત્તાપ થશે"

ન્યાયાધીશે તેના બબડાટ તરફ લક્ષ આપ્યુ નહિ તે ચાલ્યો ગયો પછી અંબિકાપ્રસાદે અનંતપ્રસાદ નિર્દોષ છે એમ વેણીપ્રસાદને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ તેનુ લક્ષ પોતે સ્હવારે અધૂરા રાખેલા હિસાબને પૂરો કરવા તરફ ગયુ હતુ એટલે તે પોલિસઇન્સ્પેક્ટર ઉપર ન્યાયાધીશે કહેલી બાબતની ચીઠી લખીને ઉઠયો અંબિકાપ્રસાદ પણ તેની સાથે બહાર નિકળ્યો વેણીપ્રસાદ ચાલ્યો ગયો અંબિકાપ્રસાદ એકલો પડયો

તે બોલ્યો "હાય! હુ કેટલો અધમ! અનંતપ્રસાદ ગુન્હેગાર હોવાનુ મે ન્યાયાધીશના મગજમા ઠસાવી દીધુ છે તે હવે શી રીતે નિકળે? અનંતપ્રસાદ નિર્દોષ હોવા છતા કષ્ટ ભોગવે છે તે આત્મહત્યા કરશે તો તેનુ પાપ કોના શિરે! નહિ, મે તેનુ સત્યાનાશ વાળ્યુ છે હું તેને નહિ તજી દઉં, ખરા ખૂનીને શોધી કાઢીશ અને અનંતપ્રસાદને મુક્ત કરાવીશ"



# પ્રકરણ ૩૧ મું.

## અધિકારની પ્રાપ્તિ.

સરદાર તથા નવનિત કોર્ટમાથી બહાર આવ્યા સરદાર ગાડીમા બેઠો એટલે નવનિત તેને નમન કરીને બોલ્યો "પિતાજી ! હવે આપની મુલાકાત મને ક્યારે થશે ?"

"કેમ ! તું મારી સાથે જ ચાલ" સરદારે આજ્ઞા કરી.

"પણ અત્યારે મારે ઘેર અગત્યનુ કામ છે" નવનિતે જણાવ્યું.

"તે કામ મારી સાથે આવવા કરતા વિશેષ અગત્યનું નજ હોવું જોઇએ" સરદારે કહ્યું. એથી નવનિત વિશેષ દલીલ નહિ કરતા ગાડીમાં સરદારની સામે બેઠો. એ જોઇને સરદારે કહ્યુ "ત્યા નહિ, મારી બાજુમા બેસ તોરો મારી પડખે બેસવાનો પૂરેપૂરો અધિકાર છે."

નવનિત સરદારની બાજુએ સ્હેજ અતર રાખીને બેઠો. ગાડી ચાલુ થઈ માર્ગમા પિતાપુત્ર વચ્ચે કશુ સભાષણ થયુ નહિ

તેઓ ઘેર પહોંચ્યા તે વખતે બધા નોકરો હાજર ન હતા. કેટલાક સાક્ષી આપવાને માટે કોર્ટમા ગયા હતા પરતુ સરદારની ગાડીના પૈડાનો અવાજ સંભળાતા જેઓ હાજર હતા, તેઓ એક દમ એકત્ર થઈ ગયા. નવનિત અનતપ્રસાદની પાસે આવેલો તે વખતે તેમણે તેને જોયો હતો એટલે અત્યારે તેને ઓળખતા તેમને વાર લાગી નહિ

આજના બનાવની હકીકત આખા ચંદ્રનગરમા વિજળીની પ્રસરી ગઈ હતી જે નોકરો અહીં હાજર હતા તેમના જાણવામાં પણ એ ઘટના આવી ગઇ હતી સર્વત્ર આજ વાર્તા ચર્ચાતી હતી.

એક નોકરે કહ્યું "પેલો આવ્યો છે એ સરદારનો ખરો પુત્ર હોકે !"

"હા, બોલ્યો અનંતપ્રસાદ તો સરદારનો ગેરકાયદેસરનો પુત્ર હતો જો તે હવે અહીં આવે તો લાત મારીને તેને બહાર કાઢુ "

"બિચારો ઘણો જ દુખી થયો " રસોયાએ કહ્યુ

"કોણ ?"

"આ–સરદારનો ખરો પુત્ર "

"કેવી રીતે ?" બીજાએ પ્રશ્ન કર્યો

"સાભળો હું કહુ આપણા સરદાર સાહેબની પત્ની એક વખત આ છોકરો ન્હાનો હતો ત્યારે તેને લઇને એકલી બહાર ફરવા ગયેલી તે વખતે એક માણસ આવીને આ છોકરાને ઉપાડી ગયેલો સરદાર સાહેબનો તેમની પત્ની ઉપર પ્રેમ ન હતો તે તેને બોલાવતા પણ નહિ તેમની પત્ની આ બનાવથી ગભરાઇ ગઈ પોતાનો પુત્ર ગૂમ થયો છે એમ સરદાર જાણશે તો તે ગુસ્સે થશે એવી તેને બિક લાગી એથી એક સ્ત્રી એક ન્હાના છોકરાને લઇને જતી હતી તે સ્ત્રીને પૈસા આપીને સરદારપત્નીએ તે છોકરાને લઇ લીધો સરદારે પોતાના છોકરાને કદી જોયેલો નહિ એટલે આ ફેરફારની તેમને ખબર પડીજ નહિ "

"પણ આ લક્ષ્મીબાઇનુ ખૂન શા માટે થયુ ?"

"એટલુ પણ સમજી શકતો નથી " રસોયાએ કહ્યુ "અનંતપ્રસાદ મોટો થયો એટલે તેની ખરી મા પેલી સ્ત્રી પોતાના છોકરા પાસેથી પૈસા પડાવવા લાગી તેની પૈસાની માગણી વધતી ગઈ એથી કટાળીને અનંતપ્રસાદે તેનુ ખૂન કર્યું "

રસોયાની વાતનો અત આવત નહિ પણ એવામા કોર્ટમા ગયેલા નોકરો આવી પહોચ્યા એટલે બીજા નોકરો કોર્ટમા બનેલી હકીકતની માહિતી મેળવવાને તેમની આસપાસ એકઠા થયા તેમની વાતોમા કશો દમ ન હતો દરેક પોતે કાઇક વિશેષ જાણે છે એમ બતાવવાને માટે મીઠુ મરચુ ઉમેરીને વાત કરતો હતો તેમના સભાષણને આપણી નવલકથા સાથે કશો સબધ નથી, અસ્તુ

સરદાર તથા નવનિત દિવાનખાનામા ગયા ત્યા ગયા પછી સરદાર ખુરસી પર બેઠો થોડી વારે શાત થયા બાદ તે બોલ્યોઃ "દીકરા ! આ મકાન તારૂ છે તુજ મારો ખરો વારસ છે તારો જે અધિકાર ઝુટવી લેવામા આવ્યો હતો તે આજે તને ઇશ્વરની કૃપાથી પ્રાપ્ત થયો છે એમા તારે મારો આભાર માનવાની જરૂર નથી જો ખરૂ પૂછાવે તો મે લાચારીથી તને મારા ખરા પુત્ર તરીકે સ્વીકાર્યો છે. જો આ ઘટના બની ન હોય તો અત્યારે જે સ્થિતિ અનતની છે તેજ સ્થિતિમા તુ મરણપર્યંત રહેત "

" પિતાજી ! આપના મુખમાથી આ શબ્દો શ્રવણ કરતા મને લેશ પણ આશ્ચર્ય થતુ નથી " નવનિતે નમ્રતાપૂર્વક કહ્યુ " હુ પણ આપનો પુત્ર છુ જો આવુ કશુ બન્યુ ન હોત તો હુ મારા ખરા હક્કને માટે કોર્ટમા ફરિયાદ કરીને આપણા કુળને કલક લગાડત નહિ મે મારી સ્થિતિ મૌનપણે સહન કરવાનો જ નિશ્ચય કર્યો હતો માત્ર હુ આપને સત્ય હકીકત નિવેદન કરીને મારા વ્યવહારને માટે આપની પાસે આર્થિક સહાયની માગણી કરત "

નવનિતના આ શબ્દોથી સરદારને અત્યત આનદ થયો પરતુ તે આનદ તેણે બહાર પ્રકટ કર્યો નહિ તે બોલ્યો " દીકરા ! આજ સુધીનુ મારૂ તારી સાથેનુ વર્ત્તન એવા પ્રકારનુ હતુ કે એથી તારી ઉદ્ધતાઇને માટે હુ તને ઠપકો આપી શકુ નહિ પણ તને એટલુ તો હું કહુ છુ કે આપણા કુટુબના નિયમ મુજબ જ્યારે પિતા બોલતો હોય ત્યારે પુત્રે વચ્ચે બોલવુ નહિ મારા પિતા સાઠ વર્ષના હતા હું ચાલીસ વર્ષનો હતો અને તેમનુ કથન કેટલીક વાર મને પસદ પડતું નહિ તથાપિ મે કદી પણ મારો સ્વતત્ર અભિપ્રાય તેમની પાસે પ્રકટ કરવાની ઉદ્ધતાઇ દાખવી ન હતી

" વારૂ, આટલુ કહ્યા પછી હુ તને જણાવું છુ કે તુ મારો પુત્ર છે માટે અત્યારસુધીના તારા વર્ત્તનમા તારે ફેરફાર કરવો પડશે હું તારા પરચુરણ માસિક ખર્ચને માટે જે અનતને આપતો તે

કરતા બે હજાર રૂપીયા વધારે આપીશ તારે તારા દરજ્જાને અનુસરીને વર્ત્તવાનુ છે એટલે એમા તારે કશી પણ કચાશ રાખવી નહિ. ખર્ચને માટે વિચાર કરવો નહિ ઇશ્વરકૃપાથી આપણી પાસે પુષ્કળ છે અને આવકમા પણ હરકત આવે તેમ નથી તને પટા ખેલતા આવડે છે ? "

" હા હું શિખ્યો છુ "

" ઘોડેસ્વારી ? "

" એ હુ ચાર-છ માસમા શિખી લઇશ "

" જલ્દી શિખી લેજે એ આજકાલની ફેશન છે આજકાલ મોટરનો પવન ફુકાયેલો હોવાથી બધા ઘોડેસ્વારી અને ગાડી હાકવાનુ ભૂલી ગયા છે પણ આપણા કુટુબના માણસને તો ઘોડેસ્વારી ખાસ આવડવી જોઇએ અનતના ઓરડાપર પોલિસે સીલ કરેલ છે; પરતુ આપણુ મકાન વિશાળ છે, તેમા અનેક ઓરડા છે, એટલે તારે બીજા પસદ પડે તે ઓરડાનો ઉપયોગ કરવો તારે માટે એક મોટર, એક ગાડી, ચાર ઘોડા વગેરે ખાસ જુદા જ રાખ્યા છે તેનો ઉપયોગ તુ નિસકોચપણે કરજે જાણે તુ અહીં ઘણા વર્ષોથી રહેતો હોય તેવો દેખાવ કરજે લોકનિદાથી ડરીશ નહિ કારણ કે લોકો થોડા દિવસ બકબક કરીને બધ પડી જશે, પછી આજનો બનાવ જૂનો થઈ જશે અને પેલા અનતને કોઈ સભારશે પણ નહિ "

---

## પ્રકરણ ૩૨ મું.

---

### ભાઇ માટે લાગણી.

જેમણે 'અરેબિયન નાઇટસ' વાચી હશે તેમને તેમા આપવામા આવેલી 'અલ્લાદીનના ફાનસ'ની વાર્ત્તા યાદ હશે આપણા વકિલ મી નવનિતરાયને પણ જાણે અત્યારે પોતાના હસ્તમા એવું ફાનસ આવ્યુ હોય, એમ લાગતુ હતું કેમકે તે ચમત્કારિક રીતે

એકાએક ગરિબાઈની ગર્ત્તામાથી શ્રીમ તાઇના શિખરે પહોચી ગયો હતો અત્યારે તેના અતરમા લાગણીઓ ઉછાળા મારી રહી હતી. પરંતુ પોતાના અ તરની લાગણીઓને તેણે બહાર પ્રકટ થવા દીધી નહિ સરદાર કમળાપ્રસાદની હકીકત સાભળીને તે શાતપણે બોલ્યોઃ "પિતાજી ! આપનો મારા પ્રત્યે જે ભાવ છે તે માટે હું આપનો આભાર માનુ છુ પર તુ હું આશા રાખુ છુ કે જો કદાચ હુ આપના વિચાર સાથે એકદમ મળતો ન થાઉં તો આપ માઠુ લગાડશો નહિ આપ જોઇ શકો છો કે મારી સ્થિતિમા આપની કૃપાથી એકદમ પરિવર્ત્તન થયુ છે પરંતુ જે સમયે અન તપ્રસાદ ઉપર આફતનુ વાદળું આવ્યુ છે તેજ સમયે હુ શ્રીમ તાઇના શિખરે ચડી બેઠો છુ એટલે જો હુ હમણા ને હમણા અહીં આવીને રહેવાનુ રાખીશ તો લોકો મારા વર્ત્તનને માટે ટીકા કર્યા સિવાય રહેશે નહિ લોકો ખોટી રીતે નિંદા કરે તેની હુ દરકાર ન કરૂ પરંતુ મારો સ્વભાવ એવો છે ખરો કે લોકોને ટીકા કરવાનો પ્રસ ગ આપવો નહિ લોકો મને સ્વાર્થી ગણશે, કોઈ મારી સ્થિતિનો ખોટો અર્થ ઉઠાવશે એથી મને ભય રહે છે કે મારી સાથે આપની પણ ટીકા થયા સિવાય રહેશે નહિ"

સરદારને નવનિતની આ વાત ગમી અને તેણે તેની દીર્ઘદૃષ્ટિ તથા બુદ્ધિની પ્રશ સા કરી એથી નવનિતને મનમા આનંદ થયો અને તે બોલ્યો "પિતાજી ! એટલા માટે મારી આપને વિનતિ છે કે થોડો સમય તો હુ જે સ્થિતિમા અત્યારે છુ, તે સ્થિતિમા અને તે સ્થળે જ મને રહેવા દો અમુક સમય પછી હું અહીં આવીને રહીશ એથી લોકો મારી નિંદા નહિ કરે, આપણા નોકર-ચાકરોનો પ્રેમ પણ સ પાદન કરી શકીશ, અને વળી જે શ્રીમ તાઇ તથા મોટાઇ મને પ્રાપ્ત થનાર છે તેને યોગ્ય થવાની તાલિમ પણ હું લઇ શકીશ."

"મને પણ તારૂં કથન સાભળ્યા પછી તારી વાત યોગ્ય લાગે છે" સરદારે સંમતિ આપી. આથી નવનિત ઉત્તેજીત થયો. પોતાના

અસરકારક ભાષણની પોતાના પિતાના મન ઉપર અસર થઇ છે એમ તેને લાગ્યુ તેણે કહ્યુ "પિતાજી! આપની કૃપાથી જ મારી સ્થિતિમા એકદમ આવુ મહાન્ પરિવર્ત્તન થવાનો પ્રસગ આવ્યો છે પણ એથી મારી ગરિબાઇને હુ વિસરી શકતો નથી હુ અભિમાન વિના કહી શકુ છુ કે એક વકિલ તરીકે મે સારી નામના મેળવી છે મારા અસિલોને મારાથી સતોષ છે મારા મિત્રો પણ ઘણા છે અને તે માહેના કેટલાક મારા કરતા પણ ગરીબ છે એ ગરીબ મિત્રોનો હુ ત્યાગ કરીશ નહિ જો મારા અતરની વાત પૂછો તો હુ ગરીબ અને શ્રીમતમા ભેદ માનતો નથી મારી દૃષ્ટિએ નાનો કે મોટો સર્વ સમાન છે મારા રાજ્યદ્વારી વિચારો પણ આગળ વધેલા છે લોકમાન્ય બાળ ગગાધર તિલકના માટે મને માન છે આપને કદાચ—"

"ત્યારે તો તુ એકસ્ટ્રીમીસ્ટ લાગે છે!" સરદાર આશ્ચર્યપૂર્વક બોલી ઉઠયો

"ના, હું એકસ્ટ્રીમીસ્ટ નથી કારણ કે બ્રિટિશ હિદની રાજ્યદ્વારી બાબત સાથે મારો સીધો સબધ નથી પરતુ એટલુ ખરૂ કે પ્રજા એ રાજાની ગુલામ છે, એ વિચારમા હુ સંમત થઇ શકતો નથી અર્થાત્ આપને ત્યા આવ્યા પછી મારા તે વિચારમા હું ફેરફાર કરી શકીશ નહિ"

"કાઇ હરકત નહિ, મારી ખાત્રી છે કે તુ પણ અનતના જેવો જ નિવડવાનો એ પણ તારા જેવા જ વિચારનો હતો" સરદારે કહ્યું

"અહો ઠીક યાદ આવ્યુ હુ આપને કહેવા જ ઇચ્છતો હતો કે મારા એ ભાગ્યહીણ બધુને માટે આપણે કાઇક કરવુ જોઇએ"

"મને તો આપણે કશુ કરી શકીએ એમ લાગતું નથી"

"નહિ, પિતાજી! એમ ના બોલો ગમે તેમ તોયે તે આપનો પુત્ર છે આપની સાથે આટલા વર્ષપર્યંત રહ્યો છે તેણે ગુન્હો

કર્યો હોય કિંવા ન કર્યો હોય, તથાપિ આપણે તેને બચાવવાનો પ્રયત્ન તો અવશ્ય કરવો જોઇએ જો આપણે પણ તેનો ત્યાગ કરીશુ તો તેની દુર્દશા થશે ”

અનત પ્રત્યે નવનિતનો આવો શુદ્ધ બધુભાવ જોવાથી સરદાગ્ને આનદ થયો તેણે પૂછ્યુ “ વારૂ કહે, તુ શુ કરવા ઇચ્છે છે ? ”

“ જો તે બિનગુન્હેગાર હોય તો તેનો બચાવ કરવો હુ તો તેને નિર્દોષ માનુ છુ અને તેનો બચાવ કરવાની ઇચ્છા રાખું છુ તેનો આ કેસ હું પોતેજ હાથમા લઇશ એથી મને બે લાભ થશે એક તો મારા બધુ ઉપરનુ કલક હુ ધોઇ નાખીશ અને વળી આ કેસમા મને સફળતા મળશે તો એક વકિલ તરીકેની મારી બાહો-શીની પ્રશસા થશે ”

“ પણ પોતે ગુન્હો કર્યો છે એવુ અનત કબૂલ કરશો તો ?”

નવનિત સ્હેજ વિચારમા પડી ગયો થોડી વારે બોલ્યો “ જો તે ગુન્હો કબૂલ કરશે, તો હુ તે નિરપરાધી હોવાનુ કબૂલ નહિ કરૂં, પણ તેના ઉપરના આરોપમા ઘટાડો કરાવવાનો પ્રયત્ન કરીશ ગમે તેમ કરીને તેને બચાવીશ અથવા તો તેની સજામા ઘટાડો કરાવીશ ”

“ ભલે, તને એ વિષયમા યોગ્ય લાગે તેમ કરજે ” સરદારે પરવાનગી આપી

“ વારૂ, પિતાજી ! હવે હુ રજા લઇશ કારણ કે આપની આજ્ઞા માન્ય રાખીને હું અહીં આપની સાથે આવ્યો હતો પરતુ મારી માતા માદી છે તે મરણ પથારીએ છે તેણે મને ઉછેરીને મોટો કર્યો છે તો મારે તેના અત સમયે તેની પાસે રહેવુ જોઇએ, તેની ચાકરી કરવી જોઇએ ”

“ હાય ! યમુના ! ” સરદારના મુખમાથી ઉદ્દગાર સરી પડ્યો તેને અગાઉના પ્રસંગોનુ સ્મરણ થયુ તે બોલ્યોઃ “ યમુનાએ મને ઘણું નુકસાન કર્યું છે મારા જીવનને નષ્ટપ્રાય બનાવી દીધુ છે.

પરતુ ગમે તેમ તોયે એક વખત તે મારી પ્રિયતમા હતી મારા એટલે તેના દીકરા અનત ઉપર આવેલા આ ખૂનના આરોપની ચિતાથી તેની આ સ્થિતિ થઈ છે એ વખતે મારે તેની સભાળ લેવી જોઇએ ચાલ હુ પણ તારી સાથે તેને જોવાને માટે આવુ "

પોતાના પિતાએ અચાનક પ્રકટ કરેલી પ્રસ્તુત ઇચ્છાથી નવનિત ચમક્યો તેણે કહ્યુ "પિતાજી! આપ ત્યા આવો તો મને અત્યત આનદ થશે પણ ત્યાનો દેખાવ જોઇને આપનુ હૃદય વિશેષ દુઃખિત થશે આજે આપની તબિયત બરોબર નથી તેમા વળી ત્યા આવવાથી આપના મન ઉપર વિશેષ અસર થશે એ તદ્દન બેભાન અવસ્થામા છે તેના મગજની સ્થિતિ ઘણી જ નબળી પડી ગઈ છે તે આપને પિછાનશે પણ નહિ "

"વારૂ, તો પછી હું ત્યા આવવાનો આગ્રહ રાખતો નથી તુ એકલો જા "

નવનિતે નમન કરીને જવાની તૈયારી કરી એટલે સરદારે કહ્યુ "પણ તું સ્હાજે બરોબર સાત વાગે અહીં હાજર થઇ જજે આપણે સાથે જમવાનુ છે "

નવનિત તે પ્રમાણે વખતસર અત્ર આવવાની ખાત્રી આપીને ચાલ્યો ગયો પછી સરદારે ઘટડી કરી તેનો કારભારી દાખલ થયો સરદારે તેને કહ્યુ : "હમણા જે ગયો તેને તમે જોયો છે તેનુ નામ નવનિતરાય છે તે મારો પુત્ર છે જેવુ માન તમે મારૂં રાખો છો તેવુજ તેનુ માન રાખવાનુ છે મારી આજ્ઞા તમે આપણા સર્વ નોકરોને જણાવજો."

કારભારી નમન કરીને ચાલ્યો ગયો પછી સરદાર એકલો પડ્યો તે મનોગત બોલવા લાગ્યો "આ નવનિત મારો પુત્ર છે તે બાહોશ અને ચાલાક લાગે છે અનત ઉપર તેનો પ્રેમ છે તેને બચાવવાનો પ્રયત્ન કરવાની ઇચ્છા તેણે પ્રકટ કરી છે યમુના પ્રત્યે પણ તેની લાગણી છે પણ કોણ જાણે શાયે કારણથી મારા મનમાં

જેટલો અનંત પ્રત્યે ભાવ છે તેટલો આ નવનિત પ્રત્યે ઉત્પન્ન થતો નથી શુ અનંતે લક્ષ્મીબાઇનુ ખૂન કર્યું હશે ? મને લાગે છે કે તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ હશે નહિ તો તે ખૂન જેવુ નીચ કૃત્ય કરે નહિ અનંત કેવો ગુણી, લાયક, શાંત છોકરો હતો ? છતા પણ તેણે ખૂન કર્યું છે ! અર્થાત્ આ જમાનામા કોઇના દેખાવ ઉપરથી અભિપ્રાય બાંધી શકાય નહિ તેવી જ રીતે નવનિતના સબંધમા પણ સારો કે માઠો અભિપ્રાય એકદમ બાંધી દેવો જોઇએ નહિ. પણ મારે યમુના પાસે જવાની જરૂર હતી તેના અંતકાળે મારી હાજરીથી તેને દિલાસો મળત કાંઇ નહિ, હુ નવનિતને સ્હાજે સમાચાર પૂછીશ અને પછી જરૂર લાગશે તો ત્યા જઈ આવીશ ”

---

## પ્રકરણ ૩૩ મું.

### નર્સ.

નવનિતરાય કમળાપ્રસાદના મકાનમાથી બહાર નિકળ્યો એક ગાડી ભાડે કરીને પોતાના મકાનપર આવ્યો ગાડીવાળાને ભાડાનો એક રૂપીઓ ચૂકવી આપ્યો તે પોતાના મકાનમા ગયો પોતાને ત્યા કામ કરનારી તેના જોવામા આવી તેણે એ છોકરીને પ્રશ્ન કર્યો. “ મારી ગેરહાજરીમા અહીં કોઇ મને મળવાને માટે આવ્યુ હતુ !”

“ નાજી આપને મળવાને માટે કોઇ આવ્યુ ન હતુ ”

આ પ્રત્યુત્તર સાભળીને નવનિતના ચ્હેરાપર એકદમ શાંતિ અને નિશ્ચિતતા પથરાઈ રહી તેણે પૂછ્યુ “ડાકટર આવ્યા હતા ?”

“ હાજી, તે ત્રણ વખત આવી ગયા અત્યારે પણ જમનાબાના ઓરડામા છે,

“વારૂ, હું ત્યા જાઉં છુ મને મળવાને માટે કોઇ આવે તો મારા અભ્યાસગૃહમાં તેને બેસારીને મને ખબર આપજે ”

એમ કહીને તે જમનાબાઇના ઓરડામા ગયો. જમનાબાઇ

બિછાના પર નિશ્ચેષ્ટપણે પડી હતી કોઈ કોઇ વાર તેનુ શરીર ખે-ચાતુ તે વખતે તે પડખુ ફેરવતી હતી

જમનાબાઇના પગ તરફ એક નર્સ બેઠી હતી આ નર્સ અઠાવીશ–ત્રીશ વર્ષની યુવતિ હતી તેણે સોનાની બગડીઓ પહેરી હતી, સાદી શ્વેત સાડી અંગ ઉપર ધારણ કરી હતી, તેનુ વદન ગૌર અને નિર્મળ જણાતું હતુ નવનિતે એ ઓરડામા પ્રવેશ કર્યો એટલે આ નર્સની દૃષ્ટિ તેના તરફ ગઈ જાણે તે નવનિતના અંતરને વાચવાનો પ્રયત્ન કરતી હોય એવી રીતે તેની સામે વેધક દૃષ્ટિએ જોઈ રહી હતી

બિછાનાની આ બાજુએ ડોકટર બેઠો હતો તે બોલ્યો "નવિનિત ! હુ ઘણા વખતથી તારી રાહ જોતો હતો "

નવનિતે જવાબ આપ્યો " હા, હુ ફોજદારી કોર્ટમા ગયો હતો " તે સ્હેજ નીચો નમ્યો અને માત્ર ડોકટરજ સાભળી શકે તેટલા મંદ સ્વરે બોલ્યો "આ જમનાબાઇને હવે આરામ થશે ખરો ?"

ડોકટરે નિરાશાપૂર્વક મસ્તક ધુણાવીને કહ્યુ " બિલકુલ આશા નથી કેસ બગડી ગયો છે મૃત્યુના ચિહ્ન એક પછી એક દેખાતા જાય છે "

તેજ વખતે જમનાબાઇએ બૂમ પાડીને પડખુ ફેરવ્યુ

" ધીમે બોલો એ સાભળે છે " નવનિતે કહ્યુ

" હુ ધારતો નથી કે તે શુદ્ધિમા હોય " એમ કહીને ડોકટર જમનાબાઈ પાસે ગયો તેણે જમનાબાઇની આખનુ પોપચુ ઉંચું કર્યું અંદરનો ડોળો ચળકતો હતો, પરંતુ આખની કીકી નિસ્તેજ દેખાતી હતી ડોકટરે કહ્યુ "જૂઓ જોઇ, એ તમને ઓળખે છે "

નવનિત આગળ આવી, જમનાબાઇનો હસ્ત પોતાના હસ્ત-મા લઇને બોલ્યો " માજી ! હુ તમારો દીકરો–નવનિત ! મને પિછાનો છો ? મારી સામે જૂઓ "

પરંતુ જમનાબાઇએ તેની સામે દૃષ્ટિ પણ કરી નહિ ”

“ મારૂ કથન સાચુ ખરૂ કે નહિ ? ” ડોક્ટરે સ્મિત કરી કહ્યુ

“ ત્યારે તો આ સ્થિતિમા તેને ઘણુ જ કષ્ટ થતુ હશે ”

“ ના ના, બિલકુલ નહિ માણસ બેશુદ્ધ બની જાય છે, પછી તેને થતા કષ્ટનો તેને કશો પણ ખ્યાલ આવતો નથી ” ડોક્ટરે જણાવ્યુ

“ સાહેબ ! રાઈ વટાઇને તૈયાર થઇ ગઈ છે ” નર્સ બોલી

“ લાવો ત્યારે આપણે પ્લાસ્ટર મારીએ ”

તે બન્ને જણાએ મળીને જમનાબાઇની ગરદન પર રાઈનુ પ્લાસ્ટર લગાવ્યુ તે પછી ડોક્ટર નવનિતને ઉદ્દેશીને બોલ્યો “ મને બિલકુલ આશા નથી છતા અમારો નિયમ છે કે દર્દીના દેહમા જીવ હોય ત્યાસુધી આશાનો પરિત્યાગ કરવો નહિ ”

“ ડોક્ટર ! જમનાબાઇ માત્ર એક જ વાર શુદ્ધિમા આવે તો પણ મને ઘણી ઉપયોગી થઈ પડે તેમ છે ” નવનિત બોલ્યો

“ કેવી રીતે ? ”

“ મારા કેસની હકીકત મે તમને જણાવી છે તેમા તેના શબ્દો ખાસ જરૂરના છે ”

“ હા હા, હવે હું સમજ્યો તમે કોના પુત્ર છો તે એ જાણતી હોવી જોઇએ પણ હુ તમને આશા આપી શકતો નથી કદાચ તેને આરામ થશે તો પણ તેની માનસિક શક્તિ તેને પુનઃપ્રાપ્ત થશે નહિ ”

નવનિતે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો

“ હુ હવે જઇશ મારે હજી બે–ત્રણ દર્દીને તપાસવા માટે જવુ છે ”

“ તમે પાછા અહીં ક્યારે આવશો ? ”

“ રાત્રે નવ વાગ્યા પછી આવીશ હાલ મારી ખાસ જરૂર નથી આ નર્સ હૂશિયાર છે, તે અહીં રહેશે અને જમનાબાઇની સભાળ રાખશે ”

" એ સ્ત્રીને તમે લાવ્યા છો ? "

" હા, મારા એક મિત્રની ભલામણથી મે તેને રાખી લીધી છે કેમકે જમનાબાઈની માદગી એવી છે કે એમની પાસે એક કુશળ અનુભવી નર્સની ખાસ જરૂર છે તમને એ પસદ નથી પડતી ? " ડોક્ટરે પ્રશ્ન કર્યો

" એવુ કશુ નથી "

" વારૂ, સાહેબજી, હુ રજા લઇશ "

ડોક્ટર ચાલ્યો ગયો નવનિત પણ તેની સાથે ઓરડામાથી બહાર નીકળ્યો અને પોતાના અભ્યાસગૃહમા આવ્યો તે એક આરામ-ખુરસીપર પડયો અને વિચારગ્રસ્ત બની ગયો તેને શો વિચાર આવતો હશે ? જમનાબાઇની માદગીનો કે તેની સ્થિતિમા અચાનક થયેલા પરિવર્ત્તનનો ? કે પછી પેલી ગોરા ગોગ ગાલવાળી નર્સનો ?

નવનિત બહુ જ ઊંડો માણસ હોય એમ દેખાય છે, કેમકે તેના ચ્હેરાપરથી તેના અ તરમા ચાલતા વિચારો કળી શકાતા નથી. તેની વિચારતદ્રા કયા સુધી ચાલત તે કહી શકાતુ નથી પણ કેટ-લીક વાર પછી પેલી નર્સ તેના ઓરડામા આવી અને તે એ નર્સને જોઇને ઝબકીને બેઠો થયો

તેણે પૂછ્યુ " કેમ, શુ કામ છે ? મારી માતા પાસે મારી જરૂર છે ? "

" આપની જરૂર નથી પણ એકાદા પુરાણીની જરૂર છે તે આપની માતાના બિછાના પાસે બેસીને ગીતાનો પાઠ કરે તો આ-પની માતાના આત્મ. શાતિ થાય "

" ભલે ત્યારે અમારી કામ કરનારીને કહો, તે કોઇ પુરાણીને બોલાવી લાવશે " નવનિતે સમતિ આપી

" સાહેબ ! મને આપની બહુજ દયા આવે છે આપની માતાના આ ભયકર મ દવાડની આપના મન ઉપર ઘણી જ અસર થઇ છે જૂઓને, આપનો ચ્હેરો તદ્દન લેવાઇ ગયો છે પણ આપણી

માતાનો મંદવાડ આટલો બધો શા કારણથી વધી ગયો ? મને અનેક પ્રકારના દર્દીનો અનુભવ થયો છે પણ આવી માંદગી તો મેં આજે પહેલ વહેલી જ જોઈ "

" મારી માતાનો મંદવાડ વધી જવાનું કારણ હું પણ સમજી શકતો નથી હું ધારૂં છું કે એ બાબત ડોક્ટર પાસેથી તમને વિશેષ માહિતી મળી શકશે "

" પણ આ દર્દ લાગુ પડવાનું કારણ તો તમારા જાણવામાં હશે જ ? " નર્સે પૂછ્યું

" હા, પરંતુ અત્યારે મારૂં મન વ્યગ્ર હોવાથી હું એ વિષયની ચર્ચામાં ઉતરવા ઇચ્છતો નથી "

" મને એમ લાગે છે કે તેમના મન ઉપર કોઈ જાતનો આઘાત થયો હશે " નર્સે પોતાનો અભિપ્રાય આપ્યો

" હા, એ બનવા જોગ છે " નવનિતે અનુમોદન આપ્યું

" એમ ! ત્યારે તો શો આઘાત થયો છે એ તમે જાણતા હશો ? "

જવાબ આપવામાં પોતે ભૂલ કરી છે એમ નવનિતને લાગ્યું. તેને લાગ્યું કે બહુ જ સંભાળીને બોલવા જેવું છે તેણે કહ્યું " એ હું ..ી શકતો નથી પરંતુ મારી માતાની વૃદ્ધાવસ્થા હોવાથી તેમનું હૃદય અને મગજ નબળા પડી ગયા હશે તેથી સાધારણ ધ્રાસકો પડતા પણ તબિયત બગડી જાય એ સ્વાભાવિક છે "

" બરોબર, હું પણ એમ જ ધારૂં છું પોતાના કોઈ સગાસંબંધીના મૃત્યુના સમાચાર જાણવામાં આવ્યા હોય અથવા તો પોતાના કોઈ સગા ઉપર મોટી આફત આવી પડયાનું તેમના સાંભળવામાં આવ્યું હોય તો આવું દર્દ લાગુ પડે એ સંભવિત છે "

તે વખતે પેલી કામ કરનારી બાઈ ઓરડામાં આવી અને બોલી " સાહેબ ! કોઈ મારવાડી આપને મળવાને માટે આવ્યો છે. "

" જા, એને અંદર મોકલ. " નવનિતે આજ્ઞા કરી. પછી તે

પેલી નર્સને ઉદ્દેશીને બોલ્યો " તમે મારી માતા પાસે જાઓ હું આ મને મળવા આવેલા માણસની સાથે વાતચીત કરીને ત્યા આવુ છુ "

નર્સ ચાલી ગઈ બીજી પળે એક મારવાડી આ ઓરડામા દાખલ થયો

## પ્રકરણ ૩૪ મું.

### મારવાડી.

વાચકોમાના જેમને મુબઈના મારવાડીઓનો પરિચય થયો હશે તેમને આ મારવાડીના સબધમા વિશેષ જાણવાનુ રહેશે નહિ પરતુ મુબઇના મારવાડીઓનો પરિચય બધાયે વાચકોને થયો હોય એમ હુ માનતો નથી તેમની જાણને માટે આ મારવાડી મહાશયની થોડીક ઓળખાણ આપવાનુ હુ આવશ્યક ધારૂ છુ

આ મારવાડી પોતાના વતનમાથી મુબઇ આવ્યો હતો પરતુ મુબઇમા બરોબર નહિ ફાવવાથી તે ચદ્રનગર આવીને રહ્યો હતો તે સ્વભાવે શાત, નિર્માની અને સહનશીળ હતો તે અહી સોનાચાદીનો વેપાર કરતો હતો પરતુ એ વેપાર તરફ તેનુ ખરૂ લક્ષ ન હતુ ખરૂ ધ્યાન તો ધીરધાર પર હતુ તેની પાસે ગમે તેવો માણસ આવે તો પણ તેને નાણા ધીરવાની તે ના કહેતો નહિ હા, કોને કેટલી રકમ ધીરવી જોઇએ તેનો તે પૂરતો વિચાર કરતો હતો કા તો તે દાગીના ઉપર નાણા ધીરતો, અથવા તો જો તેને વિશ્વાસ પડતો હોય તો બે માસની, ત્રણ માસની કે ચાર માસની મુદતની હુડીઓ લખાવી લઇને તેના ઉપર નાણા ધીરતો હતો તેના અસિલોની સખ્યા મોટી હતી કેમકે તે બનતા સુધી પોતાના અસિલ ઉપર કોર્ટમા દાવો કરીને તેની આબરૂ ઉપર હાથ નાખતો નહિ તે વ્યાજ પણ તેની દૃષ્ટિએ તો ઓછુ જ લેતો હતો તેના જાતભાઇઓ તથા તેના જેવા ધીરધાર કરનાર બીજા વેપારીઓ સેકડે પચોતેર

—એશી ટકા કે લાગ ફાવે તો એક સો ટકા સુધી પણ વ્યાજ લેતા; જ્યારે આ ઉદાર દિલનો મારવાડી વધુમા વધુ વ્યાજ દરવર્ષે દર સેકડે પાસઠ ટકા સુધી લેતો હતો તે સમજતો હતો કે જો કોર્ટમા ફરિયાદ કરવી પડે તો કોર્ટ તેને આટલુ વ્યાજ અપાવે નહિ કોર્ટ તો બહુમા બહુ નવટકા કે પછી છેવટે કદાચ બાર ટકા સુધી વ્યાજ કબૂલ રાખે એથી તે એકસો પાસઠ રૂપીયાની હુડી લખાવી લઇને એકસો રૂપીઆ આપતો અર્થાત્ વ્યાજની રકમ અગાઉથીજ લઇ લેતો હતો એથી તેને કોર્ટમા દાવો કરવો પડે તોપણુ એકસો પાસઠ મુદ્દલ અને તેના ઉપર નવ કે બાર ટકા લેખે વ્યાજ તેને મળી શકે

જો કોઈ તેની પ્રશસા કરે, તેનો આદરસત્કાર કરે તો એ તેને પસદ પડતુ હતુ નવનિતને તેના સ્વભાવનો પરિચય હતો, એટલે તેણે આ મારવાડીનો સારો સત્કાર કર્યો પરસ્પર તબિયતના સમાચાર પૂછાયા બાદ મારવાડીનુ અત્ર આવવાનુ કારણુ પોતે જાણતો હોવા છતા પણુ નવનિતે તેના આગમનનુ કારણુ પૂછ્યુ એટલે મારવાડીએ કહ્યુ " મારે અહીં આવવાનુ કારણુ તમારા જાણવામા છે તમારી હુડીઓની મુદત આજે પૂરી થાય છે તમે દશ હજાર, સાત હજાર અને પાચ હજાર મળી કુલ્લે બાવીશ હજાર રૂપીઆની ત્રણુ હુડીઓ મને લખી આપી છે તેના પૈસા આપો "

" વાહ વાહ ! મશ્કરી તો નથી કરતા ? " નવનિત બોલ્યો

" મશ્કરી ! લ્હેણુા પૈસાની માગણીનો અર્થ મશ્કરી થતો હોય તો આ મશ્કરી ખરી ! " મારવાડીએ કહ્યુ

" મને તો આ મશ્કરી જ લાગે છે મે અઠવાડિયા પહેલા તમને જણાવ્યુ છે કે મારાથી વખતસર પૈસા ભરી શકાશે નહિ, માટે મને થોડી વધુ મુદત આપવી "

" તેનો જ્યારે મે કશો જવાબ ન આપ્યો ત્યારે તમારે સમજવુ જ જોઇએ કે હું તમારી માગણી કબૂલ રાખતો નથી મારી ખાત્રી છે કે તમે આજે મને મારી લ્હેણી રકમ અવશ્ય આપી દેશો."

" તમે ઉતાવળ ન કરો મારી પાસે અત્યારે એક પાઇ પણ નથી " નવનિતે કહ્યું

" વાહ વાહ ! ચાર–ચાર વાર મુદત બદલાવી છતા પણ હુ ઉતાવળ કરૂ છુ એમ તમે કહો છો ? "

" અને તે મુદત બદલાવતા સેકડે પાસઠ ટકા લેખેનુ વ્યાજ અગાઉથી કાપી લ્યો છો, એ વાતનુ તો તમને સ્મરણ જ રહ્યુ નથી "

" જ્યારે તમે મને પૈસા આપવાની આનાકાની કરો છો ત્યારે તમારી હુંડીઓ મારે બીજાને વેચવી પડશે તેને તમે પૈસા નહિ આપો તો તે ફોજદારી કરશે " મારવાડીએ ધમકી આપી

" મને કોઇનો ડર નથી–ફોજદારીથી હુ ડરતો નથી પણ તમારા તરફથી હું આવા વર્તનની આશા રાખતો ન હતો હું તો તમને ઘણા જ ભલા માણસ સમજતો હતો " નવનિતે મારવાડીને શાત કરવાનો પ્રયત્ન કર્યો કેમકે પોતાના ઉપર ફોજદારી કે દિવાની થાય એ તેને પસદ ન હતું

" ભલમનસાઇની પણ હદ હોવી જોઇએ " મારવાડી બોલ્યો " હુ અમસ્થો સખ્ત થતો નથી મારે નાણાની ખાસ જરૂર છે અને મારી પાસે અત્યારે એક પાઈ પણ નથી "

નવનિતે જોયુ કે આ મારવાડી અત્યારે ખોટુ બોલતો નથી તેણે કહ્યુ " હુ પણ તમારા જેવો જ બલકે તમારા કરતા નપાવટ છુ "

" તો પછી મારે કોર્ટનો આશ્રય લેવો પડશે "

" કોર્ટનો તમે આશ્રય લેશો તેથી કાંઈ વળવાનું નથી હુ તમારી લ્હેણી રકમને કબૂલ કરીશ કોર્ટ હુકમનામુ કરી આપશે તમે આ મકાન ઉપર જપ્તી લાવશો પણ આ મકાન અમારૂ નથી અને આ મકાનમા જે કાઇ વસ્તુ છે તે સર્વ મારી માતાની છે "

" હું એ બધુ જાણુ છુ અને તમારી ઓફિસમા જે ચોપડીઓ તથા ફરનીચર છે તેનુ લીલામ થાય તો બાવીસો રૂપીઆ પણ ઉપજે તેમ નથી એવી મારી ખાત્રી છે "

" ત્યારે તમે એમ ધારતા હશો કે મને દિવાની જેલમા બેસા-રવો એ તો વધારે ખરાબ દિવાની જેલની મને બ્હિક લાગે તેમ નથી એથી તમારા નાણાનુ પાણી થશે અને તમારૂં કશુ વળશે નહિ " નવનિતે ખુલાસો કર્યો

" હુ તમારી સાથે દલીલમા ઉતરવા નથી માગતો તમે મને મારા પૈસા આપી દેવાની તજવીજ કરો " મારવાડીએ કટાળીને કહ્યુ.

"મારે એ તજવીજ કરવી કેવી રીતે ? મારી પાસે પૈસા નથી. મારી માતા માદી છે તે સાજી હોય તો તેની પાસેથી પણ મને પૈસા મળી શકે તેમ નથી ત્યારે મારે શુ કરવુ એ વિષયમા તમેજ સલાહ આપો "

" હુ શી સલાહ આપુ ? હુ તો કહું છુ કે તમારૂ ઉડાઉપણુ તમને નડવાનુ છે તમે મેનકાની પાછળ જોઇએ તે કરતા વધારે ખર્ચ કરો છો મેનકા સુદર છે, પરતુ તેના સૌદર્ય કરતા તેનો ઉ-ડાઉ સ્વભાવ ચડી જાય તેવો છે "

મેનકાના સબધમા મારવાડીને આ પ્રમાણે બોલતો જોઇને નવનિત ચિડાયો પણ તે મૌન રહ્યો મારવાડી આગળ બોલવા લા-ગ્યો " મે તમને અનેક વખત સલાહ આપી છે પણ તમે મારૂ કહ્યુ નહિ માનતા એ મેનકાની પાછળ દિવાના બની ગયા છો તમે એમ સમજતા હશો કે તેની મરજી પ્રમાણે ખર્ચ કરવાથી તમે તેના પ્રેમને ટકાવી શકશો' પણ એ તમારી ભૂલ છે જ્યારે તમે ભૂખડી બારસ થઇ જશો, તમારા ખીસા ખાલી થઇ જશે એટલે તે તમારા તરફ શુ કરશે પણુ નહિ "

છત્રી વગરના મનુષ્યને લાચારીથી વર્ષાદના ઝાપટા સહન કરવાં પડે છે, તે પ્રમાણે ખીસે ખાલી થઈ ગયેલા નવનિતને આ મારવા-ડીના ટોણા સહન કરવા પડતા હતા છેવટે તેનાથી સહન ન થયુ ત્યારે તે બોલ્યો " આટલુ લાબુ વિવરણ કરીને તમે કહેવા શું માગો છો ? "

"મારે કહેવાનુ માત્ર એટલુ જ છે કે મારા બાવીશ હજાર રૂપીઆ ગમે તેમ કરીને મને આપી દો જો તમે નહિ આપો તો હું કોર્ટમા દાવો કરીને તમારી પ્યારી માશુકની મિલકત ઉપર જપ્તી લાવીશ "

"બિલકુલ નહિ, તમને તેની મિલકત પર જપ્તી લાવવાનો લેશ માત્ર પણ અધિકાર નથી "

"શા માટે નથી ? પૂરેપૂરો છે એ મિલકતને અર્થેજ તમે મારી પાસેથી લીધેલા પૈસા વાપર્યા છે તેનો હુ પૂરાવો આપી શકીશ. માટે મહેરબાની કરીને મારા પૈસા આપી દો, અને હું તમને સલાહ આપુ છુ કે તમે મેનકાને છોડી દો. મેનકામા તમે ખુવારખસ્ત થઈ ગયા છો અને હજી વધુ થઇ જશો પછી કોઇ તમને સહાય નહિ કરે એ કુલટા તમને કશા પણ કામમા આવવાની નથી હું તેની આગલી તમામ હકીકતથી માહિતગાર છુ જે પોતાના ધણીની નથી થઈ તે બીજા કોની થનાર છે ? એ દુષ્ટા—"

નવનિત અત્યત ચિડાઇ ગયો હતો તેણે ક્રોદ્ધપૂર્વક ગર્જના કરી "ચૂપ રહો ! મારી પાસે કોઇની નિદા કરવાની જરૂર નથી, તેમ મને તમારી સલાહની દરકાર નથી તમે ચાલ્યા જાઓ અને આજે ને આજે ખુશીથી કોર્ટમા જઇને દાવો કરો દાવો કર્યા પછી કોર્ટ મારા ઉપર હાજર થવાનો સમન્સ કાઢશે તેમા આઠ દિવસની તો ઓછામા ઓછી મુદત આપશેજ હુ આઠમે દિવસે હાજર થઇને કોર્ટ પાસે એક મહિનાની મુદત માગીશ મુશ્કેલીમા આવી પડેલા દેવાદારને જો તે દેવુ કબૂલ કરતો હોય તો કોર્ટ એક મહિનાની મુદત આપે છે. એટલે આઠ ને ત્રીશ આડત્રીશ દિવસ સુધી તો તમને એક પાઇ પણ મળી શકવાની નથી મારે લગભગ તેટલાજ સમયની જરૂર છે. ત્યારપછી તો હુ તમને જોઇશે તેટલા રૂપીયા આપીશ અરે તમારે જોઇતા હશે તો પચાશ હજાર પણ આપીશ. માટે આ બાવીશ

હજારમા બીજા બે હજાર મને આપો અને પૂરા પચીશ હજારની હૂંડી હુ તમને પીશતાલીશ દિવસની મુદતની લખી આપુ તે કબૂલ રાખો "

"પણુ પીસ્તાલીશ દિવસ પછી તમારી સ્થિતિ સારી થઇ જશે એવી ખાત્રી કોણુ આપે છે?" મારવાડી બોલ્યો

"હુ પોતે આપુ છુ તે વખતે તમે મારી સ્થિતિમા મોટો ફેરફાર થયેલો જોશો "

"કેવી રીતે? હ હ ! સમજ્યો, મેનકા આજે સ્હવારે જ કહેતી હતી કે તમારૂ લગ્ન થનાર છે. એક પૈસાદાર કન્યાનો પ્યાર સ પાદન કરવામા તમને સફળતા મળી છે તે સ્વરૂપવતી છે કે કદરૂપી? અરે રૂપને શુ કરવુ છે? રૂપને બદલે રૂપીઆ હોય એટલે બસ ! રૂપ મેનકામા અને રૂપીઆ એ કન્યામા ! વારૂ, પણુ તમે લગ્ન કરશો એટલે તમારે મકાન લેવુ પડશે "

"એ તો અત્યારે કેમ કહી શકાય ?"

"વારૂ–વારૂ, તમને યોગ્ય લાગે તેમ કરજો પચીશ હજારની હુડી લખી આપો તમારો બાકીનો અવેજ હુ સોમવારે આવીને આપી જઇશ "

"આજે નહિ આપો ?"

"આજે નહિ આજ તો મારી પાસે સીલીકમા કશુ પણુ નથી" મારવાડીએ કહ્યુ "રહો, પચીશને બદલે સતાવીશ હજારની લખી આપો તમારી માશુક મેનકાએ નવીન પોશાક માટે મને ઓર્ડર આપ્યો છે તેના બિલના નાણુા પણુ ભરવાના છે "

"પણુ તમે મને પૂછ્યા સિવાય એવી રીતે તેના પોષાકનો ઓર્ડર લ્યો તે યોગ્ય કહેવાય નહિ " નવનિત બોલ્યો

"જો તમારે પૈસા ન આપવા હોય તો હુ મેનકાને કહીશ કે નવનિતરાય પૈસા આપવાની ના પાડે છે, તુ આપી દે એટલે તે વગર આનાકાનીએ બિલના નાણુા ચૂકવી આપશે તેનો સ્વભાવ તમારા જેવો લાહરીયો નથી."

" એવું કાઈ કરશો નહિ આમે ને આમે હુ ત્રીશ હજારની હુડી લખી આપુ છુ તેમાથી બાવીશ હજાર તમારા લ્હેણા અને પોષાકના બિલના જતા બાકીના રૂપીઆમાથી તમારૂ વ્યાજ કાપી લઈ બાકી જે રકમ રહે તે મને તુરત પહોચતી કરજો "

" બહુ સારૂ, એમ કરજો " વ્યાજનો લોભી મારવાડી કબૂલ થયો

નવનિતે ત્રીશ હજારની પીસ્તાલીશ દિવસની મુદતની હુંડી લખી આપી તે લઇને મારવાડી ચાલતો થયો

અત્યારે ઘડિયાળમા સ્હાડાપાચ વાગી ગયા હતા નવનિતે તેના પિતા સરદાર કમળાપ્રસાદને ત્યા જવાનુ આપેલુ વચન યાદ આવ્યુ તે મનમા બોલ્યો " મારે અત્યારે તેમને ત્યા જવુ ? નહિ, જમનાબાઇને આવી ભયકર સ્થિતિમા છોડીને બહાર જવુ તે ઠીક નહિ "

તેણે કમળાપ્રસાદ ઉપર એક પત્ર લખ્યો તે પત્ર ટુકો જ હતો તેમા માત્ર એટલુ જ લખ્યુ હતુ કે " જમનાબાઈની તબિયત ભયકર છે કયારે અત આવશે તે કહી શકાય તેમ નથી માટે દિલગીર છુ કે આપને આપેલા વચન મુજબ અત્યારે આપની પાસે હુ આવી શકીશ નહિ "

પત્ર કરી, કવરમા બીડી, શરનામુ કરીને તેણે પોતાના એક નોકર સાથે સરદાર સાહેબને ત્યા મોકલી આપ્યો પછી તેને એક બીજો વિચાર આવ્યો તેણે તેને ત્યા કામ કરનારી છોકરીને પોતાના ખડમા બોલાવીને પૂછ્યુ " મારી મા માદી છે એ વાર્ત્તા મારા મામાના જાણવામા છે ? "

" મને ખબર નથી " છોકરીએ જવાબ આપ્યો

" પણ તે એમને સમાચાર નથી મોકલાવ્યા ? જા, અત્યારે ને અત્યારે તેમને સમાચાર આપી આવ જો તે ઘેર ન હોય તો તેમને ગમે ત્યાથી શોધીને અહીં મોકલવા તેમના નોકરને કહેજે '

છોકરી ગઇ પછી નવનિત ઉઠયો અને તેની માતાના ખડમા

ગયો પેલી નર્સ ત્યાં બેઠી હતી તેને પૂછ્યું "બ્હેન ! મારી માતાની તબિયત કેમ છે ? કાંઈ આશા છે ? "

" કાંઈ કહી શકાય નહિ પણ રાઈનું પ્લાસ્ટર માર્યું છે તેનાથી લાભ થશે એમ મારૂં માનવું છે "

" ઇશ્વર સારૂં જ કરશે "

" હું પણ પરમેશ્વરને એજ પ્રાર્થના કરૂં છું કે આ બાઇને જલ્દી આરામ કરી દે હું તેમને બિલકુલ વીલા મૂકતી નથી એક ઝોકું પણ ખાધું નથી ડોકટર આવશે એટલે થોડી વાર હું આરામ લઇશ "

" કાંઇ હરકત નહિ તમે આરામ લેજો. હું મારી માતા પાસે બેસી રહીશ " નવનિતે કહ્યું

## પ્રકરણ ૩૫ મું.

### નવનિતને ત્યાં.

ન્યાયાધીશ અત્યંત કંટાળી ગયો હતો એટલે અંબિકાપ્રસાદે અનંતપ્રસાદ નિર્દોષ હોવાના સંબંધમાં જે કાંઈ કહ્યું એ તરફ તેણે લક્ષ આપ્યું નહતું એ વાચકો જાણે છે પરંતુ એથી અંબિકાપ્રસાદ નાસીપાસ કે નિરૂત્સાહી બની જાય તેમ ન હતો તે કોઇ પણ રીતે અનંતપ્રસાદ નિર્દોષ છે એમ સિદ્ધ કરવા માગતો હતો તે કોર્ટના મકાનમાંથી બહાર નિકળ્યો અને કયાં જવું તેનો કશો પણ વિચાર કર્યાં વગર ચાલવા લાગ્યો ચાલતાં ચાલતાં તેના મનમાં અનંતપ્રસાદના સંબંધમાં જ વિચારો આવતા હતા તે સ્વગત બોલ્યો " અનંતપ્રસાદ નિર્દોષ છે એ ચોક્કસ છે તેણે લક્ષ્મીબાઇનું ખૂન કર્યું નથી એમ હું એકસો ને એક ટકા જેટલી ખાત્રીપૂર્વક માની શકું છું પણ તે બીજા કેવી રીતે માની શકે ? મુખ્ય મુશ્કેલી જ ત્યાં છે એક મનુષ્ય નિર્દોષ હોવા છતાં પણ સંયોગો

તેને આરોપી ઠરાવે છે અને કોર્ટ સંયોગો તથા પૂરાવા ઉપર આધાર રાખે છે મે એવા ઘણા કેસ જોયા છે કે જેમા કોર્ટને અમુક આરોપી ચોક્કસ દોષિત લાગતો હોય છતા પણ પૂરતા પૂરાવાના અભાવે તેને નિર્દોષ ઠરાવીને છોડી મૂકવો પડે છે. પેલા રાયમલે ઘાસતેલ છાટીને તેની સ્ત્રીને સળગાવી મૂકી હતી એ વાત દીવા જેવી ખુલ્લી હતી, તથાપિ જે દિવસે એ સ્ત્રીનુ ખૂન થયુ તે દિવસે અને તે જ વખતે રાયમલ પોતાની સ્ત્રીથી સો માઇલ દૂર હતો એવો પૂરાવો કોર્ટમા રજુ થયો અને તેને પરિણામે તે નિર્દોષ ઠરીને છૂટી ગયો તેવીજ રીતે અનતપ્રસાદે ખૂન કર્યું નથી એમ તે પોતે કહે છે, હું માનુ છુ, તથાપિ સયોગો તેની વિરૂદ્ધ હોવાથી કોર્ટ તે વાર્તા માની શકતી નથી "

તેની દૃષ્ટિ એકાએક એક હોટેલ તરફ ગઈ આજ સ્હવારનુ તેણે કશુ પણ ખાધુ નથી એ વાતનુ તેને સ્મરણ થયું સ્હાજના પાચ થઈ ગયા હતા સ્હવારે માત્ર એક કપ ચહા પીધો હતો ત્યારબાદ અનતપ્રસાદના કેસમા તેનુ મગજ ગુચાયેલુ રહેવાથી તેને ભૂખનુ સ્મરણ થયુ ન હતું પણ અત્યારે હોટેલ સામે દૃષ્ટિ જવાથી એ વાર્તાનુ એકાએક તેને સ્મરણ થયુ તે બોલ્યો "પ્રથમ ક્ષુધાદેવીને શાત કરવાની જરૂર છે ત્યારપછી નવનિતને મળવા જઇશ જમનાબાઈની તબિયત જોવાની જરૂર છે વળી નવનિતે સરદાર કમળાપ્રસાદ સાથે શી વાત કરી તે પણ જાણવાની જરૂર છે.

એવો વિચાર કરીને તેણે પેલી હોટેલમા પ્રવેશ કર્યો ત્યા જઇ ક્ષુધાનિવારણ કરી, ચહા પાન કરીને તે બહાર નીકળ્યો અને સીધો નવનિતને મળવાના ઇરાદાથી તેને ત્યા ગયો

એ વખતે નવનિત વિચારગ્રસ્ત અવસ્થામા હતો તેનુ વદન ચિંતાપૂર્ણ દેખાતુ હતુ અબિકાપ્રસાદના મનમા એક બ્હિક હતી નવનિતની સાથે સભાષણમા એકાદો વધારે પડતો શબ્દ બોલી જવાય અને પોતે આ વિધવાના ખૂનના કેસમા ભાગ લે છે એવી નવ-

નિતને જાણ થાય તો તે યોગ્ય નહિ. નવનિત ઉપર અંબિકાપ્રસાદને અત્યંત ભાવ હતો, તે તેને પોતાના પુત્રથી અધિક માનતો હતો તથાપિ પોતે પોલિસની સાથે ડિટેક્ટિવ તરીકે ભાગ લે છે એ નવનિતને જણાવવાને રાજી ન હતો એ વાર્તા સર્વથી ગુપ્ત રાખવાની તેની ઉત્કટ ઇચ્છા હતી

તેણે પૂછ્યુ "જમનાબ્હેનને કેમ છે ?"

નવનિત આ પ્રશ્નને કશો પણ જવાબ નહિ આપતા તેને જમનાબાઈના ખંડમા લઈ ગયો અત્યારે જમનાબાઈ બિછાનામા પડખુ વાળીને સૂતી હતી તે ઉંહ્કારા કર્યા કરતી હતી કોઇ વખત હાથ ઉંચો નીચો કરતી હતી બાકી જડવત્ સ્થિતિ હતી

"ડોકટરને શો અભિપ્રાય છે ?" અંબિકાપ્રસાદે મંદ સ્વરે પ્રશ્ન કર્યો

' હમણા જ તે જોઇને ગયા તેમનો અભિપ્રાય એવો છે કે હવે લાખો વખત જીવન ટકશે નહિ "

અંબિકાપ્રસાદે એક નિશ્વાસ નાખ્યો તે બોલ્યો "અહા ! તેને અત્યારે કેટલુ દુઃખ થતુ હશે ? પણ તેનો પુત્ર–ખરો પુત્ર ખૂનના શકથી કારાગૃહમા સડે છે એ જાણુતા તેને જે દુઃખ થાત તેના પ્રમાણમા તો આ દુઃખ કશા હિસાબમા નથી "

"હા, તમારૂ કહેવુ વાજબી છે અને તેથી જ હું ઇચ્છુ છુ કે આવી ને આવી બેશુદ્ધ અવસ્થામા તેનો અંત આવી જાય તો સારૂં મારો આ સ્ત્રી ઉપર કેટલો ભાવ હતો એ તમે જાણો છો મેં તેના મારી સાથેના ઠગબાજીભર્યા વર્તન માટે તેના ઉપર એક–બે વખત ગુસ્સો કર્યો હશે, તેનો તિરસ્કાર કર્યો હશે, તથાપિ હજી પણ મારો તેના ઉપર ભાવ છે, તેના મનને શાંતિ રહે એવી મારી ઇચ્છા છે, અને તેથી જ હવે તે જીવે એ કરતા મૃત્યુદેવને શરણુ થાય એ વધારે સારૂં એમ હું માનુ છુ તેના પુત્રના સંબંધમા મારૂં માનવુ એવુ છે કે તે નિર્દોષ છે."

"શુ ! તું પણ તેને નિર્દોષ માને છે ?" આ શબ્દો અંબિકાપ્રસાદના મુખમાથી સરી પડયા પણ પછી તેને અત્યત પશ્ચાત્તાપ થયો કારણ કે આ શબ્દો સાભળીને નવનિત તેની સામે આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યો હતો. તેના મુખમાથી નિકળેલા આ શબ્દોનો ખુલાસો કરવો જોઇએ એમ માનીને તેણે કહ્યુ "અનતપ્રસાદ ઉપર ખૂનનો આરોપ મૂકીને તેને પકડવામા આવ્યો છે તે વાર્તા આખા ગામમા ચર્ચાઇ રહી છે પરતુ હું તો તેને નિર્દોષ માનુ છુ કારણુ કે તે આવુ હલકુ કૃત્ય કરવાને માટે કદી પણ તત્પર થાય નહિ વળી હુ જેને મારો અભિપ્રાય જણાવુ છુ તે પણ મારા મતમા સમતિ આપે છે કોઇ પણ મનુષ્ય મારા મતનો વિરોધ કરતો નથી તે ઉપરથી હુ માનુ છુ કે એ વાર્તામા સત્યાશ હોવો જોઈએ"

"અબિકાપ્રસાદ ! લોકોના મત ઉપર આધાર રાખવો તે ઠીક નથી અત્યારે સામાન્ય રીતે જનસ્વભાવ એવો છે કે ગમે તેવી ટીકા કરવાને મડી જાય છે દરેક મનુષ્ય પોતાને ડાહ્યો અને બુદ્ધિમાન્ સમજે છે તથા હું આમ કહુ છુ, મારો મત આવો છે, એવા પ્રકારના ટાહુકા પૂરવાને એકદમ તત્પર થઇ જાય છે એટલે એ લોકોના મત ઉપર આધાર રાખવાની આપણને કશી પણ જરૂર નથી છતા પણ અનતપ્રસાદ મારો ભાઈ છે એથી એનો બચાવ કરવાનો હુ મારાથી બનતો પ્રયત્ન કરીશ મે મારા પિતા સરદાર સાહેબને પણ કહ્યુ છે કે હું અનતપ્રસાદનો વકિલ થઇને તેના તરફથી કોર્ટમા ઊભો રહીશ"

નવનિતના શબ્દો સાભળીને અંબિકાપ્રસાદ આનદમા આવી ગયો, તે બોલ્યો "નવનિત ! તારૂ ઔદાર્ય જોઇને મને અત્યાનદ થાય છે હુ તો ધારતો હતો કે મોટાઇ મળતા તું અભિમાની થઈ જઈશ, મારા જેવાની સાથે ખૂલ્લા દિલથી વાત પણ નહિ કરે પરતુ તારૂ આજનુ વર્ત્તન જોઇને મારી એ શકા ટળી ગઈ છે, અને તે માટે હું તારૂ અભિનંદન કરૂ છુ વારૂ, તું તારા પિતાને મળ્યો ? તેની સાથે તારે શી વાત થઈ હતી ?"

"હુ મારા પિતાને મળ્યો છુ અને દરેક બાબતની યોગ્ય વ્યવસ્થા કરી છે પરતુ જમનાબાઇની તબિયત નરમ હોવાથી મારૂ મન વ્યગ્ર છે જ્યારે શાત થશે ત્યારે હુ તમને સર્વ હકીકત જણાવીશ"

અબિકાપ્રસાદે જોયુ કે આજે હવે કાઇ વિશેષ નવીન જાણુવાનુ મળશે નહિ એટલે તેણે કહ્યુ "વારૂ, હુ રજા લઇશ કારણ કે આજે મારી તબિયત ઠીક નથી મસ્તક દુખે છે એટલે વ્હેલા સૂઇ જવાની ઇચ્છા થાય છે"

નવનિતે તેને રોકાવાનો આગ્રહ કર્યો નહિ તેણે કહ્યુ જમબાઇના ભાઈની હુ રાહ જોઉં છુ તે હમણા આવશે તેને મારે તમામ હકીકત જણાવવી કે કેમ તેનો હુ વિચાર કરૂ છુ જો કહુ છું તો તેને શોક થવાનો સભવ છે, અને ખરી હકીકત તેનાથી છૂપાવવી તે પણ ઠીક નહિ"

"મારી સલાહ એવી છે કે હાલમા તો એ વિષયમા મૌન જ રહેવુ" અબિકાપ્રસાદ બોલ્યો અને તે ઉઠીને બહાર આવ્યો. નીચે ઉતરતા તે મનોગત બોલ્યો "ખરેખર! નવનિતના જેવો ઉદાર સ્વભાવ મે બીજે ક્યાય પણ જોયો નથી"

તે અહીથા પોતાને ઘેર ગયો અને કપડા ઉતારી દિવાનખાનામા એક આરામખુરસી પર બેઠો હવે તે વિચાર કરવા લાગ્યો "મેં આ ખૂનમા શુ ખોટી તપાસ કરી હતી? ના, મારી તપાસ સાચી હતી એ તપાસના પરિણામમા અનતપ્રસાદ ગુન્હેગાર ઠરે છે, જ્યારે ખરી રીતે તો તે નિરપરાધી છે! ત્યારે મે નિર્ણય ઉપર આવવામા કાઇંક ઉતાવળ કરી ખરી વિધવા લક્ષ્મીબાઇનુ ખૂન થયુ છે એ વાત ચોક્કસ છે પણ તેના ખૂનથી લાભ કોને? શુ એકલા અનંતપ્રસાદનેજ લાભ થાય તેમ છે? ના, તેના ખૂનથી ત્રણ જણાને લાભ થાય એક તો અનતપ્રસાદને તે સરદાર કમળાપ્રસાદનો અનૌરસ છોકરો છે એવો પૂરાવો કોઇ આપી શકે નહિ. બીજો લાભ જમનાબાઇને તેનો ખરો છોકરો અનતપ્રસાદ જે સ્થિતિમા છે તેજ

સ્થિતિમા રહી શકે ત્રીજો લાભ સરદાર કમળાપ્રસાદને જો લક્ષ્મીબાઇ કોર્ટમા સાક્ષી પૂરે તો સત્ય હકીકત જાહેર થાય અને સરદારની પ્રતિષ્ઠાને હાની પહોચે વારુ, એ ત્રણમા અનંતપ્રસાદે ખૂન કર્યું નથી, જમનાબાઇનો જાણવામા આ ખૂનની હકીકત આવતા તેના મન ઉપર એકાએક આઘાત પહોચે છે અને તે મૃત્યુપથે પ્રયાણ કરે છે એ ઉપરથી તેણે પણ ખૂન કર્યું નથી એ વાર્તા સિદ્ધ થાય છે બાકી રહ્યો સરદાર પોતે તેણે આ કાર્ય કર્યું હશે ? ના, તેણે સ્વહસ્તે આ કાર્ય કર્યું નથી કોઈ બીજાની સહાય લીધી હશે, અને તે બીજો મનુષ્ય પણ સાધારણ પ્રકારનો નથી તે શ્રીમત હોવો જોઇએ આવા દુષ્ટ કૃત્યો કરીને જ તેણે પૈસો એકઠો કરેલો હોવો જોઇએ જો હુ એ માણસને શોધી શકુ તોજ ખરા ખૂનીનો પત્તો લાગે અને અનંતપ્રસાદને નિરપરાધી ઠરાવી શકાય પેસ્તનજી શેઠે પેલા છેલકડીવાળા માણસની બાતમી મેળવી છે મને લાગે છે કે તે જ માણસે વિધવાનુ ખૂન કર્યું હશે હે પ્રભુ ! એ માણસને પકડવામા તુ પેસ્તનજી શેઠને મદદ કરજે જો એ માણસ પકડાય તો જ મારા ખોટા અભિમાનમા અનંતપ્રસાદ ઉપર મિથ્યા આરોપ મૂકવાનુ સાહસ મે કર્યું છે તે દૂર થાય અને તેનુ નિરપરાધીત્વ સિદ્ધ થાય હાય ! અનંતપ્રસાદનુ નિરપરાધીત્વ સિદ્ધ કરવાને માટે હું મારી અર્ધી મિલકત આપી દેવાને તૈયાર છુ."

તે ઉઠયો અને ભોજનગૃહમા ગયો તેને જે ભાવ્યુ તે ખાઈ લીધુ પુન પોતાના શયનગૃહમા આવીને ધૂમ્રપાન કરવા લાગ્યો થોડીવારે બિછાનામા પડયો અને નિદ્રાધીન બની ગયો

નિદ્રાધીન થયાને તેને કેટલોક સમય થયો હશે તેનુ મન સ્વપ્નસૃષ્ટિમા વિચરવા લાગ્યુ ચંદ્રનગરના ચોકમા પુષ્કળ માણસો એકઠા થયા હતા વચ્ચે ફાસીનો માચડો તૈયાર કરવામા આવ્યો હતો અનંતપ્રસાદ માચડાપર ઊભો હતો તેના હાથ પાછળથી બાધવામા આવ્યા હતા તે સર્વ મનુષ્યોની મેદની તરફ જોઈ રહ્યો હતો. એક માણસે

તેના ગળામા દોરડું નાખ્યુ એવામા અનતપ્રસાદની નજર અબિકા-પ્રસાદ તરફ ગઈ અને તે એક ફીફીયારી પાડીને બોલી ઉઠયો "મારો ઘાત કરાવનાર–મને યમસદન પહોચાડાવનાર દુષ્ટ આ રહ્યો " એ સાભળીને સર્વ લોકો અબિકાપ્રસાદ સામે જોઇ રહ્યા તે ન્હાસવા લાગ્યો પણ ન્હાસી શક્યો નહિ અનતપ્રસાદ પુન બોલ્યો "હુ તદ્દન નિર્દોષ છુ મે ખૂન કર્યું નથી ખરો ખૂની તો . છે" તેણે કોઇનુ નામ આપ્યુ પણ એકઠા થયેલા મનુષ્યોના ઘોંઘાટમા એ નામ અબિકાપ્રસાદના સાભળવામા આવ્યુ નહિ છેવટે અનત-પ્રસાદની નીચેનુ પાટીયુ ખેચી લેવામા આવ્યુ અને તે દોરી પર લટકી રહ્યો

અબિકાપ્રસાદ એક મોટા ચિત્કાર સાથે જાગૃત થઈ ગયો તેનુ આખુ અગ પ્રસ્વેદથી રેબઝેબ થઇ રહ્યું હતુ આ બધુ પોતે જોયું તે સાચુ નહિ પણ સ્વપ્ન હતુ એવી પોતાની ખાત્રી કરતા તેને પુષ્કળ સમય લાગ્યો

તેને હવે પુન નિદ્રા આવી નહિ વખતે ઉંઘી જાય ને ફરીથી આવુ ભયાનક સ્વપ્નુ આવે તો, એવી તેને ભીતિ લાગતી હતી તે બોલ્યો "હાય ! આ ડિટેક્ટિવનો ધધો અત્યત અધમ છે નિર્દોષ મનુષ્યને ફાસીને લાકડે લટકાવવો એજ તેનુ ફળ ! નહિ, હવે તો આ અનતપ્રસાદને કેદ મુક્ત કરાવ્યા પછી મારે કદી પણ ડિટેક્ટિ-વનો ધધો કરવો નહિ પોલિસને તથા ન્યાયાધીશને કાંઈ મારી ખોટ જણાવાની નથી"

અત્યારે પરોઢ થઈ ગયુ હતુ તેણે દતધાવન કરીને સ્નાન કરી લીધુ રસોયો હજી સુતો હતો એટલે પોતાની જાતેજ સ્ટવ ઉપર ચહા બનાવીને પી લીધો



# પ્રકરણ ૩૬ મું.

## ન્યાયાધીશનો ઉત્સાહ.

સ્હવારે આઠ વાગે અંબિકાપ્રસાદ ન્યાયાધીશની પાસે ગયો ન્યાયાધીશે તેનો યોગ્ય સત્કાર કર્યો અંબિકાપ્રસાદે પ્રારંભમા જ કશો પણ પ્રસ્તાવ કર્યા વગર અનંતપ્રસાદ નિર્દોષ છે એમ જણાવવાનો પ્રયત્ન કર્યો તેણે એ વિષયમા પોતાનાથી બની તેટલી દલીલો કરી. પરંતુ તેના શબ્દોની ન્યાયાધીશના મન ઉપર અસર થઈ નહિ. ન્યાયાધીશ ચોક્કસપણે અનંતપ્રસાદને ગુન્હેગાર માનતો હતો તેની ખાત્રી હતી કે બે-ત્રણ દિવસમા પોતે અનંતપ્રસાદના મુખેથી જ તેણે કરેલો ગુન્હો કબૂલ કરાવી શકશે તેને એમ લાગ્યુ કે આ અંબિકાપ્રસાદ તરંગી મગજનો મનુષ્ય હોવો જોઇએ એક વખત તે પોતે જ અનંતપ્રસાદ ગુન્હેગાર છે એમ સાબિત કરવાને મથતો હતો અત્યારે તેની નિર્દોષિતાના સબંધમા દલીલ કરી રહ્યો છે એવા મનુષ્ય ઉપર વિશ્વાસ રાખવો કામનો નહિ

પોતાના કથનની ન્યાયાધીશના મન ઉપર કશી પણ અસર થતી નથી એવું અંબિકાપ્રસાદે જોયુ એટલે તે બોલ્યો "સાહેબ! ત્યારે હવે માત્ર દશ મીનિટ મને અનંતપ્રસાદ સાથે મુલાકાત કરવાની, વાતચીત કરવાની રજા આપો" તેણે ધાર્યું હતુ કે પોતાની વફાદારીભરી સેવાના બદલામા પોતાની આ માગણીનો સ્વીકાર કરવામા આવશે

પરંતુ ન્યાયાધીશે તેની માગણીનો સ્વીકાર કર્યો નહિ તેણે કહ્યુ "હુ દિલગીર છું કે તમારી માગણીનો સ્વીકાર કરી શકતો નથી કારણ કે આરોપીને એકાંતવાસમા રાખવાથી જ તે ઠેકાણે આવશે એવુ મારૂ માનવુ છે"

"જેવી આપની ઇચ્છા એ માટે હૂં આપને વિશેષ આગ્રહ કરી શકતો નથી પરંતુ એટલુ કહીશ કે આપ મારા કથન ઉપર લક્ષ

નહિ આપવામા મોટી ભૂલ કરો છો અને તે માટે પાછળથી આપને મોટો પસ્તાવો થશે ”

“ એ વિચારવાનુ કામ મારૂ છે ” ન્યાયાધીશે કહ્યુ “ મને જે યોગ્ય લાગશે તે હુ કરીશ ”

“ વારૂ, ત્યારે હવે હુ રજા લઈશ “ અબિકાપ્રસાદ ઉઠયો અને બહાર ચાલ્યો ગયો તે જતા જતા મનમા બબડવા લાગ્યો· “ ન્યાયાધીશ તદ્દન મૂર્ખ છે તે સત્યપ્રિય છે, નિષ્પક્ષપાતી છે, પરતુ તેના જેવો હઠિલો આજ સુધીમા મે બીજો કોઈ પણ મનુષ્ય જોયો નહિ હોય હવે તો અનતપ્રસાદને બચાવવાને માટે મારે મારા પોતાના ઉપર જ આધાર રાખવાનો રહ્યો ”

ન્યાયાધીશ વખત થયો એટલે કોર્ટમા ગયો બીજા કેટલાક કેસોની તપાસ કર્યા બાદ તેણે અનતપ્રસાદને કારાગૃહમાથી બોલાવ્યો. તેણે વિચાર્યું કે અનતપ્રસાદ તરફ જો દિલસોજી દર્શાવવામા આવે અને માયાળુપણે તેને પ્રશ્નો કરવામા આવે તો કદાચ તે ગુન્હો કબૂલ કરી દે ખરો તેણે એ પ્રયત્ન કરી જોયો પરતુ અનતપ્રસાદ એકનો બે થયો નહિ તે તદ્દન શાત જણાતો હતો તેને ભવિષ્યનો કશો પણ વિચાર થતો હોય એમ લાગતુ ન હતુ જેવો તે શાત હતો તેવો જ મક્કમ હતો અને “ મે ખૂન કર્યું નથી હુ તદ્દન નિર્દોષ છુ ” એમ અવારનવાર કહ્યા કરતો હતો તે દિવસે પોતે કયા સ્થળે હતો એ વિષયમા એક પણ શબ્દ ઉચ્ચારતો નહિ

છેવટે તેને પુન કારાગૃહમા મોકલી આપ્યો હવે ન્યાયાધીશે વિચાર કર્યો કે જે દિવસે લક્ષ્મીબાઇનુ ખૂન થયુ તે દિવસે અનતપ્રસાદને બાલાઘાટ કે જલગ્રામમા જોનાર કોઈ મળી આવે તો સારૂ. એથી તેણે પાચ–સાત જાસુસોને અનતપ્રસાદના ફોટાગ્રાફની નકલો આપી અને તેમને બાલાઘાટ તથા જલગ્રામમા જઇને એ નકલો બતાવી, ખૂન થયુ તે સ્હાંજે આ ફોટાવાળા માણસને ત્યા કોઇએ જોયો છે કે કેમ તેની બાતમી મેળવી લાવવાની આજ્ઞા કરી.

એક દિવસ પસાર થઇ ગયો પરંતુ કશા નવીન સમાચાર આવ્યા નહિ તેણે તપાસ કરવા મોકલેલા જાસુસો પાછા આવ્યા એક પણ માણસે અનંતપ્રસાદને જોયાનો પૂરાવો તેઓ મેળવી શક્યા નહિ તેઓ માત્ર એક નવી ખાતમી લાવ્યા કે અંબિકાપ્રસાદ મોટરમાં બાલાઘાટ અને જલગ્રામ આવતો અને છૂપી રીતે ત્યાં તપાસ પણ કરતો હતો એ સાંભળીને ન્યાયાધીશને અંબિકાપ્રસાદ ઉપર ગુસ્સો ચડયો પણ તે તેને કશું કરી શકે એમ હતો નહિ

થોડી વારે ન્યાયાધીશને એક તાર મળ્યો એ તાર પેસ્તનજી શેઠનો હતો તેમાં નીચે મુજબ લખ્યું હતું —

“ ગુન્હેગારનો પત્તો મળ્યો છે આજે સ્હાંજે અમે આવી પહોંચીશું. ” આ તાર વાંચીને ન્યાયાધીશને હસવું આવ્યું પરંતુ અંબિકાપ્રસાદ જો અત્યારે અહીં હોત તો તે હસત નહિ



## પ્રકરણ ૩૭ મું.



### કુસુમનો પ્રયત્ન.

પેસ્તનજીનો પત્ર મળ્યો તેને બીજે દિવસે સ્હવારે ન્યાયાધીશ રમેશચંદ્ર હમેશ કરતાં વ્હેલો એટલે નવ વાગે કોર્ટમાં જવાને તૈયાર થયો કેમકે તે પેસ્તનજીને મળવાને તથા તેને હાથ લાગેલા ગુન્હેગારને જોવાને માટે આતુર હતો

તેણે વસ્ત્રો ધારણ કરીને હાથમાં છત્રી પકડી તેજ વખતે એક પટાવાળાએ અંદર આવીને કહ્યું “ સાહેબ ! એક યુવતી તેના કરતાં મોટી ઉમરની સ્ત્રી સાથે અત્ર આવી છે તે આપને અત્યારે ને અત્યારે જરૂરી કામ બાબત મળવા ઇચ્છે છે ”

“ તેનું નામ શું છે ? ” ન્યાયાધીશે પ્રશ્ન કર્યો

“ તે પોતાનું નામ જણાવવાની ના કહે છે તે કહે છે કે

'જો ન્યાયાધીશ સાહેબ મારૂ નામ જાણ્યા વગર મારી મુલાકાત નહિ લેવાનુ કહેતા હોય તોજ હું મારૂ નામ આપીશ ' "

ન્યાયાધીશ એકાદ બે પળ વિચારગ્રસ્ત રહ્યો પછી તેણે કહ્યુ " નામ જાણવાની જરૂર નથી તેને અદર મોકલો "

તેણે એવો વિચાર કર્યો હતો કે આ સ્ત્રી પોતાની પાસે ચાલતા કેસોમાના એકાદા આરોપીની સગી હશે અને તેને માટે આજીજી કરવાને માટે આવી હશે બે-ત્રણ મીનિટમા તેની મુલાકાત પતાવી શકાશે

પરતુ તેની એ કલ્પના ખરી ઠરી નહિ તેના દિવાનખાનામા એક યુવતિએ પ્રવેશ કર્યો એ યુવતિને જોતા જ રમેશચદ્ર સ્તબ્ધ બની ગયો એ વખતે તે ટેબલ પાસે ઊભો હતો તેના હાથમા કાચનુ હોલ્ડર હતુ તેના આગળા ધ્રૂજવા લાગ્યા અને કાચનુ હોલ્ડર જમીનપર પડવાથી તેના ચૂરેચૂરા થઇ ગયા

" કુસુમ ! તુ અહીં ? " રમેશચદ્રના મુખમાથી ઉદ્દગાર સરી પડ્યો

તે કુસુમ પોતે જ હતી તે પોતાની પરિચારિકાની સાથે અત્ર આવી હતી પરિચારિકાને બહાર રાખીને તેણે રમેશચદ્રના દિવાનખાનામા પ્રવેશ કર્યો હતો

રમેશચદ્ર અનેક વખત કુસુમને એકાતમા મળ્યો હતો, પરતુ તેનુ આજનુ સૌદર્ય તેને અનુપમ લાગ્યુ તે દમામદાર રીતે ન્યાયાધીશની નજીક આવી અને બોલી "રમેશચદ્ર ! એક વખત આપણી મૈત્રી હતી હુ ધારૂ છુ કે એ સમયને તમે વિસરી ગયા નહિ જ હો " આ વખતે તેના વદન ઉપર સ્મિત પથરાયેલુ હતુ, પણ તેના અવાજમા ઉત્સાહ ન હતો

રમેશચદ્રે કહ્યુ " કુસુમ ! મારા અતરને ખૂલ્લુ કરી બતાવવાની મારામા શક્તિ હોય તો તારી જરૂર ખાત્રી થાય કે તારા ઉપરનો મારો સ્નેહ પ્રથમના જેવો અને જેટલો જ અવિચળ છે "

કુસુમે એક ખુરસીપર આસન લીધુ ન્યાયાધીશ પણ પોતાની

ખુરસીપર બેઠો પછી કુસુમે કહ્યુ "હું અત્યારે તમારી પાસે શા કાર્ય માટે આવી છુ તેની કલ્પના તમે કરી શકો છો ?"

"હા, હું તારા આગમનના કારણની કલ્પના જરૂર કરી શકુ છુ." રમેશચદ્રે દીર્ઘ નિ શ્વાસ પૂર્વક જવાબ આપ્યો તેના મનમા અત્યારે માત્ર એક જ વિચાર ચાલતો હતો કે 'કુસુમ મારી પાસે જે માગણી કરે તેનો મારે સ્વીકાર કરવો કે નહિ ?'

"રમેશચદ્ર ! આ ભયકર ઘટનાની માહિતી મને ગઈ કાલે જ મળી મારા માતુશ્રી અથવા બીજાઓ આ બનાવની હકીકત મા-રાથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતા હતા તેમ કરવામા તેમનો ઉદ્દેશ સારો હશે, પણ મારે કહેવુ જોઇએ કે આ કેસનુ પરિણામ આવી ગયા પછી છેવટે તો આ હકીકત મારા જાણવામા આવત અને તે સમયે મારા મનની અવસ્થા ઘણી જ ખરાબ થાત સારૂ થયુ કે મારી વફાદાર પરિચારિકાએ ગઇ કાલે એ વાર્ત્તા મને જણાવી પહેલા તો હુ અત્યત ભયભીત બની ગઇ, પરતુ જ્યારે મારા જાણવામા આવ્યુ કે તેનો કેસ તમારી પાસે ચાલે છે, ત્યારે મારો ભય બિલકૂલ દૂર થઇ ગયો રમેશચદ્ર ! મારે તમારો મોટો આભાર માનવો જોઇએ મારા ઉપરની લાગણીને ખાતર જ આ કેસ તમે બીજા ન્યાયાધીશને નહિ સોપતા તમારી પાસે રાખેલો હોવો જોઇએ"

કુસુમના આ શબ્દો ન્યાયાધીશને કારી ઘા સમાન લાગ્યા તેના આભારમા જાણે ભયકર તિરસ્કાર સમાયો હોય એવો તેને ભાસ થયો કારણ કે આ કેસ ચલાવવામા કુસુમની ધારણા કરતા પોતાનો ઉદ્દેશ જુદા જ પ્રકારનો હતો તે બોલ્યો "કુસુમ ! હુ તારા આભારને જરી પણ લાયક નથી"

"નહિ, તમારો આ વિવેક તમારી નિર્માનિતાને પ્રકટ કરે છે. તદ્દન અજાણ્યા ન્યાયાધીશ પાસે કેસ ચાલતો હોત તો હું તેની પાસે જવાની હિમ્મત કરી શકત નહિ, કારણ કે તે મને પિછાનતો નહિ હોવાથી મારા વચન ઉપર તેને વિશ્વાસ રહેત નહિ. તમારી

ભલમનસાઇનો મને અનુભવ છે તમારો શુદ્ધ સ્નેહ અને મારા તરફની લાગણી હુ સમજુ છુ વારૂ, અનતપ્રસાદ ઉપર શો આરોપ મૂકવામા આવ્યો છે ?"

"તેના ઉપર એક વિધવા સ્ત્રીના ખૂનનો આરોપ મૂકવામા આવ્યો છે."

"ખૂન ! આ હુ શુ સાભળુ છુ ? તેના ઉપર મૂકાયેલા આરોપ વિષે મને કશુ પણ કહેવામા આવ્યુ ન હતુ માત્ર તેને પરહેજ રાખવામા આવ્યો છે અને તેનો કેસ તમારી પાસે ચાલે છે એટલું જ મારા જાણવામા આવ્યુ હતું પણ અત્યારે તમારી પાસેથી તેના ઉપર ખૂનનો આરોપ છે એમ સાભળતા મને અત્યત આશ્ચર્ય થાય છે ! હુ ખાત્રીપૂર્વક જણાવુ છુ કે તે કદી પણ ખૂન કરે તેવો નથી તે તદ્દન નિર્દોષ છે"

"નહિ, કુસુમ ! એટલી બધી ખાત્રી કોઇ પણ મનુષ્યને માટે રાખવી તે ભૂલ ભરેલુ છે મારે જણાવવુ જોઇએ કે અનતપ્રસાદ નિર્દોષ નથી"

ન્યાયાધીશના શબ્દો સાભળીને કુસુમ પોતાનો વિરૂદ્ધ મત પ્રકટ કરવાને માટે ઊભી થઇ ગઈ, પરતુ તેને બોલતી અટકાવતો ન્યાયાધીશ પુન બોલ્યો "તને હુ કહુ કે અનતપ્રસાદ દોષિત છે તો ?—"

"રમેશચદ્ર ! આ તમે શુ બોલો છો ? તમે કેવી રીતે એમ કહી શકો ?"

"હા, હું સાચુ જ કહું છુ તેણે ખૂન કર્યું છે એ વિષયમા મારી ચોક્કસ ખાત્રી થઇ ગઈ છે" ન્યાયાધીશ નિશ્ચયપૂર્ણ સ્વરે બોલ્યો

કુસુમ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી ન્યાયાધીશના ચ્હેરા સામે જોઇ રહી

રમેશચદ્રે કહ્યુ "કુસુમ ! તારે માટે હું કેટલુ સહન કરૂં છું તે એક મારૂં મન જ સમજે છે, પણ સત્ય હકીકત તારા કર્ણ ઉપર લાવવી જ જોઇએ હું જાણુ છુ કે મારા સ્પષ્ટ કથનથી તારા

ખેદમા વધારો થશે, પરતુ એક મિત્ર તરીકે મારી ફરજ છે કે સર્વ સત્ય વાર્તા મારે તારી પાસે પ્રકટ કરવી અનતપ્રસાદ ઉપર ખૂન કરવાનો આરોપ મૂકવામા આવ્યો છે અને એ કૃત્ય તેણે કર્યાનુ ચોક્કસપણે સાબિત થઇ ચૂક્યુ છે ”

રમેશચદ્રને એમ થતુ હતુ કે પોતાના આ શબ્દોથી કુસુમના મન ઉપર મોટો આઘાત થશે તે બેભાન બની જશે, પરતુ તેનુ અનુમાન ખરૂ ઠર્યું નહિ આ દુ ખપ્રદ હકીકત શ્રવણ કરવાનુ બળ અને ધૈર્ય કુસુમે મેળવ્યા હતા પોતાના પ્રેમી ઉપર આવો ભયકર આરોપ મક્કમપણે મૂકનાર રમેશચદ્ર ઉપરનો તિરસ્કાર તેના મનમા ઉદ્ભવ્યો હતો તેણે કહ્યુ “એ વાત તદ્દન અસત્ય છે અને એવી વાત કરનારા પણ ભયકર અસત્યવાદી છે એમ કદી પણ બને નહિ તેના હાથે ખૂન થઈ જ શકે નહિ અરે અનતપ્રસાદ સ્વમુખે પોતે ખૂન કર્યાનુ કબૂલ કરે તો પણ હુ તેના કથનને સાચુ માનુ નહિ ”

“અનતપ્રસાદે ગુન્હો કર્યો છે એમ તે પોતે કબૂલ કરતો નથી, પરતુ તેને કબૂલ કર્યા સિવાય ચાલવાનુ નથી તે ના કહે તો પણ તેની સામેના મજબૂત પૂરાવા કોર્ટ પાસે છે એટલે તેમા તેનાથી છટકી શકાય તેમ નથી ”

“કોર્ટ પાસે ગમે તેટલા પૂરાવા હોય તો પણ હુ હિમ્મત-પૂર્વક કહુ છુ કે તે નિર્દોષ છે” કુસુમે જણાવ્યુ “મને ઈશ્વર કરતા પણ અનતપ્રસાદ ઉપર અધિક વિશ્વાસ છે અને તેની નિર્દોષિતાના સબધમા મારી સપૂર્ણ ખાત્રી થઈ ચૂકી છે આ જગતમા એવી એક પણ સત્તા નથી કે જે તેને ખૂનના આરોપસર ગુન્હેગાર ઠરાવી શકે ”

રમેશચંદ્ર કુસુમના આવા હિમ્મતભર્યા શબ્દો શ્રવણ કરીને છક્ક બની ગયો તેમ છતા પણ તે અનતપ્રસાદ દોષિત હોવાના સબધમા દલીલ કરવા લાગ્યો એટલે તેને અટકાવીને કુસુમ બોલી· “રમેશચદ્ર ! હું તમને મારા વડિલ બધુ અથવા પિતા તુલ્ય સમ-

જતી હતી, તથાપિ અત્યારે મને એમ લાગે છે કે હું કોઈ અજાણ્યા મનુષ્યની સાથે સવાદ કરી રહી છુ કાઇ ચિંતા નહિ અનતને ખાતર ગમે તેટલુ દુઃખ મારા ઉપર આવી પડે તો પણ તે હું સહન કરીશ, પરતુ તે નિર્દોષ છે એમ તો જરૂર પૂરવાર કરી આપીશ હું તમને એક પ્રશ્ન કરવા ઇચ્છુ છુ તેના ઉપર આવો ખૂનનો આરોપ શા કારણસર મૂકવામા આવ્યો છે તે તમે મને જણાવશો ?"

"કુસુમ ! અનંત ખૂની ઠરે, તેને ફાસીની સજા મળે એવી મારી બિલકુલ ઇચ્છા નથી જો તે નિર્દોષ ઠરે તો એથી મને દુઃખ થાય તેમ નથી પરતુ તેણે ખૂન કર્યું છે એમ માનવાનુ મજબૂત કારણ છે તેનુ સરદારપદ, અખૂટ સપત્તિ અને સન્માનનીય પદવી એ ત્રણે વાના તેના હસ્તમાથી સરકી જવાનો સયોગ ઊભો થયો છે એથી તેના અતરમા મોટો આઘાત થયો હતો પોતાની એવી દુર્દશાને કેવી રીતે દૂર કરી શકાય એ વિષયમા તેણે વિચાર કરી જોયો તેને લાગ્યુ કે જો એક વૃદ્ધ સ્ત્રીનો નાશ કરવામા આવે તો પછી કોઇ પોતાના વિરૂદ્ધ પૂરાવો આપી શકે નહિ એથી તેણે એ વૃદ્ધાનુ ખૂન કર્યું છે" રમેશચદ્રે કારણ દર્શાવ્યુ

"શુ ! ન્યાયાધીશ સાહેબના મુખમાથી આવી વાત સાભળીને મને અચબો થાય છે સાહેબ ! આ વાર્તા મે અનતના મુખેથી જ શ્રવણ કરી છે. આ વાર્તા તેના જાણવામા આવતા તેનુ મન ત્રણ દિવસ પર્યંત શોકાકુળ રહ્યુ હતુ, પરતુ તેને શોક થવાનું કારણ જુદુ હતુ પોતાની અર્થહીન સ્થિતિ થઇ જવાથી કદાચ હું તેની સાથે લગ્ન કરવાની ના પાડીશ તો, એ વિચારથી તેને શોક થતો હતો જ્યારે એ વિષયમા તેણે મને વાત કરી ત્યારે મે તેને જવાબ આપ્યો કે મારો પ્રેમ તેના સરદારપદ, સપત્તિ કે મોટાઇ ઉપર નથી, પરતુ તેના પોતાના ઉપર છે એ સાભળીને તેનો શોક, તેની ચિંતા દૂર થઇ ગયા અને તે બોલ્યો કે 'જ્યારે તારો મારા ઉપર પ્રેમ છે ત્યારે મને બીજા કોની પરવા છે ?' મે તેને મારા પ્રેમમા

વ્હેમ લાવવા માટે નંબ્ર ઠપકો પણ આપ્યો હતો સાહેબ! તેના પ્રસ્તુત વિચારો હોવા છતા પોતાનુ પદ, સપત્તિ અને મોટાઇને જાળવી રાખવાને માટે તે કોઇનુ ખૂન કરે એ માની જ કેમ શકાય ?"

કુસુમે સ્મિત કર્યું તેના વદનપર વિજયશ્રી ચમકતી હતી જાણે પોતે રમેશચદ્રનો પરાજય કર્યો હોય એવો ભાવ તેના વદનપર અકિત થતો હતો

આટલુ છતા પણ રમેશચદ્રના મનમા કશો ફેરફાર થયો નહિ. તે બોલ્યો "કુસુમ! તારા વચન ઉપર અણુવિશ્વાસ લાવતા મારા મનમા શુ થતું હશે તેનો વિચાર કરવાનુ હું તને જ સોપુ છુ, મારે કહેવુ જોઇએ કે એક મનુષ્ય ગમે તેવો પ્રામાણિક, પવિત્ર, દયાળુ અને ઉદાર વૃત્તિનો હોય તથાપિ પ્રસગ આવતા તેના મનનુ કેવું પરિવર્ત્તન થાય છે તેનો મને અનુભવ છે તેણે કદાચ આવેશમા આવી જઇને આ ખૂન કર્યું હોય એ સભવિત છે કેમકે તેણે ખૂન કર્યું છે એ વિષયમા મજબૂત પૂરાવા છે "

કુસુમ રમેશચદ્રના આ આગ્રહ ભર્યા શબ્દો સાભળીને નિસ્તેજ બની ગઇ "ત્યારે તે કદાચ દિવાનો બની ગયો હશે " એટલા જ શબ્દો તેના મુખમાથી નિકળ્યા

"હા, કદાચ તેમ પણ હોય " રમેશચદ્ર બોલ્યો "પણ તેણે ઘેલછામા એ કૃત્ય કર્યું હોય એમ માનવાને હું તૈયાર નથી. કારણ કે આ ખૂન લાબા વિચારને પરિણામે થયુ હોય એમ માનવાને સબળ કારણ છે કુસુમ! મારી તો તને એક સ્નેહી તરીકે એટલી સલાહ છે કે તું કશુ પણ નહિ કરતા પરિણામની રાહ જોઇને શાતપણે બેસી રહે હાય! કુસુમ! માતાહીન બાલિકા! મને તારી દયા આવે છે તે એક અયોગ્ય વ્યક્તિને તારા પ્રેમનુ પાત્ર બનાવેલ છે "

"નહિ, ન્યાયાધીશ સાહેબ! નહિ તમારી એ વાર્ત્તાનો હું કદી પણ સ્વીકાર કરી શકીશ નહિ "

"અજ્ઞાન બાલિકા!"

"સાહેબ ! હમણા તમે કહ્યું કે તેણે ઘેલછામા એ કૃત્ય કર્યું હોય એમ માનવાને તમે તૈયાર નથી પરંતુ તમારા માનવા પ્રમાણે જો તેણે ખૂન કર્યું જ હોય, તો હું કહીશ કે તેણે ઘેલછામા જ કરેલુ હોવુ જોઇએ "

"કુસુમ ! તેણે આ કૃત્ય કર્યું છે એવુ સાબિત થાય તો પછી એ કૃત્ય કરતી વખતે તેના મનની સ્થિતિ કેવા પ્રકારની હતી તે તરફ લક્ષ આપવાની તારે જરૂર નથી કારણ કે એવા ખૂની મનુષ્યની સાથે કોઇ પણ પ્રકારનો સબધ રાખવો તે તારે માટે ઇષ્ટ નથી અરે કદાચ તે ખૂનના સબધમા નિર્દોષ ઠરે તો પણ તેને લાગી ચૂકેલુ કલક દૂર થઇ શકે તેમ નથી માટે મારી તને એટલી જ સલાહ છે કે તારે હવે સદાને માટે તેનો વિચાર છોડી દેવો, તેને તજી દેવો "

"ન્યાયાધીશ મહાશય ! ખરેખર પુરુષોનો સ્વભાવ વિલક્ષણ હોય છે તમે મને તેની આવી સ્થિતિમા તેને તજી દેવાની સલાહ આપો છો મારી જગ્યાએ જો કોઇ પુરુષ હોત તો તેણે જરૂર તમારી સલાહનો સ્વીકાર કર્યો હોત, પરંતુ એક સ્ત્રી પોતાના પ્રેમીને તેની દુર્દશામા તજી દેવાને માટે કદી પણ તૈયાર થાય નહિ જો તે તેને તજી દે તો જાણવુ કે તે કુલટા છે "

"કુસુમ ! આવા એક અધમ મનુષ્ય ઉપર તારો આટલો પ્રેમ જોઇને મને અત્યત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે હવે હુ તારી સાથે એ વિષયમા વિશેષ દલીલ કરવા ઇચ્છતો નથી પણ જો તારી ઇચ્છા હોય તો તેની વિરૂદ્ધમા જે પૂરાવા પડયા છે તે હું તારી પાસે રજુ કરૂં એથી પછી તારા મનની શકા ટળી જશે "

"એથી હું તમારો મોટો આભાર માનીશ "

"સાભળ ત્યારે હું વિગતમા ઉતરવા ઇચ્છતો નથી માત્ર એક જ પૂરાવો રજુ કરૂં છુ જે દિવસે રાત્રીએ પેલી વૃદ્ધાનું ખૂન થયું હતું તે દિવસે રાત્રે આઠ વાગે તે બહાર ગયો હતો અને બે વાગે

પાછો ઘેર આવ્યો હતો તે વખતે તેના કપડા કચરાવાળા થઇ ગયા હતા "

કુસુમ સ્હેજ વિચારમા પડી ગઇ અને પછી બોલી "ખૂન કયા દિવસે થયુ હતુ ?"

"મ ગળવારની રાત્રે "

"અહો ! મ ગળવારની રાત્રે !" કુસુમ આન દપૂર્વક બોલી "ત્યારે તો હું ખાત્રીપૂર્વક કહુ છુ કે તેણે ખૂન કર્યું નથી તે ખૂની નથી, નિર્દોષ છે હે પ્રભુ ! તારી કેટલી કૃપા ! તુ જ મારા અન તને બચાવનારો છે !"

કુસુમને આ પ્રમાણે આવેશમા આવી ગયેલી જોઇને ન્યાયાધીશને નવાઈ લાગી તે વિચારમા પડી ગયો કે મ ગળવારે રાત્રે જો ખૂન થયુ હોય તો અન તપ્રસાદ ખૂની નથી એમ કુસુમ આટલી બધી ખાત્રીપૂર્વક શાપરથી કહે છે ? તેણે પ્રશ્ન કર્યો "પણ તું એમ શા ઉપરથી કહે છે ?"

"ન્યાયાધીશ સાહેબ ! તમે બાહોશ હશો, કોઇ પણ મનુષ્યની વિરૂદ્ધ મજબૂત પૂરાવા એકઠા કરવાની તમારી શક્તિ હશે અને એ ન્યાયે જો તમે મારા અન તની સામે તમારા આ પૂરાવાને મજબૂત માનતા હો તો તેમા તમને નિરાશા પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ કેમકે મ ગળવારની રાત્રી તો તેણે મારી સાથે જ ગાળી હતી "

"શુ ! તારી સાથે ?" ન્યાયાધીશના આશ્ચર્યનો પાર રહ્યો નહિ

"હાજી, મારી સાથે અને મારા મકાનમા "

આ પ્રત્યુત્તરથી ન્યાયાધીશના તો બારે વ્હાણુ બૂડી ગયા તે બોલ્યો "તારા મકાનમા તે હતો ? ત્યારે તો નર્મદાબાઇએ તથા તારા નોકરોએ ત્યા તેને જોયો હશે "

"ના, તે કોઈની દૃષ્ટિએ પડયો ન હતો ગુપ્ત રીતે આવ્યો હતો અને ગુપ્ત રીતે જ પાછો ચાલ્યો ગયો હતો "

"ઓહો!" ન્યાયાધીશના મન ઉપરથી જાણે ચિંતાનો મોટો બોજો ઓછો થયો હોય એટલી શાંતિપૂર્વક પ્રસ્તુત ઉદ્દગાર તેના મુખમાંથી નિકળ્યો

આ ઉદ્દગારમા અમુક અર્થ સમાયેલો હતો તે કુસુમને એમ કહેવા માગતો હતો કે 'તારા કથનથી તો અનંત ઉપરનો આરોપ વિશેષ દૃઢ થાય છે, કારણ કે તુ તારી પોતાની પ્રતિષ્ઠાની દરકાર નહિ કરતા, તે મંગળવારની રાત્રે તારા મકાનમા તારી સાથે એકાંતમા હતો એમ કહીને તારા આશકને બચાવવાનો પ્રયત્ન કરે છે'

તેણે નવીન પ્રશ્ન કર્યો "જો તેણે તારે ત્યા એ સમય પસાર કર્યો હતો તો તેના કપડા કાદવવાળા કેવી રીતે થયા?"

"રમેશચંદ્ર! આ તમે શુ બોલો છો? ત્યારે શુ હું અસત્ય બોલી છુ? મારા કથન ઉપર અણવિશ્વાસ! નહિ, યાદ રાખજો કે જો તે ગુન્હેગાર હોત, તેણે ખૂન કર્યું હોત, અથવા તો તેણે ખૂન નથી જ કર્યું એવી મારી ખાત્રી ન હોત, તો હુ કદી પણ તેનો બચાવ કરવાને તમારી પાસે આવી ન હોત મને મારા સ્વમાનની કીમત છે"

"કુસુમ! એમા ઉશ્કેરાઇ જવાનુ કશુ પણ કારણ નથી આપણે મિત્રો છીએ એક મિત્ર તરીકે મને તારા ઉપર સંપૂર્ણ માન છે, પ્રેમ છે પરંતુ એક ન્યાયાધીશ તરીકે મારી ફરજ છે કે મારે દરેક બાબતની પૂરેપૂરી તપાસ કરવી જોઇએ જ્યારે તું એક આરોપીનો બચાવ કરવા માગે છે, તે આરોપીની નિર્દોષિતા પૂરવાર કરવા માગે છે, તો પછી તારે તે ન્યાયાધીશના પ્રશ્નોનો ખુલાસાવાર જવાબ આપીને તેને સંતોષ આપવો જોઇએ એટલે તારે મારા શબ્દોથી તારૂ અપમાન માની લેવાનુ નથી વારૂ કહે, તે તારી પાસે આવ્યો હતો તેનો પૂરાવો શો છે?"

"પૂરાવામા મારો શબ્દ."

" તારો શબ્દ માત્ર ન ચાલે તુ ખરૂ બોલે છે એવી કોર્ટની ખાત્રા કરી આપવી જોઇએ "

" સમજી, સમજી ! ન્યાયાધીશ સાહેબ ! તમારો અનંત ઉપર ગુસ્સો છે મારો તેના ઉપર પ્રેમ છે એ તમારો હરીફ છે, એથી તમે તેને ધિક્કારો છો ન્યાયાધીશ સાહેબ ! તમે એક બેગુન્હા આરોપીને ન્યાય આપવા તૈયાર છો કે તમારા હરીફનો નાશ કરવાને આતુર છો ? "

" કુસુમ ! હુ ઘણો જ દિલગીર છુ કે તુ મારે માટે જોઇએ તે કરતા વધારે પડતુ બોલે છે જો તુ એક ન્યાયાધીશના ઉપર આવો આક્ષેપ કરે તો તને તારા એ કૃત્યની ક્ષમા કદી પણ મળી શકે નહિ તારો અનત ઉપર પ્રેમ છે એ હુ જાણુ છુ પરતુ તેટલા ખાતર કોઇ પણ રીતે હુ તેને અન્યાયપૂર્વક પણ સજા કરવાને તત્પર થાઉં એ બને જ નહિ તુ પોતે જ વિચાર કરી જો તે મગળવારની રાત્રે તારી પાસે હતો એમ મને તે કહ્યુ તે પ્રમાણે તું કોર્ટ સમક્ષ બોલે તો માત્ર તારા શબ્દો ઉપર વજન રહે ખરૂ ? તને હજી ન્યાયકોર્ટોનો અનુભવ નથી, કાયદાની માહિતી નથી તુ સત્ય બોલતી હોઇશ, તથાપિ તે સત્યને માટે પણ કોર્ટ તો પૂરાવાની અપેક્ષા જરૂર રાખે "

કુસુમ નેત્રોમા અશ્રુ સાથે બોલી " ન્યાયાધીશ સાહેબ ! હું દુખિની છુ હુ શુ બોલું છુ તેનુ મને ભાન નથી જો મારા શબ્દોથી તમને અપમાન લાગ્યુ હોય તો હું તમારી ક્ષમા માગુ છુ "

" હું પોતે તેમા કશુ પણ અપમાન માનતો નથી હું તો તને કહું છુ કે હું તારી મારાથી બની શકશે તેટલી સેવા કરીશ " ન્યાયાધીશે જવાબ આપ્યો

" ત્યારે મે તો સત્ય હકીકત જ તમારી પાસે નિવેદન કરી છે તેને પુરવાર કરવામા તમે મને મદદ કરો "

" વારૂ, પણ પ્રથમ હું એમ જાણવા માગું છુ કે તારૂ સગપણ

અનંતપ્રસાદ સાથે થયેલું છે, એ વાર્તા જાહેર થઇ ગઈ છે તથાપિ તારા મકાનમા રાત્રીના સમયે એકાતમા મળવાનુ કારણુ શુ ?"

"હા, તે હું તમને જણાવીશ ગયા રવિવારે હમેશના નિયમ મુજબ બપોરે અનંત મને મળવાને માટે આવ્યો નહિ, પણુ તેણે એક ચીઠી લખીને જણાવ્યુ કે કેટલાક કારણુસર તે મને મળવા આવી શકશે નહિ તેણે એ ચીઠી ઉતાવળમા લખી હતી એથી મને ચિંતા થઇ કે એવુ શુ કારણુ આવી પડયુ હશે ? બીજા દિવસે હું તેના આગમનની રાહ જોતી હતી બીજે દિવસે પણુ તે આવ્યો નહિ તેની બીજી ચીઠી મળી તેમા તેણે મને એકાતમા મળવાની માગણી કરી હતી એ મુલાકાત ઉપર અમારા સુખદુઃખનો આધાર છે એ પ્રમાણે લખ્યુ હતું અને અમારે એકાતમા કયે સ્થળે અને કયે સમયે મળવુ તે મારે નક્કી કરીને જણાવવુ એવી મને સૂચના કરી હતી મે તેને પ્રત્યુત્તર આપ્યો કે તેણે મંગળવારે રાત્રે નવ વાગે અમારા બગીચાના પાછળના દરવાજે આવવુ ત્યા બગીચામા પેલી કુંજ તમે જોઇ છે, ત્યા બેસીને વાતો કરીશુ એવુ મે તેને જણાવ્યુ એ વખતે અમને એકાન્ત મળી શકે તેમ હતી કેમકે મારી મોટી મા રાત્રે સ્હાડાઆઠ વાગે સૂઇ જાય છે"

"એ પ્રત્યુત્તર તે કયે દિવસે મોકલ્યો હતો ?"

"મંગળવારે"

"કેટલા વાગે ?"

"બપોરના બે અને ત્રણુ વાગ્યાની વચ્ચે"

"વારૂ, હવે તારૂં કથન જ્યાથી અધૂરૂં રહ્યું છે ત્યાથી શરૂ કર" ન્યાયાધીશે કહ્યું

"રાત્રે સ્હાડાઆઠ થયા મારી મોટી મા તેમના શયનગૃહમા ગયા હું ઉઠી અને જે સ્થળે બગીચાની પાછલી બારીની ચાવી રહેતી હતી ત્યાથી એ ચાવી લઇને બગીચામા ગઈ મેં ચાવી વડે તે બારીનું તાળુ ખોલવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં મને યશ મળ્યો

નહિ એ બારી ક્વચિત્ જ ખોલવામા આવતી હોવાથી તાળુ કટાઈ ગયું હતુ અને તેમા ચાવીને ફેરવવા જેટલુ મારામા જોર ન હતુ હુ તાળુ ખોલવાની મહેનત કરતી હતી ત્યા ટાવરમા નવના ટકોરા થવા લાગ્યા એક, બે, ત્રણ, ચાર ને પાચમો ડકો થયો તે વખતે અનતપ્રસાદ આવીને બારીની બીજી બાજુએ ખડો થયો તેનો અવાજ સાભળીને મે કહ્યુ 'આ બારીનુ તાળુ ખૂલતુ નથી અને તાળુ ખૂલ્યા સિવાય બારી ઉઘડી શકે તેમ નથી ' 'શા માટે ન ઉઘડે?' તે બોલ્યો "તુ જરી દૂર રહે, હુ બારણાનુ ચણિયારૂ ઉતારી નાખુ ' તેણે એવી રીતે બારીને ખોલવાનો પ્રયત્ન કર્યો પરતુ તેમા તેને પણ યશ મળ્યો નહિ છેવટે કટાળીને મે કહ્યુ 'ત્યારે હવે આપણી મુલાકાત આવતી કાલ ઉપર રાખીયે તો?' તેણે કહ્યુ 'નહિ, મારે તને જે વાર્ત્તા કહેવાની છે તે મુલતવી રાખી શકાય તેમ નથી આજે ને આજે જ કહેવી જોઇએ અને તો જ હું ચિંતામુક્ત થઈ શકીશ બારી નથી ખૂલતી તો શી હરકત છે? હુ દિવાલપર થઇને આવીશ ' 'પણ દિવાલપર કાચના ટુકડા ચોડેલા છે તેથી હાથે કિંવા પગે જખમ થશે તેનુ કેમ?' મે ભીતિ દર્શાવી 'તારી મુલાકાત પાસે એ જખમનુ મને કશુ મહત્ત્વ નથી ' તે બોલ્યો અને દિવાલ કૂદાવીને પળ માત્રમા બગીચાની અદર આવ્યો. તેને કાઇ વિશેષ ઇજા થઇ નહિ તેણે અદર આવીને જે આફત તેના ઉપર આવનાર હતી તેની હકીકત મને વિસ્તારપૂર્વક કશુ પણ છૂપાવ્યા સિવાય સરલ અતકરણથી જણાવી તે દરમિયાન વર્ષાદ શરૂ થતા અમે 'સમર હાઉસ'મા જઇને બેઠા તેણે સર્વ હકીકત મને જણાવી મે તેના મનનુ સમાધાન કર્યું પછી તે જે માર્ગે આવ્યો હતો તેજ માર્ગે થઇને બહાર નિકળી ગયો જતી વખતે મે તેને દિવાલપર ચડવાને માટે અમારા માળીની ન્હાની સીડી ઉપયોગમા લેવાને આપી હતી તે સીડી મે પુન ત્યાથી લઇને દિવાલની બાજુએ કોઇને શકા ન આવે તેવી રીતે મૂકી દીધી "

આ સર્વ હકીકત કુસુમે એટલા આત્મવિશ્વાસપૂર્વક જણાવી હતી કે જેથી ન્યાયાધીશ તેના કથનમા શકા લાવી શક્યો નહિ તેણે પૂછ્યુ "વર્ષાદનો પ્રારભ ક્યારે થયો હતો? અનતપ્રસાદ દિવાલપર ચડીને અદર આવ્યો ત્યારે કે તે પછી?"

"તે પછી અમે વાતો કરતા હતા તે વખતે"

"વારૂ" એમ કહીને તેણે બે પત્રો લખ્યા એક પત્રમા તેણે જેલરને અનતપ્રસાદને કોર્ટમા હાજર કરવાની આજ્ઞા કરી હતી બીજા પત્રમા એક ડિટેક્ટિવને કુસુમના બગીચાની તથા તેની દિવાલની સ્થિતિ તપાસવાની સૂચના કરી હતી તેણે જણાવ્યુ હતું કે 'મગળવારે રાત્રે વર્ષાદ થયો હતો ત્યારપછી વર્ષાદ થયો નથી. વર્ષાદ થયો તે પહેલા અને ત્યાર પછી એમ બે વખત તે બગીચાની દિવાલપરથી કોઈ કૂદીને પસાર થયેલ છે. તે સબધી જે માહિતી મળે તે બારીકાઇથી મેળવવી વળી આ તપાસ એવી રીતે કરવી કે એ મકાનના કોઈ મનુષ્યને કશી શકા આવે નહિ'

આ બે પત્રો લખીને તેણે ઘટડી કરી નોકર અદર દાખલ થયો. તેણે નોકરને આજ્ઞા કરી "ગાડીમા જલ્દી જઇને આ બે પત્રો મારા શિરસ્તેદારને આપી આવ અને તેને કહેજે કે આ પત્રો જેમના પર લખવામા આવ્યા છે તેમને તુરત પહોચાડે"

નોકર ગયા પછી ન્યાયાધીશે પૂછ્યુ "કુસુમ? જે પત્રમા અનતપ્રસાદે તારી મુલાકાત લેવાની ઇચ્છા દર્શાવી હતી એ પત્ર તારી પાસે છે?"

"હાજી" એમ કહીને તેણે પોતાના પોલકાના ગજવામાથી એક પત્ર કાઢીને આપ્યો. ન્યાયાધીશે એ પત્ર વાચીને કહ્યુ "આમા તારીખ નથી તેમ સહી પણ નથી"

"અક્ષર તેના છે, પણ સાહેબ! બનવા જોગ છે કે અમારા નોકરમાથી કોઇએ કદાચ તે રાત્રે અમને બગીચામા બેઠેલા જોયા

હશે આપ અમારા તમામ નોકરોની જુબાની લેશો તો સંભવ છે કે મારા કથનની પ્રતીતિ આપને થશે." કુસુમે કહ્યુ

"તારા નોકરોની જુબાની લઉં ! આ તુ શુ બોલે છે ?"

"સમજી ! અમારી એકાન્ત મુલાકાતની હકીકત પ્રકટ કરવાથી મારી પ્રતિષ્ઠાને ક્ષતિ પહોચવાની તમને ભીતિ લાગે છે, પરંતુ અનંતની નિર્દોષિતા કરતા મને મારી પ્રતિષ્ઠાની કીમત વિશેષ લાગતી નથી કેમકે અનંત સિવાયની મારી પ્રતિષ્ઠા એક કોડીની પણ નથી."

ન્યાયાધીશ કુસુમના શુદ્ધ પ્રેમની મનમા ને મનમા પ્રશંસા કરવા લાગ્યો

તે બોલ્યો "કુસુમ ! તારી સર્વ હકીકત સત્ય હશે એમ હુ માની લઉં છુ કારણ કે તારા કથનમા અણવિશ્વાસ લાવવાનુ કશું કારણ નથી અને એવી ધૃષ્ટતા કરવાનુ હુ પસંદ પણ કરતો નથી "

"અહા ! હવે મને લાગે છે કે તમે મારી સાથે નિખાલસપણે વાત કરો છો અને તમે મારો પક્ષ લીધો છે " કુસુમ ઉત્સાહપૂર્વક બોલી

"પણ તો પછી અનંતપ્રસાદે કોર્ટને ન્યાય કરવાના કાર્યમા સહાય કરવાને માટે વિરૂદ્ધ માર્ગે દોરવાનો પ્રયત્ન કર્યો છે જો તેણે સત્ય હકીકત જણાવી હોત તો તેનો ઉપાય તુરત થાત "

"એમા અનંતે જરી પણ અયોગ્ય કર્યું હોય એમ હું માનતી નથી એક કુળવાન્ યુવતીએ તેના ઉપર રાખેલા વિશ્વાસનો ભંગ તેના જેવા ખાનદાન કુટુંબના યુવક તરફથી કદી પણ થાય નહિ. વળી તેને મારામા શ્રદ્ધા હોવી જ જોઇએ કે હું તેને નિર્દોષ ઠરાવવાનો પ્રયત્ન કર્યા સિવાય રહેવાની નથી એથી તેણે મૌન રહેવાનો દૃઢ નિશ્ચય રાખવામા વાજબી જ કર્યું છે"

"એ ઠીક, પણ તુ અત્ર મારી પાસે આવીને આ સર્વ હકીકત જણાવે છે એ તો આપણી ખાનગી વાત કહેવાય એટલે તારે કોર્ટમા આવવું પડશે અને ત્યા મારો શિરસ્તેદાર તારી જુબાની નોંધી

લેશે. તેના ઉપર તારે સહી કરવી પડશે વર્ત્તમાનપત્રોના રિપોર્ટરો એ વખતે હાજર હશે તેઓ તારી જુબાની પેપરમા છાપી મારશે. કારણ કે આવી હકીકત જલ્દીથી પ્રકટ કરવાની તો વર્ત્તમાનપત્રકારો વચ્ચે હરિફાઈ થાય છે ”

“ એમા પણ મને કશો સંકોચ નથી જે સત્ય છે તે વ્હેલા-મોડું પ્રકટ થયા સિવાય રહેવાનુ નથી અનંત ઉપર તો મારો પ્રેમ છે, તેની સાથે અલ્પ સમયમા મારૂ લગ્ન થનાર છે, પરંતુ એક અજાણ્યો મનુષ્ય તદ્દન નિર્દોષ હોવા છતા તેના ઉપર આવી આફત આવી પડી હોય અને તેને બચાવવાની મારામા શક્તિ હોય તો તે સમયે હુ મારી પ્રતિષ્ઠાની ખોટી દરકાર કરૂ નહિ એવી રીતે પ્રતિ-ષ્ઠાને હાની પહોચવાની ડગલે ને પગલે ભીતિ રાખનારાઓને હુ તો કેવળ દંભી જ સમજુ છુ ”

આ નિર્દોષ અંત કરણવાળી સરલ બાલિકાના મુખમાથી ઝરતા અમૃતનુ પાન કરતો ન્યાયાધીશ મનમા ને મનમા પોતાના પ્રારબ્ધની નિંદા કરતો હતો તેણે કહ્યુ “ વારૂ, તારે હવે જવુ હોય તો જા. તને જ્યારે બોલાવવામા આવે ત્યારે તુ કોર્ટમા હાજર થજે ”

“ પણ તમે મારા અનંતને તો જરૂર બચાવશો ને ? તેને માફી આપશો ને ? ” કુસુમ બોલી તેને એકાએક કશો વિચાર આવ્યો તે પુન બોલી “ એ બરોબર છે તેની માફીને માટે તમને પ્રાર્થના કરવાની જરૂર નથી અત્યારસુધી એ વિચાર મને આવ્યો જ ન હતો તેની સાપ્રત સ્થિતિને માટે ખરી રીતે તેનો પિતાજ જવાબદાર છે તેના પિતાના ભૂતકાલિન વર્ત્તનને કારણે જ આ સ્થિતિ અનંતની અત્યારે થઇ છે હું તેના પિતાને—સરદાર સાહેબને મળીશ અને તેમને અનંતનો બચાવ કરવામા ભાગ લેવાની ફરજ પાડીશ ”

એટલુ કહીને તે ચાલી ગઇ ન્યાયાધીશ તેની પાછળ પ્રશંસા-પૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો અત્યારે ન્યાયાધીશના અંતરમા આ યુવતી માટે જેવો પ્રેમ ઉદ્દ્ભવ્યો હતો તેવો અગાઉ કદી પણ ઉદ્દ્ભવ્યો

ન હતો તે મનમા બોલ્યો "મે કુસુમને મારી પ્રિયપાત્રી બનાવવામા ભૂલ કરી હતી "

હવે તેને બીજો વિચાર આવ્યો 'અનંતપ્રસાદે ખૂન કર્યું હોય એમ માનવાને હજી પણ કશુ કારણ રહે છે ખરૂ ? કુસુમના કથન ઉપરથી એમ કહી શકાય કે કાં તો અનંતપ્રસાદ નિર્દોષ છે અથવા તો કુસુમ પણ તેની સાથે કાવતરામા-શિવ-શિવ-શિવ' કુસુમને માટે એવી શંકા લઈ જવામા પણ મહા પાપ છે તે પોતે ખૂન કરે અથવા કોઇને ખૂન કરવાને પ્રેરે એ બને જ નહિ અંબિકાપ્રસાદનુ કથન સાચુ હતું એક આરોપી પોતાના ઉપર જે કૃત્ય જે સમયે થયાનો આરોપ મૂકાયો હોય તે સમયે પોતે અન્ય સ્થળે હાજર હતો એવું પૂરવાર કરવાનો પ્રયત્ન ન કરે તેને નિર્દોષ માનવો, એમ અંબિકાપ્રસાદે કહ્યુ હતુ એ વખતે તેની વાત મારા હૈયે ન હોતી બેઠી, પણ હવે તેનો સ્વીકાર કર્યા સિવાય છૂટકો નથી વારૂ, હવે ઢીલ નહિ કરતા કોર્ટમા જાઉં અને જેમ બને તેમ જલ્દીથી આ કેસને પતાવી નાખવાનો પ્રયત્ન કરૂ "

તે ઉઠયો અને કપડા પહેરીને કોર્ટમા જવાને તૈયાર થયો અત્યારે તો અનંતપ્રસાદ ક્યારે કારાગૃહમાથી મુક્ત થાય અને પોતાના ઉપરનો નૈતિક જવાબદારીનો બોજો ઓછો થાય એમ તેના મનને થતું હતું

અનંતપ્રસાદ નિર્દોષ ઠરશે ખરો ? ત્યારે ખરો ખૂની કોણ ? જે છેલકડીવાળા માણસને પેસ્તનજી શેઠે પકડયો છે એ કોણ હશે ? આવા પ્રશ્નો વાચકોને થશે તેનો પ્રત્યુત્તર હવે વિશેષ દૂર નથી

## પ્રકરણ ૩૮ મું.

### કુસુમ અને કમળાપ્રસાદ.

કુસુમ ન્યાયાધીશને ત્યાથી નિકળીને સીધી સરદાર કમળાપ્રસાદ પાસે ગઈ કમળાપ્રસાદ દિવાનખાનામા વિચારગ્રસ્ત સ્થિતિમા બેઠા

હતા જ્યારથી પોતાના દીકરાપર ખૂનનો આરોપ આવ્યો અને તે કેદ પકડાયો ત્યારથી તેમને કશુ પણ ચેન પડતું નહિ તેમનો અનત ઉપર પ્રેમ હતો તેથી પોતાના છોકરાને ફાસીની સજા પ્રાપ્ત થવાની ભીતિથી તેમનુ હૃદય દગ્ધ થાય એ સ્વાભાવિક છે તથાપિ વિશેષ ચિંતા તેમને પોતાની પ્રતિષ્ટાની હતી કારણ કે અનતપ્રસાદનો કેસ ન્યાયકોર્ટમા ચાલતા પોતાના ભૂતકાલિન જીવનની સર્વ હકીકત પ્રકટ થશે અને ભૂતકાળમા પોતે ભરેલા અનિષ્ટ તથા ન્યાયવિહીન પગલાને પરિણામે જ આ ખૂન થવા પામ્યુ છે એવુ જાહેર થશે, તેમ જ એ વિષયમા વર્તમાન પત્રકારો અનેક પ્રકારની ચિત્રવિચિત્ર ટીકાઓ કરશે એ વિચારથી તેમને ક્ષણભરની પણ શાતિ મળતી નહિ

કુસુમનુ નામ સાભળીને તે ચમક્યા કુસુમ અને અનતનો એક બીજા ઉપર પ્રેમ હોવાનુ તેમના જાણવામા આવ્યુ હતુ કુસુમ અત્યારે શા માટે આવી હશે ? બધી હકીકત તેના જાણવામા આવી હશે ? અનતપ્રસાદ પોતાનો અનૌરસ પુત્ર હોવા છતા પોતે તેને અત્યારસુધી ઔરસ પુત્ર તરીકે જાહેર કર્યો એ માટે કુસુમ ઠપકો આપવા આવી હશે ? એવા વિચારો તેમના મનમા એક ક્ષણ માત્રમા ઉત્પન્ન થઈ ગયા કુસુમને મળવુ કે નહિ, એવો પ્રશ્ન અતરમા થયો છેવટે મળવાનો વિચાર કરીને તેને અદર મોકલવાની તેમણે નોકરને આજ્ઞા કરી

એક પળ પછી કુસુમે દિવાનખાનામા પ્રવેશ કર્યો તેના નિર્દોષ વદનપર પ્રસરેલુ ગાભીર્ય કોઇ પણ મનુષ્યના મનમા તેને માટે સદ્ભાવ ઉત્પન્ન કરવાને માટે પૂરતુ હતું તેણે અદર આવીને સરદારને નમન કર્યું

સરદાર બોલ્યો "આવો, કુસુમગૌરી ! અત્યારે કેમ આવવુ થયુ છે ?"

"સરદાર સાહેબ ! આપના મુખેથી આવો પ્રશ્ન સાભળીને મને આશ્ચર્ય થાય છે હું શા માટે આવી હોઈશ તે આપ પણ સમજી શકતા નથી ?" કુસુમે કટાક્ષ કર્યો

"હું સમજુ છુ તુ મારા ખૂની પુત્ર અનતના સબધમા પૃચ્છા કરવાને આવી હશે તને તેના સબધમા વિશેષ માહિતી નહિ મળી હોય "

"તમારો ખૂની પુત્ર! અહો સરદાર સાહેબ! આપના જેવા વૃદ્ધ, અનુભવી અને સુવિખ્યાત સરદાર કુટુબમા જન્મેલા સજ્જન પણુ જ્યારે પોતાના જ દીકરા પર ખૂનનો આરોપ કરશે ત્યારે આ બધુ જગત પલટાઇ ગયુ છે એમ માનવુ પડશે "

"તેમા આપણે શુ કરી શકીએ ?" સરદાર બોલ્યો "મારો પુત્ર ખૂની ન હોય, તેણે ખૂન ન કર્યું હોય એવી મારી ઘણી ઇચ્છા છે, પરતુ મારી ઇચ્છા હોય તેથી તે કાઇ નિર્દોષ ઠરી શકે નહિ. તેની વિરુદ્ધમા અત્યારસુધી જે પૂરાવા પડયા છે તે ઉપરથી કોઇ પણ મનુષ્ય તેને ખૂની તરીકે માનવાને તૈયાર થાય તો તેમા આશ્ચર્ય જેવુ કશુ પણ નથી "

કુસુમને સરદારનુ આ કથન વ્યાજબી લાગ્યુ તે બોલી "હું આપના કથનનો વિરોધ કરવા ઇચ્છતી નથી આપ કહો છો તે વ્યાજબી છે, પરતુ માત્ર કોર્ટમા રજુ થયેલા પૂરાવા ઉપરથી આપ તેને ખૂની માની લ્યો છો ? આપે અનતપ્રસાદને એ વિષયમા કશો પણ સવાલ કર્યો છે ખરો ? મારી ખાત્રી છે કે એક પુત્ર પોતાના પિતાની પાસે જરૂર પોતાનુ હૃદય ખોલત અને સત્ય હકીકત જણાવત "

"હા એ બરોબર છે તે પોતે નિર્દોષ હોવાનુ જાહેર કરે છે. પરતુ જે સમયે ખૂન થયુ તે સમયે તે અહીંના મકાનમા ન હતો. કયાય બહાર ગયો હતો કયે સ્થળે ગયો હતો એ વાર્તા તે પ્રકટ કરતો નથી અને તેથી જ તેના ઉપરનો આરોપ મજબૂત થાય છે જો પોતે વિધવા લક્ષ્મીબાઇનુ ખૂન થયુ તે વખતે અમુક સ્થળે હતો એવી કોર્ટની ખાત્રી કરી આપે તો પછી તેના ઉપર ખૂનનો આરોપ ક્ષણુભર પણુ ટકી શકે નહિ " સરદારે કહ્યુ

"પરતુ તે સરદાર કમળાપ્રસાદનો પુત્ર છે જેમા બીજાની

પ્રતિષ્ઠાનો પ્રશ્ન હોય એવી હકીકત તે પ્રકટ ન કરે, બીજાની પ્રતિષ્ઠાને નુકસાન પહોચાડવા કરતા પોતે ખૂની ઠરવાનુ, ફાસીએ જવાનુ પસદ કરે એ સ્વાભાવિક છે એ ભલે પ્રકટ ન કરે પણ હું તે એ વખતે કયે સ્થળે હતા એ જાણુ છુ "

"શુ ! તુ જાણે છે ?" સરદાર કમળાપ્રસાદ આવેશપૂર્વક બોલ્યો "તુ જાણે છે ! વાહવાહ ! કુસુમ ! તું દેવતા છે મારા પુત્રને બચાવવાને માટે, તેના ઉપરનુ કલક દૂર કરવાને માટે પરમાત્માએ જ તને પ્રેરણા કરી છે "

"હા, હુ જાણું છુ " કુસુમે જવાબ આપ્યો "એટલુ જ માત્ર નહિ પણ એ વિષયમા મે જે ન્યાયાધીશની સમક્ષ અનત-પ્રસાદનો કેસ ચાલે છે, તેની પણ ખાત્રી કરી આપી છે "

"ન્યાયાધીશની ખાત્રી કરી આપી છે ? ક્યારે અને કેવી રીતે ? પણ ખૂન થયુ તે સમયે અનત કયે સ્થળે હતો ?"

"તે મારા મકાનના બગિચામા મારી સાથે હતા —" કુસુમ કહેવા લાગી

પણ તેને આગળ બોલવા નહિ દેતા સરદાર વચ્ચે બોલ્યો. "રાત્રીના સમયે તારા બગિચામા તારી સાથે ? પરતુ એ વાર્ત્તા પ્રકટ થવાથી લોકો તારે માટે શુ ધારશે ? એટલુ જ નહિ પણ એ હકીકત તુ જાહેર કરે એથી તારા શબ્દો કરતા વિશેષ પૂરાવાની ન્યાયાધીશ માગણી કરે તો તું શુ કહીશ ?"

"મે તમામ બાબતનો વિચાર કરી જોયો છે મે અનતપ્રસાદને તે સમયે મને મળવાનો તેમની માગણીથી સમય આપ્યો હતો તેમણે જે કાગળમા મને મળવાની માગણી કરી હતી એ પત્ર મે ન્યાયાધીશને બતાવ્યો છે તમામ હકીકત ન્યાયાધીશને જણાવી છે વળી તેમણે મારા બગિચાના પાછલા દ્વારમાથી નહિ પણ દિવાલ ઉપર કુદીને અદર પ્રવેશ કર્યો હતો અને તેજ રીતે તે બહાર નિકળીને ચાલ્યા ગયા હતા એ હકીકત પણ મે ન્યાયાધીશ પાસે નિવે-

દન કરી છે ન્યાયાધીશની સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી છે કે તે નિર્દોષ છે "

"હા–આ–આ–શ ! મારા મનમાંથી એક મોટી ચિંતા દૂર થઇ કુસુમ ! મારા પુત્ર ઉપર ખૂનનો આરોપ સાબિત થાય તો મારા કુળને મોટું કલંક લાગે તેમ હતું તેમાંથી આજે તેં અમારૂં રક્ષણ કર્યું છે અમારા કુટુંબ ઉપર તારો એ અનંત ઉપકાર છે તારો અનંતપ્રસાદ ઉપર પ્રેમ હોવાનું મારા જાણવામાં આવ્યું હતું જો ખરૂં કહું તો મને ક્ષમા કરજે, પણ મને એવું લાગ્યું હતું કે તારી માતામહી એક શ્રીમંત પિતાના પુત્રની સાથે તારૂં લગ્ન કરીને પોતાનો સ્વાર્થ સાધવા ઇચ્છે છે, તું પણ અનંત ઉપર નહિ પણ અનંતના ભવિષ્યના વારસા ઉપર મુગ્ધ થઇ છે પરંતુ આજે તેં મારા નેત્રો ખોલ્યાં છે તારે માટે કુટિલ શંકા લાવવા સારૂં મને દિલગીરી થાય છે અને એ દિલગીરી હું સ્પષ્ટપણે જાહેર કરીને તારી ક્ષમા યાચું છું "

સરદારના શબ્દોથી કુસુમને પ્રથમ તો સ્હેજ ગુસ્સો આવ્યો, પણ પછી તેને લાગ્યું કે 'એમાં સરદાર કમળાપ્રસાદનો દોષ નથી માનવસ્વભાવ જ એવો બની ગયો છે કે દરેક કાર્યમાં તે પ્રથમ શંકાની દૃષ્ટિથી જૂએ છે 'શંકા એ સંકટનું કારણ છે' એ નીતિવાક્યનો મનુષ્યને ખ્યાલ રહેતો નથી' પરંતુ અંતે કમળાપ્રસાદે કરેલા ખુલાસાથી તેને સંતોષ થયો તે બોલી "મારી ક્ષમાની યાચના કરવાની કશી પણ જરૂર નથી હું આપનું જ બાળક છું હવે બીજો કશો વિચાર નહિ કરતાં આપણે અનંતપ્રસાદને જલ્દી કારાગૃહમાંથી મુક્ત કરવાનો પ્રયાસ કરવો જોઇએ "

"પણ તારી હકીકત સાંભળ્યા પછી જો ન્યાયાધીશની ખાત્રી થઇ હોય તો તે હવે એને ક્ષણભર પણ કારાગૃહમાં રાખી શકે નહિ તેને તુરત છોડી જ મૂકવો જોઇએ "

"એ ખરૂં, પણ ન્યાયાધીશ તેમ કરવાને તૈયાર નથી તે

કહે છે કે 'રીતસર કેસ ચલાવીને ત્યારબાદ હુ તેને મુક્ત કરીશ' "

"તો પછી આપણે શુ કરી શકીએ? અનતને કેવી રીતે મુક્ત કરાવી શકીએ?" સરદાર બોલ્યો અનતના પકડાવાથી તેનુ વૃદ્ધ મગજ નિર્બળ અને નિસ્તેજ બની ગયુ હતુ તેને લાબો વિચાર આવતો નહિ જાણે વિભ્રમ અવસ્થા હોય એવી તેના મનની સ્થિતિ થઇ હતી

કુસુમે કહ્યુ "આપણે કોઇ પણ બીજો પ્રયત્ન કરી જોઇએ ન્યાયાધીશ ઉપર કોઇની લાગવગ લાવીએ ન્યાયાધીશ તપાસ ભલે ચલાવે, પણ ત્યાસુધીને માટે અનતપ્રસાદને જામીન ઉપર છોડે એવી ગોઠવણુ થવી જોઇએ "

"હાય! કુસુમ! આગલો વખત બદલાઇ ગયો છે જો અમારો અગાઉનો સમય હોત તો હું કયારનોયે આપણા મહારાજા સાહેબ પાસે ગયો હોત અને તેમણે વિનાવિલબે અનતપ્રસાદને મુક્ત કરવાની ન્યાયાધીશને આજ્ઞા કરી હોત પરતુ મહારાજા સાહેબે પ્રજાકીય મડળની સ્થાપના કરી છે પ્રજાકીય મડળ રાજ્યનો વહિ-વટ ચલાવે છે પોતે તો માત્ર દૃષ્ટા તરીકે રહે છે તેમણે સ્વહસ્તેજ પોતાની સત્તાનો, અધિકારનો નાશ કર્યો છે અરે એક સમય એવો પણ આવશે કે પ્રજાકીય મડળના સભ્યો અર્થાત્ પ્રજાના પ્રતિનિ-ધિઓ મહારાજા સાહેબને કહેશે કે 'મહારાજ! આપ ગાદીનો ત્યાગ કરીને વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરો આપની ગાદીપર આજથી પ્રજાએ ચુંટેલો પ્રમુખ બેસશે!' મે ઇતિહાસનો જે કાઇ અભ્યાસ કર્યો છે તેને આધારે મારો એ વિચાર દૃઢ થયો છે કે લોકોને પ્ર-જાકીય મડળ આપીને મહારાજા સાહેબે જે ડાળી ઉપર પોતે બેઠેલા છે તે ડાળીને જ કાપવાનો પ્રારભ કર્યો છે "

"સરદાર સાહેબ! અત્યારે આપણુ મન અગત્યના કાર્યમા રોકાયેલુ હોવાથી આ વિષયમા હું આપની સાથે ચર્ચા કરવા ઇચ્છતી નથી, તથાપિ એટલુ તો મારે કહેવુ જોઇએ કે આપની સમજ ભૂલ ભરેલી છે. આપ પશ્ચિમના ઇતિહાસને આધારે પ્રસ્તુત અનુમાન કરો

છે, પરંતુ આર્યાવર્ત્તનો ઇતિહાસ તપાસો ! પરશુરામે એકવીશ વખત નક્ષત્રિય પૃથ્વી કરીને સર્વ સત્તા બ્રાહ્મણોને સુપ્રત કરવા છતા પણ બ્રાહ્મણોએ પુન પુન ક્ષત્રિયોને તેમના રાજ્ય પાછા આપ્યા હતા આપણા વર્ણાશ્રમની વ્યવસ્થા જ એવા પ્રકારની છે કે તે વ્યવસ્થાને અનુસરીને રાજા તથા પ્રજા એવા બે ભેદ તો અવશ્ય રહેવાના. પ્રજા પોતાનો વહિવટ ભલે પોતે ચલાવે, પણ તે રાજકર્ત્તાની અમીદૃષ્ટિ નીચે જ સ્વતંત્ર રીતે પ્રજા પોતાનો વહિવટ ચલાવવાનુ કદી પણ પસંદ કરશે નહિ કદાચ અમુક વર્ગ તેમ કરવાને તૈયાર થાય, તેને એ કાર્યમા સફળતા પ્રાપ્ત થાય, તો પણ તેને પરિણામે વસ્તુસ્થિતિ એટલી બધી ખરાબ થશે, એટલી અવ્યવસ્થા થશે કે પુન કોઇ પણ એકાદી વ્યક્તિ સર્વ સત્તા પ્રાપ્ત કરીને રાજ્યાધિકાર ભોગવશે આર્યાવર્ત્તને રાજા સિવાય ચાલી શકવાનુ નથી ”

યુવાનીમા પ્રવેશ કરતી બાલિકાના મુખમાથી આવા ગંભીર અને ઉદ્દાત ઉદ્દગારો શ્રવણ કરીને સરદારને આશ્ચર્ય થયુ તે કુસુમના વિચારો સાથે સંમત થઇ શકયો નહિ, તથાપિ એ વિચારો ઉપેક્ષા કરવા યોગ્ય નથી એમ તો તેને જરૂર લાગ્યુ.

કુસુમ બોલી “ વારૂ, હવે જો આપને ખાસ કામ ન હોય તો ચાલો, આપણે અનંતપ્રસાદને મુક્ત કરાવવાનો પ્રયત્ન કરીએ ”

“ પણ આપણે કયા જઈશુ ? કોની પાસે જઇશુ ? મને લાગે છે કે કાયદાના સંબંધમા આપણે કશુ પગલુ ભરતા પહેલા કોઇની સલાહ લઇએ તો ઠીક હા, ઠીક યાદ આવ્યુ આપણે નવનિતને બોલાવીએ ”

“ નવનિત ! એ વળી કોણ છે ? ”

“ નવનિત એક ધારાશાસ્ત્રી છે તે એમ માને છે કે મારો પુત્ર અનંત નિર્દોષ છે, અને તેથી તેણે તેને નિર્દોષ ઠરાવી મુક્ત કરાવવાને માટે પોતાનાથી બનતુ કરવાનુ મને વચન આપ્યુ છે. ”

“ તેણે અત્યારસુધીમા અનંતપ્રસાદના સંબંધમા શુ કર્યું છે ? ” કુસુમે પૂછ્યુ

"અત્યારસુધીમા તો તે કશુ પણ કરી શકયો નથી શુ કરે ? પૂરાવા વગર તે પણ શુ કરે ? કાયદાની બારીકી શોધતો હશે "

"તે કયા રહે છે ?"

"અન તની માતાને ત્યા "

કુસુમ ચમકી તે જોઇને સરદાર બોલ્યો "સમજ્યો ! અન તે તને તમામ હકીકત જણાવી લાગતી નથી તે મુક્ત થઇને બહાર આવશે એટલે સર્વ હકીકત તને જણાવશે અને તારા મનનુ સમાધાન થશે"

"મારા મનનુ સમાધાન થઈ ગયુ છે તમામ હકીકત હુ જાણી ચૂકી છુ એ વિષયમા કશી પણ ચર્ચા કરવાનો મારો ઈરાદો નથી મારો અન ત ઉપર પ્રેમ છે અને તે પ્રેમ તેની ગમે તેવી સ્થિતિમા પણ જેવો ને તેવો જ રહેશે "

સરદાર બોલ્યો "બેટા કુસુમ ! તને ધન્ય છે તારા જેવી ગુણવાન, ચતુર પત્ની પ્રાપ્ત કરવાને અન ત ભાગ્યશાળી થાય એમ હું ઇચ્છુ છુ પણ આપણે નવનિતને અહીં બોલાવીને તમામ હકીકત જણાવીએ, અને પછી તેને કાયદાની માહિતી મેળવવાને માટે કાયદાના પુસ્તક જોવા સારૂ પોતાને ત્યા જવુ પડે એમ કરવામા વધારે વખત નિકળી જાય એ કરતા તો જો આપણે જ તેને ત્યા જઇએ તો વધારે સારૂ "

"ભલે, ત્યારે આપણે ત્યા જઇએ " કુસુમે સ મતી આપી

"પણ–" સરદાર આગળ બોલ્યો નહિ ત્યા જવાથી જમનાની મુલાકાત લેવી પડશે એ બીતિ તેને ઉત્પન્ન થઈ જમના–એક વખતની સરદાર કમળાપ્રસાદની પ્રિય યમુના માદગીના બિછાના પર પડેલી હતી કમળાપ્રસાદ એ જાણતો હતો તેનુ અંત કરણ જમનાની આવી અવસ્થામા તેની પાસે જઇને તેને આશ્વાસન આપવાની પ્રેરણા કરતું હતું. પર તુ તેનું મન તેના હૃદયની ભાવનાને દબાવી દેતું હતું અત્યારે આ પ્રસ ગ મળવાથી તેને એમ લાગ્યુ કે 'હુ કયા યમુનાને મળવાને માટે જાઉં છુ ? મારા દીકરા અનંતને માટે એક

વકિલને ત્યા જવાની મારી ફરજ છે હુ નવનિત પાસે જાઉં છુ ત્યા જવામા શી હરકત છે ?'

તે બોલ્યો "કુસુમ ! ત્યા જવામા હરકત નથી પણ તને મારે ત્યા લઈ જવી તે—"

"યોગ્ય નહિ, એમ જ આપનુ કહેવુ છે ને ? શા માટે યોગ્ય નહિ ? નવનિતરાય પાસે જવામા સ કોચાવાનુ મને કશુ પણ કારણ નથી વળી તેને જોઇને મારી લાગણી દુ ખાવાનો સ ભવ નથી મેં અન તપ્રસાદને પસ દ કરતી વખતે તેમનુ સરદારપદ, તેમની મિલકત કે તેમના અધિકારનો લેશ પણ વિચાર કર્યો ન હતો મને માત્ર એક અન તપ્રસાદનો જ વિચાર આવ્યો હતો, અને તેમના સ બ ધમાં મારા વિચારને ફેરવવાની મને જરૂર લાગતી નથી નવનિતરાય તમારો ખરો હક્કદાર વારસ છે તે ભલે હોય તે કાંઈ અન તપ્રસાદના હક્કને લૂટી લેતો નથી કે તેને મળતા મને ક્ષોભ થાય અથવા મારા મનમા તેને માટે તિરસ્કાર પ્રકટે ખરા હક્કદારને તેનો હક્ક મળવો જ જોઇએ " કુસુમ બોલી

"અહા ! કુસુમ ! અન ત પણ તારી માફક જ કહેતો હતો જમાનો તદ્દન બદલાઇ ગયો છે જો અમારા જમાનામા કોઇ પણ સ્ત્રીના મુખમાથી તારા જેવા શબ્દો નિકળે તો તેને ભોટ અને મૂર્ખ જ ગણવામા આવે વારૂ ત્યારે ચાલો, આપણે જઇએ " સરદારે ઘ ટડી કરી એક નોકર અદર આવ્યો તેને ગાડી તૈયાર કરવાનુ કહ્યુ

સરદાર વસ્ત્રો ધારણ કરવાને માટે શયનગૃહમા ગયો તે પુન: દિવાનખાનામા આવ્યો અને બન્ને જણા ઉઠયા દાદરાપરથી નીચે ઉતરવા લાગ્યા દાદરપરથી ઉતરતા સરદાર બોલ્યો "કુસુમ ! તેં આજે મારી ઉમરમા વીશ વર્ષનો ઘટાડો કરી નાખ્યો હોય એમ મને લાગે છે " એટલુ કહીને તેણે સ્મિત કર્યું

બન્ને ગાડીમા બેઠા અને સરદારે ગાડીને નવનિતરાયને ત્યાં લેવાની આજ્ઞા કરી

# પ્રકરણ ૩૯ મું.

## " ખૂની ! "

સરદાર કમળાપ્રસાદ તથા કુસુમ નવનિતરાયને ત્યા ગયા નવનિતરાયને ત્યા કામ કરનારી સ્ત્રી બહાર હતી સરદારે તેને નવનિતના સબધમા પ્રશ્ન કર્યો કામ કરનારીએ કહ્યુ " નવનિતરાય દશ મીનિટ થયા જ બહાર ગયા છે ક્યા ગયા છે તે કહ્યુ નથી પરતુ અર્ધો કલાકમા પાછા આવવાના છે "

" વારૂ, ત્યારે આપણે થોડો સમય તેની રાહ જોઇએ " સરદારે કહ્યુ

તે તથા કુસુમ દિવાનખાનામા ગયા ત્યા ત્રણ જણા બેઠા હતા એક ડોક્ટર, એક વેદીયો તથા એક વૃદ્ધ ગૃહસ્થ હતો આ ગૃહસ્થ કોઇ અધિકારી જેવો લાગતો હતો તેણે પોતાને મળેલા બે-ત્રણ સુવર્ણ પદક છાતીપર કોટની સાથે લટકાવ્યા હતા તે ચ્હેરેમ્હોરે દમામદાર લાગતો હતો

તે ત્રણે જણા વાતો કરતા હતા, પણ આ બે નવીન આગતુકને જોઇને સ્તબ્ધ બની ગયા સરદારે કહ્યુ " ગૃહસ્થો ! આપની પરવાનગી સિવાય અત્ર આવવામા કશો અવિનય થયો હોય તો મને ક્ષમા કરજો પણ હું નવનિતને ખાસ અગત્યના કાર્ય માટે મળવા આવેલ હોઇ તે બહારથી આવે ત્યાસુધી અહીં રોકાવાની જરૂર છે મને મારા નામથી તો આપ કદાચ પિછાનતા હશો મારૂં નામ સરદાર કમળાપ્રસાદ "

આ નામ શ્રવણ કરીને પેલા વૃદ્ધ અધિકારી જેવા લાગતા મનુષ્ય ઉપર જાણે વિજળી પડી હોય તેમ તે ચમક્યો અને જ્યા ઊભો હતો ત્યાથી દૂર ખસીને એક બારી પાસે જઈ બહાર જોવા લાગ્યો તે પોતાના મનમા ઉત્પન્ન થયેલા ક્રોધને દબાવવાનો પ્રયત્ન કરતો હોય એમ લાગતું હતું

તેની આ સ્થિતિનો સરદારને કશો ખ્યાલ આવ્યો નહિ તેને અત્યારે યમુનાનો વિચાર થયા કરતો હતો તેણે પેલા વેદીયા પાસે જઇને પ્રશ્ન કર્યો "વેદીયાજી ! જમનાબાઇને અત્યારે કેમ છે ?"

આ પ્રશ્ન વેદીયાજીને થયેલો સાભળીને ડોક્ટર તેમની પાસે ગયો કારણ કે સરદાર કમળાપ્રસાદ જેવા શ્રીમત મનુષ્ય સાથેનો પરિચય કોઇ વખત ફળદાયક છે એવુ જો ડોક્ટરને લાગે તો તેમા કશી નવાઈ નહતી તેણે કહ્યુ "સાહેબ ! હુ ધારૂ છુ–મને ભય છે કે આવતી કાલનો દિવસ જમનાબાઇ પસાર કરી શકશે નહિ "

આ ઉત્તરથી જાણે પોતાને અસત દુખ થયુ હોય એવા ભાવપૂર્વક સરદારે બીજો પ્રશ્ન કર્યો "તે પોતાના સ્નેહીઓને પિછાની શકે ખરી ?"

"સાહેબ ! ગયા કાલની રાત્રીથી તેમની સ્થિતિમા મોટો ફેર પડી ગયો છે તેમને ત્રિદોષ લાગુ થઈ ચૂક્યો છે આખી રાત્રી ક્ષણ-ભર પણ નિદ્રા આવી નથી આજે સ્હવારે સ્હેજ શાતિ થઇ અને તેમને સ્હેજ શુદ્ધિ આવી એટલે નવનિતરાયની ઇચ્છાથી વેદીયાજીને બોલાવ્યા હતા તેઓ જમનાબાઈ પાસે શાતિપાઠ ભણે અને ગીતાનો પાઠ કરે તો જમનાબાઇના આત્માને શાતિ રહે તથા તેનો મોક્ષ થાય "

"હાજી, એ યથાર્થ છે " વેદીયાજીએ કહ્યુ "જો કે મારા આગમનનુ કશુ પણ ફળ નિષ્પન્ન થઈ શક્યુ નથી હુ અઢી કલાક થયા આવીને બેઠો છુ શાતિપાઠ ભણી ગયા પછી મે બે–ત્રણ વખત ગીતાના વાચનનો પ્રારભ કર્યો, પણ જમનાબ્હેનને શુદ્ધિ નથી અહો ! કેટલી ભલી અને માયાળુ બાઇ ! બહુજ પવિત્ર, ઉદાર, વિવેકી, લાગણીવાળી અને સમજુ ! આજકાલ દશ વર્ષથી મને તેમનો પરિચય છે "

"તેમને અત્યંત કષ્ટ સહન કરવુ પડે છે" ડોક્ટરે કહ્યુ

તે જ વખતે અદરના ઓરડામાથી ચિત્કાર સભળાયો સરદાર

નખથી તે શિખા સુધી ધ્રૂજી રહ્યો તે બોલ્યો "આ ચિત્કાર સાંભળ્યો ? એ બૂમ કોણે પાડી ?"

"આપને એથી શુ કામ છે, સાહેબ ?" પેલો વૃદ્ધ અધિકારી બોલ્યો

જો બીજો સમય હોત તો આવી ઉદ્ધતાઇનો સરદાર જરૂર જવાબ માગત, પણ અત્યારે તેના શબ્દોની ઉપેક્ષા કરીને તેણે કહ્યુ "જમનાબાઇને જોવાની મારી ઇચ્છા છે"

"તમને તેની પાસે જવા દેવાનુ યોગ્ય નથી" વૃદ્ધ અધિકારીએ જવાબ આપ્યો

"શા માટે ?" સરદારે પ્રશ્ન કર્યો

"સાહેબ ! તેના મૃત્યુ સમયે તેના મનની સંપૂર્ણ શાંતિની જરૂર છે"

આ શબ્દોએ સરદારના હૃદયમા કારી જખમ કર્યો તે ક્રોધપૂર્વક પેલા વૃદ્ધ અધિકારીની સામે જોઈ રહ્યો

ડૉક્ટર હવે વચ્ચે પૂરાયો "સરદાર સાહેબ જમનાબાઈના ઓરડામા જાય તેમા શી હરકત છે ? તેઓ સરદાર સાહેબને ઘણુ કરીને તો પિછાનશે જ નહિ, અને કદાચ પિછાની શકે તોપણ—"

"પણ તેમને શુદ્ધિ જ ક્યા છે ?" વેદીયાજી બોલ્યા

વૃદ્ધ અધિકારી જાણે ઊંડા વિચારમા પડી ગયો હોય તે પ્રમાણે એક પળ મૌન રહ્યો પછી તેણે કહ્યુ "સાહેબ ! અંદર પધારો મારી આપને મના નથી"

સરદાર ઉઠ્યો તે જમનાબાઇના શયનગૃહમા ગયો ડૉક્ટર તથા વેદીયો તેમની સાથે ગયા વૃદ્ધ અધિકારી તથા કુસુમ દ્વાર પાસે ઊભા રહ્યા

સરદાર તેની એક વખતની વ્હાલી યમુના સામે જોઈ રહ્યો. આજ ઘણા વર્ષો થયા તેણે યમુનાને જોઇ ન હતી તેના રૂપરંગમા મોટો ફરક પડી ગયો હતો. યુવાનીને તેનો દેખાવ જુદો જ હતો.

અત્યારે વૃદ્ધાવસ્થા અને તેમા માદગીએ તેના શરીરને તદ્દન કૃષ બનાવી દીધુ હતુ તેની આવી દુરાવસ્થા જોઇને સરદારને અત્યત ખેદ થયો

"હે પ્રભુ ! હે દયાળુ ! તુ મને ક્યા સુધી પિડા આપીશ ?" જમનાબાઈ બોલી તેણે ઉઠવાનો પ્રયત્ન કર્યો, પણ તે ઉઠી શકી નહિ તેની દૃષ્ટિ સરદાર કમળાપ્રસાદ સામે ગઈ તે બોલી "કોણ ! કમળાપ્રસાદ ! તમે અહીં મારે ત્યા ક્યાથી ? હાય ! સરદાર ! તમારા વિયોગે મને કેટલી દુખી કરી છે તે એક ઇશ્વર જ જાણે છે, પણ આપણને વિખૂટા પડાવનાર કોણ ? નક્કી તમારા સગાઓ અને તમારા મિત્રો ! મારા જેવી એક યકશ્ચિત સ્ત્રી ઉપર તમારા જેવા મોટા સરદારનો પ્રેમ હોય એ તેઓ સહન ન કરી શક્યા ! પણ એવો મે તેમનો શો ગુન્હો કર્યો હતો કે તેમણે મારો એટલો બધો ભયકર વિરોધ કર્યો ?"

તે હાફ્વા લાગી થોડી વારે શાત થયા પછી પુન બોલી "પ્રસાદ ! મારા વ્હાલા પ્રસાદ ! એક વખત મે તમને પ્રશ્ન કર્યો હતો કે 'હુ તમને શુ કહીને બોલાવુ ?' ત્યારે તમે કહ્યું હતું કે 'તુ મને પ્રસાદ કહેજે ' એ શુ તમે વિસરી ગયા ? શુ તમો મારા પ્રસાદ નથી ? તમે મને અનેક વાર લાડ લડાવ્યા નથી ? અરે તમારે ખાતર મે કેટલુ સહન કર્યું છે તેનો વિચાર કરો જ્યારે આપણો પ્રથમ પ્રેમ થયો ત્યારે તમે મને કેવી આશા આપી હતી ? મને સુખી કરવાની તમે પ્રતિજ્ઞા કરી હતી તમારા પિતાના મૃત્યુ પછી તમે મારી સાથે લગ્ન કરશો એમ તમે મને નહોતું કહ્યુ પરતુ એ પ્રસગ જ ન મળ્યો તમારા પિતાને આપણા ગુપ્ત પ્રેમની ખબર પડી ગઇ, એટલે એક સરદાર કુટુબની કન્યા સાથે લગ્ન કરવાની તેમણે તમને ફરજ પાડી તમે મારી આજ્ઞા માગવા આવ્યા હાય ! તે વખતે મે તમને કહ્યુ હતું કે 'વ્હાલા પ્રસાદ ! તમે મારી સાથે લગ્ન કરો અથવા તમારા હૃદયમા મારૂ સ્થાન કાયમ રાખો એ બન્ને મારા મનથી

બરોબર છે ' પછી તમે લગ્ન કર્યું અહા ' મને તમારી પત્નીને માટે બહુ જ લાગી આવતુ હતું તમારો તેના ઉપર પ્રેમ ન હતો હું તે સમજતી હતી તે બિચારીને કેટલી મનોવ્યથા સહન કરવી પડતી હશે, એ વિચાર મારા મનને બાળી નાખતો હતો અ તે તે બિચારી મૃત્યુને શરણ થઈ તેને માટે કોણ જવાબદાર ? હુ અને તમે બન્ને. આટલો તમારો મારા ઉપર પ્રેમ હોવા છતા તમને વ્હેમ આવ્યો. તમે મારી હીલચાલપર દેખરેખ રાખવાને જાસુસ રાખ્યા હતા તેમણે જણાવ્યુ કે એક લશ્કરી ખાતાના યુવાન અધિકારી રાત્રીના સમયે મારા મકાનમા ગુપ્ત રીતે આવે છે તમે શકાયા અને મારો ત્યાગ કર્યો, મને ખુલાસો કરવાની તક ન આપી, મારો પત્ર પણ જેવી ને તેવી સ્થિતિમા પાછો મોકલી આપ્યો પણ તમે જાણો છો ? એ અધિકારી કોણ હતો ? તે મારો ભાઇ હતો તે લશ્કરી ખાતામા સાધારણ સિપાહીના દરજ્જાથી રીસાલદારની જગ્યાએ પહોચ્યો હતો મારો તમારી સાથે પ્રેમ હોવાની માહિતી તેને મળી હતી તે મારા ઉપર ગુસ્સે થયો હતો પણ મે તેને તમામ સાચી હકીકત કહી દીધી એટલે તે શાત થયો તે મારા વર્તનનો તિરસ્કાર કરતો, પણ મારો–પોતાની સગી બ્હેનનો તિરસ્કાર કરી શકતો નહિ મારા તરફ તેનુ મન ખેચાતું પણ સરદાર કમળાપ્રસાદની રખાત પોતાની બ્હેન છે એવુ જાહેર થાય એ તેને પસદ ન હતું એથી તે રોજ રાત્રે ગુપ્ત રીતે મને મળવા આવતો જ્યારે તમે મારા વર્તન માટે શકાશીલ થયા છો એવી મારા ભાઇને ખબર મળી ત્યારે તે તમારી સાથે દ્વદ્વયુદ્ધ કરવાને તૈયાર થયો હતો પણ મે તેને તેમ કરતા અટકાવ્યો હતો. આ સર્વ હું તદ્દન સત્ય કહું છુ હું મારા ભાઇને બોલાવુ છુ. તે આવશે અને તમામ હકીકત તમને જણાવશે. હું ધારૂ છુ કે તેના શબ્દોપર તમે અણવિશ્વાસ લાવશો નહિ "

તેનો ભાઈ–પેલો વૃદ્ધ અધિકારી આગળ આવ્યો અને બોલ્યોઃ " હું પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે મારી બ્હેને જે કહ્યું છે તે અક્ષરે-અક્ષર સત્ય છે "

"પ્રસાદ ! મારા ભાઈના શબ્દો તમે સાચા માન્યા ? મારા ઉપરની તમારી શંકા ટળી ગઈ ? આવો, ત્યારે મને તમારો હસ્ત આપો"

સરદાર તેની પાસે જઈને પલંગપર બેઠો, તેણે પોતાનો હસ્ત લાંબો કર્યો જમનાબાઈએ બન્ને હસ્ત વડે સરદારનો હસ્ત પોતાના મુખ પાસે લાવીને તેના પર ચુંબન કર્યું તે બોલી "વ્હાલા ! પ્રસાદ ! મારી ખાત્રી થઈ ચૂકી છે કે હવે તમારા મનમાં મારે માટે કશો પણ વ્હેમ નથી પણ હવે તમને મારી એક વિનતિ છે તમે મારા પુત્રને મારી પાસેથી લઈ ન લેશો ના, હું મારા છોકરાને મારાથી વિખુટો નહિ પાડું તમારી એ ઇચ્છાને તાબે નહિ થાઉં તમે તેને તમારી પદવી આપો, લક્ષ્મી આપો, અધિકાર આપો, પણ તેથી શું થયું ? તેની માતાના પ્રેમ આગળ સત્તા, લક્ષ્મી, પદવી એ સર્વ તુચ્છ છે શું પેલી સ્ત્રી મારા છોકરાને આલિંગન આપે ? નહિ, હું એમ નહિ થવા દઉં, મારા છોકરાનો ત્યાગ નહિ કરૂં મારો નવનિત—હા, નવનિત મારોજ રહેશે ના, તમે આગ્રહ ન કરશો, ગુસ્સે ન થશો, તમારી સંપત્તિનું ગમે તે કરો, પણ નવનિત વગરનું મારૂં જીવન નકામું છે એટલું જ નહિ પણ મારો પુત્ર તમને આપીને પેલીનો પુત્ર મારે રાખવો એ કાર્ય ભયંકર ગુન્હા સમાન છે જ્યારે છોકરાઓ મોટા થાય અને એ ફેરફારની તેમને જાણ થાય તો પછી શું થાય તેનો વિચાર કરો તેમને જાણ થયા વગર રહેજ નહિ પ્રસાદ ! હું ભવિષ્ય જોઈ શકું છું અને તેથીજ કહું છું કે ફેરફાર કરવાનું મને પસંદ નથી—મારા હાથે તે બની શકશે નહિ. જૂઓ, આ મારો છોકરો ગુસ્સાથી લાલચોળ બની જાય છે, મને ધમકાવે છે, મને મારે છે ! ઓ ! મદદ કરો ! છોકરો ઉઠીને તેની માતાને મારે છે ! પણ આ વાર્તા તમે પ્રકટ ન કરશો, નહિ તો મારા છોકરાની અપકીર્ત્તિ થશે હે પ્રભુ ! કેટલું બધું દુઃખ થાય છે ? મારો છોકરો ચોક્કસ જાણે છે કે હું જ તેની મા છું, પરંતુ તે મારી વાત ન માનવાનો દંભ કરે છે વ્હાલા પ્રસાદ ! મને ક્ષમા

કરો ? હું તમારા કહેવા મુજબ મારો છોકરો મારા હાથે તમને સોપી શકતી નથી, તમે તેને ઝુટવી લેશો તો મારૂ બળજોર—"

તેજ વખતે એક મનુષ્યે અદર પ્રવેશ કર્યો તે નવનિતરાય હતો. તેનો ચ્હેરો નિસ્તે જ બની ગયેલો દેખાતો હતો

જમનાબાઇની દષ્ટિ તેના તરફ ગઇ તેને જાણે એક મોટો આચકો લાગ્યો હોય તેવી રીતે તેનુ શરીર ખેચાયુ તે બેઠી થઇ ગઇ તેનુ શરીર જોરપૂર્વક ધ્રૂજતુ હતુ તેના નેત્રો સ્તબ્ધી ગયાં હતા તે નવનિત તરફ આગળી કરીને બોલી "ખૂની ! ખૂની ! ! પકડો ! ! ! "

# પ્રકરણ ૪૦ મું.

## જમનાબાઇનુ મૃત્યુ.

એટલા શબ્દો બોલતાની સાથે જ જમનાબાઈ પલગપર ધબ લઇને પડી અને પડતાની સાથે જ બીજાઓ તેની પાસે જઇ પહોચે તે પહેલા તો તે મરણને શરણુ થઇ ગઈ તેનો અમર આત્મા આ નશ્વર દેહનો ત્યાગ કરીને પોતાના કૃતકર્મોનો જવાબ આપવાને માટે પ્રભુના દરબારમા પહોચી ગયો

આ ભયકર દેખાવ જોઇને તમામ સ્તબ્ધ બની ગયા તેના મુખમાથી નિકળેલ "ખૂની" શબ્દ સાભળીને કોઇને આશ્ચર્ય થયું નહિ તે પોતાના છોકરાને ખૂની સમજતી હતી તેનો છોકરો અન તપ્રસાદ હતો, અને આ બધુ તે સન્નિપાતમા બોલી હતી તથા તેણે નવનિતને અનતપ્રસાદ ધાર્યો હતો તેણે નવનિત પોતાનો છોકરો છે એમ કહ્યુ હતું પરતુ નવનિતનુ ખરૂ નામ અનતપ્રસાદ હતું, જ્યારે અનતપ્રસાદનુ મૂળ નામ નવનિત હતું આ પ્રમાણેની દરેકની સમજ થઈ હતી

નવનિત આ દેખાવ જોઇને થરથર ધ્રૂજતો હતો તે પલગ પાસે આવીને જમીનપર બેસી ગયો અને રડતો રડતો બોલ્યો "હાય ! માતા તુ ગઇ ? મરી ગઇ ?"

સરદાર કમળાપ્રસાદ પણ ખુરસી ઉપર બેસી ગયો અને સ્તબ્ધ બની ગયો તેને થોડા વખતમા મૂર્ચ્છા આવી જશે એમ લાગતુ હતુ જમનાબાઇનો ભાઇ તથા કુસુમ તેની પાસે ગયા તેમણે સરદારના કોટ તથા પ્હેરણના બટન ખોલી નાખ્યા જમનાબાઇનો ભાઇએ પોતાની હિમ્મતને ટકાવી રાખી હતી તેના નેત્રો અશ્રુથી ભરાઈ ગયા હતા, છતા તે અશ્રુને ખાળવાનો અતોનાત પ્રયત્ન કરતો હતો તે, ડોક્ટર અને કુસુમ મળીને સરદારની ખુરસીને બારી પાસે લઈ ગયા કે જેથી તેને ખૂલ્લી હવા મળી શકે ડોક્ટરે કુસુમને કહ્યુ "જો સરદાર સાહેબ રડે તો તેમની ભરાઇ ગયેલી છાતી હલકી થાય"

સરદાર ધીમે ધીમે શાત થયો તેના નેત્રો પોતાની પ્રિય યમુનાના ચૈતન્યવિહીન પડેલા દેહ તરફ હતા તેના મનમા અત્યારે અનેક વિચારતરગ ઉછળી રહ્યા હતા તે મનમા બોલ્યો 'હે પ્રભુ ! માત્ર એક જ કલાક—એક જ કલાક તુ મારી યમુનાને જીવિતદાન આપ જો તે સજીવન થાય તો હુ તેને પગે પડુ, તેની ક્ષમા યાચુ, મારા ભૂતકાલિન્ વર્ત્તન માટે તેની પાસે દિલગીરી જાહેર કરૂ તેનો ખરો શુદ્ધ પ્યાર અત્યારે જ મારા જાણવામા આવ્યો. હાય, મે તેના ઉપર ખોટો શક લાવીને તેની ઉપેક્ષા કરી, તેની મુલાકાત ન લીધી, તેનો ખુલાસો ન સાભળ્યો, તેનો તિરસ્કાર કર્યો, પૂરી તપાસ પણ ન કરી ! હું કેટલો અધમ ! અનતપ્રસાદ કોઈ બીજા મનુષ્ય સાથેના અનિષ્ટ સબધના પરિણામે યમુનાના ઉદરથી ઉત્પન્ન થયો હશે એમ હુ માનતો હતો, પરતુ આજે યમુનાના એક શબ્દ માત્રથી મારી શકા ટળી ગઇ છે"

તેની પરિણત સ્ત્રી તેને યાદ આવી, તે મનોગત બોલ્યો "હાય ! મે મારી પત્નીનો નાશ કર્યો આ સ્ત્રીનો પણ મે જ

નાશ કર્યો મારા જેવો મહા પાપી બીજો કોણ હશે ? હે પ્રભુ ! તેં મને મારા કર્મોની પૂરી સજા કરી છે હવે ક્ષમા કર–બસ કર– દયા કર ! ”

તે ઉચ્ચ સ્વરે બોલ્યો “ યમુના ! હું મહા પાપી છુ મને ક્ષમા કર ”

યમુનાના ભાઇને આ વૃદ્ધ સરદારપર દયા આવી તે બોલ્યો “ સરદાર સાહેબ ! મારી બ્હેને તમને ક્યારનીયે ક્ષમા આપી દીધી છે, અને મારે માટે તમે જે વ્હેમ લઈ ગયા હતા તે માટે તમને હુ પણ ક્ષમા આપુ છુ ”

“ ધન્ય છે ! મહાશય ! હું તમારો આભાર માનુ છુ પરતુ શુ યમુના મરી ગઈ ? ”

“ હા, સાહેબ ! પોતાનો પુત્ર દોષિત હોવાના વિચારથી તેનુ મૃત્યુ થયુ છે તમારે તેને આશ્વાસન આપવુ જોઈતુ હતુ કે તારો પુત્ર નિર્દોષ છે ’ કુસુમે કહ્યુ

“ હા, બરોબર છે ” સરદારે કહ્યુ “ નવનિત ! હવે તો અનતપ્રસાદ જલ્દી મુક્ત થવો જોઇએ કેમકે તેના હસ્તે જ યમુનાનો અત્યેષ્ટિ વિધિ થવાની જરૂર છે ”

“ પિતાજી ! મે આપને વચન આપ્યુ છે કે હુ અનતપ્રસાદનો જરૂર બચાવ કરીશ ”

“ અનતપ્રસાદનો બચાવ તો ક્યારનોયે થઈ ગયો છે ” કુસુમ બોલી “ તે નિર્દોષ હોવાની ન્યાયાધીશની પણ ખાત્રી થઈ ગઇ છે. માત્ર આપણે જલ્દીથી તેને મુક્ત કરાવવો એટલુજ કામ છે ”

“ આ તમે શુ કહો છો ? અનતપ્રસાદ નિર્દોષ છે ? ” નવનિત આશ્ચર્યપૂર્વક બોલ્યો

“ હા, જે રાત્રે ખૂન થયુ એ વખતે તો તે મારી પાસે મારે ત્યા હતા ” કુસુમે જણાવ્યુ

સરદાર બોલ્યો “ કુસુમ ખરૂ કહે છે ” એટલુ કહીને તેણે

પોતાને કુસુમે જણાવેલી તમામ હકીકત નવનિતને જણાવી અને હવે અનંતને મુક્ત કરાવવાને જલ્દી ઉપાય યોજવાની સૂચના કરી.

નવનિતે જવાબ આપ્યો "સાહેબ ! તમે અત્યારની સ્થિતિ જૂઓ છો આજે કશુ બની શકશે નહિ માટે આવતી કાલ પર મુલતવી રાખો "

"આવતી કાલે ! આ તું શુ બોલે છે ? આ ગરીબ સ્ત્રીના આત્માને શાંતિ આપવાને માટે આજે ને આજે જ તેનો પુત્ર મુક્ત થવો જોઇએ બાકી ખાલી પ્રભુપ્રાર્થના કર્યાથી તેના આત્માને શાંતિ મળી શકશે નહિ " સરદાર સ્હેજ ગુસ્સાપૂર્વક બોલ્યો

નવનિતે કહ્યુ "આપની આજ્ઞાને અનુસરવુ તે હું મારી ફરજ સમજુ છુ વારૂ, હું રજા લઇશ ઇશ્વિરકૃપાથી બપોર સુધીમા હું આપને મળીને સમાચાર જણાવીશ બનતા સુધી તો અનંતપ્રસાદને પણ મારી સાથે તેડતો આવીશ "

આ પ્રમાણે પોતાના પિતાને દિલાસો આપીને તે ચાલ્યો ગયો ત્યારબાદ સરદાર તથા કુસુમ પણ રવાના થયા ડોકટર પણ ગયો

જમનાબાઇનો ભાઇ અને વેદીયો એ બે જણા ત્યા રહ્યા વેદીયાએ પૂછ્યુ "હવે જમનાબાઈના દેહને અગ્નિદાહ કરવાની શી વ્યવસ્થા કરવી છે ? "

"અનંતપ્રસાદના હાથે અગ્નિદાહ થાય એવી સરદાર સાહેબની ઇચ્છા હોઈ, તેમની ઇચ્છાને માન આપવુ તે આપણી ફરજ છે આજ સ્હાંજ સુધી રાહ જોઇએ "

"જેવી તમારી ઇચ્છા ત્યારે હુ મારે ઘેર જાઉં છુ જરૂર પડે ત્યારે મને બોલાવજો " એમ કહીને અગ્નિદાહ વખતે જે જે વસ્તુઓની જરૂર પડે તે હાજર રાખવાની સૂચના કરીને વેદીયો ચાલ્યો ગયો

જમનાબાઇનો ભાઈ જમનાબાઈના શબ ઉપર એક વસ્ત્ર ઢાંકી, બારી બારણા બંધ કરી, દિવાનખાનામા જઇને બેઠો તેનું હૃદય ભરાઇ આવ્યુ હતું, તે તેણે હવે એકાંતમા ખાલી કર્યું

---

# પ્રકરણ ૪૧ મું.

## નિર્દોષિતાનો પૂરાવો.

ન્યાયાધીશ રમેશચંદ્રના મનમાં કુસુમ સાથેની વાતચીતથી મુંઝવણ પેદા થઈ હતી તે એકે નિશ્ચય ઉપર આવી શકતો ન હતો. તેણે કુસુમના બગીચાની તપાસ કરવાને માટે ડિટેક્ટિવને મોકલવાની વ્યવસ્થા કરી હતી એ આપણે જાણીએ છીએ

તે કોર્ટમાં દાખલ થયો તે વખતે ડિટેક્ટિવ અંબિકાપ્રસાદ તેના જોવામાં આવ્યો તે બોલ્યો "અહો, મી અંબિકાપ્રસાદ!"

"સાહેબ! અત્યારે મને ક્ષમા કરો હું રોકાઇ શકું તેમ નથી" અંબિકાપ્રસાદે કહ્યું તેનું વદન ચિંતાગ્રસ્ત હતું તે ઊંડા વિચારમાં હોય એમ લાગતું હતું

"પણ હું આશા રાખું છું કે–" ન્યાયાધીશ બોલ્યો

પરંતુ તેને બોલવા નહિ દેતા અંબિકાપ્રસાદે કહ્યું "સાહેબ! એ મનુષ્ય તદ્દન નિર્દોષ છે એ વિષેની કેટલીક હકીકત મે એકઠી કરી છે અને ગયા ત્રણ દિવસમાં–પણ પેસ્તનજી શેઠ પેલા છેલકડી-વાળા માણસને પકડી લાવ્યા છે, તેને આપ તપાસજો પેસ્તનજી શેઠ માટે મે જે અભિપ્રાય આપ્યો હતો તે સંપૂર્ણ સાચો ન હતો એટલું તો મારે તેમને ન્યાય આપવાને માટે કહેવું જોઇએ"

ન્યાયાધીશના પ્રત્યુત્તરની દરકાર કર્યા વગર જ અંબિકાપ્રસાદ ચાલ્યો ગયો. ન્યાયાધીશ નિરાશ બનીને દાદર પર ચડયો કોર્ટની બહાર રવેશમાં એક બાકડા પર પોલિસની સાથે બેઠેલો અનંતપ્રસાદ તેની દૃષ્ટિએ પડયો તેણે કહ્યું "હું તમને થોડા સમયમાં અંદર બોલાવું છું"

તેણે કોર્ટમાં દાખલ થઇને શિરસ્તેદારને પહેલો પ્રશ્ન એ કર્યો કે "જે ડિટેક્ટિવને કુસુમના બગીચાની તપાસ કરવા માટે મોકલવાની

સૂચનાવાળો પત્ર મે તમારા તરફ મોકલ્યો હતો તેનો અમલ તમે કર્યો છે ?"

"હા જી, અને તે ડિટેક્ટિવ પણ તપાસ કરીને આવી ગયો છે" શિરસ્તેદારે એક પટાવાળાને મોકલીને ડિટેક્ટિવને બોલાવ્યો ડિટેક્ટિવ નમન કરીને ન્યાયાધીશની સામે ઊભો રહ્યો

ન્યાયાધીશે પૂછ્યુ "તપાસ કરી આવ્યા ?"

"હા, સાહેબ ! તપાસ કરી છે દિવાલ ઉપર કોઈ માણસ ચડયો હોય એમ લાગે છે"

"કેટલા દિવસ પહેલા ?"

"આશરે પાચ–છ દિવસ પહેલા ચડયો હશે"

"ચોક્કસ કહો છો ?"

"હાજી, શિરસ્તેદાર સાહેબ અત્યારે ચપ્પુ વડે પેન્સીલ છોલી રહ્યા છે, એ બાબતની મને જેટલી ખાત્રી છે તેટલી જ ખાત્રીપૂર્વક કહુ છુ કે આ પણ બનેલુ છે"

"વારૂ, તે માણસના પગલાની નિશાનીઓ બરોબર ચોખ્ખી ઉઠી છે"

"હા, સાહેબ ! જેવુ આ સેવકનુ નાક ચોખુ છે તેવા જ તેના પગલા પણ ચોખા છે હુ ધારૂ છુ કે તે જ્યારે દિવાલપર ચડયો હશે ત્યારે વર્ષાદ નહિ હોય, પણ પાછળથી તે દિવાલપર થઈને બહાર આવ્યો હશે તે પહેલા વર્ષાદ આવી ગયો હશે દિવાલ પર ચડવા અને ઉતરવાના નિશાન સ્પષ્ટ જણાય છે પહેલા પગલા ચોખા છે, જ્યારે બીજા કાદવવાળા છે, અદરથી બહાર નિકળતા તેણે સીડીનો ઉપયોગ કર્યો લાગે છે તેના વજનને લીધે સીડીના દાડાથી જમીનમા ખાડા પડી રહ્યા છે"

"એથી કાંઈ વિશેષ પૂરાવો છે ?"

"હા, દિવાલ ઉપર ચોડેલા કાચના કડકા ત્રણ સ્થળેથી નજીક નજીકમા ઉખડી ગયેલા લાગે છે અને દિવાલ ઉપર બાવળના વૃક્ષની

એક ડાળી છે તેની સાથે આ કકડો ભરાઈ રહેલો હતો. તે હુ લાવ્યો છુ " તેણે એક લૂગડાનો કકડો આપ્યો.

આ ઊનનુ મૂલ્યવાન્ કાપડ હતુ ન્યાયાધીશે કહ્યુ "પાટલૂનનો જે ભાગ ફાટેલો છે તેજ આ."

"વારૂ, એ બગીચામા દાખલ થવાને માટે તમે શી યુક્તિ કરી હતી ?" ન્યાયાધીશે પૂછ્યુ

"સાહેબ ! મે મારી ખરી હકીકત નહિ જણાવતા હુ એક ગૃહસ્થનો નોકર છુ અને અમારી શેઠાણીના ગૂમ થઈ ગયેલા પોપટની તપાસને માટે આવ્યો છુ એમ જણાવ્યુ હતું તેથી મકાનની માલિકણ બાઇને કશી શકા આવી ન હતી તે બાઈ ચેપી બહુ છે મને ઘણા સવાલ કર્યા પણ મારા જવાબથી તેને સતોષ જ મળ્યો "

"ઠીક, તમારા કાર્યથી મને સતોષ થયો છે તમારા જેવા માણુસ ડિટેક્ટિવ તરીકે જલ્દીથી આગળ વધી શકે હુ તમારા ઉપરિને તમારે માટે ભલામણ કરીશ "

ડિટેક્ટિવ નમન કરીને ચાલ્યો ગયો પછી ન્યાયાધીશે અનતપ્રસાદને અદર બોલાવવાની આજ્ઞા કરી અનતપ્રસાદ અદર આવ્યો એટલે બીજો-ત્રીજો કશો પણ પ્રસ્તાવ કર્યા સિવાય ન્યાયાધીશે પૂછ્યુ "મગળવારની રાત્રી તમે કયે સ્થળે ગાળી હતી તે જણાવવામા હવે તો તમે આનાકાની નહિ જ કરો ?"

"મે આપના પ્રશ્નનો ઉત્તર ક્યારનોયે આપી દીધો છે"

"ના, તમે કશો જવાબ આપ્યો નથી અને હુ ઘણો જ દિલગીર છુ કે અત્યારસુધી તમે અસત્ય બોલ્યા છે "

પોતાને અસત્યવાદી કહેવાથી અનતપ્રસાદ ગુસ્સે થયો, છતા તે કશુ બોલ્યો નહિ ન્યાયાધીશે પોતાનુ કથન આગળ ચલાવ્યુ "મે તમને પ્રારંભમા જ કહી દીધુ છે કે કોર્ટને જેટલી હકીકત જાણુવાની જરૂર લાગે છે તેની બાતમી તે ગમે તે રીતે મેળવી લે

છે તમે મગળવારે રાત્રે ક્યા ગયા અને શુ કર્યું, એ તમામ મારા જાણુવામા રજેરજ આવી ગયુ છે ”

અનતપ્રસાદ હજી પણુ મૌન રહ્યો તેને લાગ્યુ કે કદાચ ન્યાયાધીશ પોતાની પાસેથી વાત કઢાવવાને માટે આ પ્રમાણે બોલતો હશે તો ? ન્યાયાધીશ પુન બોલ્યો “ કુસુમ આજ સ્હવારે મને મળવા સારૂ આવી હતી ”

હજી પણુ અનતપ્રસાદ બોલ્યો નહિ ન્યાયાધીશે આગળ ચલાવ્યુ “ તેણે પોતેજ મગળવારની રાત્રે તમે કયે સ્થળે હતા તે મને જણાવ્યુ હતુ હુ તમને ફસાવવા નહિ પણુ બચાવવા ઇચ્છુ છુ તમામ હકીકત મને કુસુમે જણાવી છે, સમજ્યાને ? ”

અનતપ્રસાદ સમજ્યો કે હવે છૂપાવવાની કશી પણુ જરૂર નથી તેણે સર્વ હકીકત જણાવી જે હકીકત તેણે કહી તે કુસુમના કથનને અક્ષરશ મળતી આવતી હતી ન્યાયાધીશ આપરથી એટલું અનુમાન કરી શક્યો કે કા તો અનતપ્રસાદ નિરપરાધી છે, અથવા તો કુસુમ પણુ અનતપ્રસાદના કાવતરામા સામેલ હોવી જોઇએ ! પણુ કુસુમ આવા કાવતરાસા ભાગ લે એમ માનવાને ન્યાયાધીશનુ અતકરણુ તૈયાર ન હતુ તેણે વિચાર્યું “ ત્યારે ખૂની કોણુ ? અને તેને કેવી રીતે શોધી કાઢવો ? ”

તેણે અનતપ્રસાદને કહ્યુ “અનતપ્રસાદ મારે કહેવુ જોઇએ કે જો પ્રારભમા જ તમે આ હકીકત જણાવી હોત તો કોર્ટના વખતનો મોટો બચાવ થાત અને તેને જુદા માર્ગે ઉતરી જવુ પડત નહિ આ વાર્ત્તા તમે પહેલા કેમ ન કહી ? ”

“ સાહેબ ! આ વાર્ત્તા ગુપ્ત રાખવાનુ મે કુસુમને વચન આપ્યુ હતુ એક ગૃહસ્થ તરીકે એ વચન મારે પાળવુ જ જોઇએ ”

“ સમજ્યો–સમજ્યો ! તમારો કુસુમ ઉપર એટલો બધો પ્રેમ છે કે તમે તેને આપેલા વચનનો ભગ કરવા કરતા ફાસીને લાકડે લટકી ખૂની તરીકેનુ કલક તમારા શિરપર વ્હોરી લેવાનુ પસદ કર્યું હતું ”

" સાહેબ ! કુસુમને માટે ગમે તેવુ સંકટ કે નામોશી સહન કરવાને માટે હુ તૈયાર છુ પણ આ બાબતમા એવુ કશુ હતું જ નહિ મારી ખાત્રી હતી કે હું પરહેજ થયો છું એવી કુસુમને ખબર પડશે કે તુરત જ તે મને બચાવવાને માટે બહાર પડશે એથી પછી એ વિષયમા મૌન રહેવાનુ જ મને ઠીક લાગ્યુ હતુ "

ન્યાયાધીશને અનંતપ્રસાદનુ આ કથન વાજબી લાગ્યુ તેણે કહ્યું " વારૂ, હવે મારે તમને કશુ વિશેષ પૂછવાનુ નથી તમે નિર્દોષ છો એવી મારી ખાત્રી થઈ ચૂકી છે જો કે અત્યારે તો તમારે પુન કારાગૃહમા જવું પડશે, પણ હવે તમને જેમ બને તેમ જલ્દીથી મુક્ત કરવાની હું વ્યવસ્થા કરીશ તે દરમિયાન કારાગૃહમા તમને સર્વ પ્રકારની સગવડ પૂરી પાડવાની ગોઠવણ કરીશ "

પોતાના ખુલાસા પછી પોતાને એક ક્ષણવાર પણ પરહેજ રાખવામા આવશે નહિ એમ અનંતપ્રસાદ માનતો હતો તેથી તે ન્યાયાધીશના પ્રસ્તુત શબ્દોથી નિરાશ થયો, તથાપિ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય ન્યાયાધીશને નમન કરીને સિપાહીની સાથે કોર્ટમાથી બહાર નિકળ્યો

## પ્રકરણ ૪૨ મું.

### છેલકડીવાળો માણસ.

હવે ન્યાયાધીશ પેસ્તનજી શેઠની રાહ જોતો હતો પેસ્તનજી હજી આવ્યો ન હતો તે જે છેલકડીવાળા માણસને પરહેજ કરીને લાવ્યો હતો તે પોલિસના પહેરામા અહીં હાજર થયો હતો ન્યાયાધીશે પોલિસ ચોકીપર પેસ્તનજીની ખબર કઢાવી પણ તે ત્યા ન હતો છેવટે તેણે કંટાળીને આ છેલકડીવાળા માણસને અંદર બોલાવ્યો

આ માણસ શરીરે હૃષ્ટપુષ્ટ હતો તેના વસ્ત્રો સામાન્ય પ્રકારના

પણ ઠીક હતા તેણે કાનમા મોતીવાળી સોનાની છેલકડી ધારણ કરી હતી.

ન્યાયાધીશે પ્રશ્ન કર્યો "તમારૂ નામ શુ ?"

"મારૂ નામ પ્રેમજી છે, સાહેબ !"

"જયગ્રામમા લક્ષ્મીબાઇ નામની જે સ્ત્રી રહેતી હતી તેની સાથે તમારે કશો સબધ છે !"

"સબધ ! અરે એ તો મારી સ્ત્રી હતી, સાહેબ !"

"શુ ! એ તમારી સ્ત્રી હતી ? છતા વિધવા તરીકે જાહેરમા ફરતી હતી ? અને પોલિસને એ સબધમા કશી માહિતી પણ નહિ ?" ન્યાયાધીશના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અત્યારે તાર, ટપાલ, રેલ્વે આદિના આગળ વધેલા જમાનામા પોલિસની આટલી બધી અજ્ઞાનતાને જોઇને ન્યાયાધીશને તેની યોગ્યતાના સબધમા શકા ઉપજવા લાગી

પ્રેમજીએ કહ્યુ "સાહેબ ! અમે એવી ગોઠવણ કરી હતી કે મારે તેનુ નામ લેવુ નહિ અને તેણે વિધવા તરીકે જાહેર થવુ "

"તેનુ ખૂન થયાની હકીકત તમે જાણો છો ?"

"મને જે પોલિસે પરહેજ કર્યો તેની પાસેથી એ હકીકત જાણવામા આવી સાહેબ ! એ ઘણીજ અધમ સ્ત્રી હતી "

"તેને ધિક્કારવાનુ શુ કારણ ?" ન્યાયાધીશે પ્રશ્ન કર્યો

"ઘણા કારણો છે આપની ઇચ્છા હોય તો જણાવુ તે છૂપાવવાની મને કશી જરૂર નથી મારા પિતાએ તેને માટે કરેલુ ભવિષ્યકથન ખરૂ પડયુ છે "

"શુ ભવિષ્યકથન કર્યું હતુ ?" ન્યાયાધીશે પૂછ્યુ

" મારો બાપ કહેતો હતો કે આ સ્ત્રી આપણા કુળને કલક લગાડશે, તને આબરૂ-બેઆબરૂ કરશે આજે તે વાત ખરી પડી છે. મારે એ સ્ત્રીના પ્રતાપેજ આપની સામે કેદી તરીકે ઊભા રહેવું પડયું છે એ સ્ત્રીને મે કહેલુ કે 'તારા કર્મોનુ પરિણામ ઘણુંજ ખરાબ આવશે' "

"એમ તમે તેને કહેલુ ?"

"હાજી, અનેક વાર કહેલુ "

"પ્રેમજીભાઇ ! મને તમારા ઉપર અણુવિશ્વાસ નથી, તેમજ તમારી આબરૂને નુકસાન પહોચવા દેવાનો પણ મારો ઇરાદો નથી પણ આવુ તમારી સ્ત્રીને તમે ક્યારે કહેલુ ?"

"આજથી લગભગ ત્રીશ વર્ષ પહેલા તે મોટા શ્રીમ ત માણુ-સોના કારસ્થાનમા ભાગ લેવા લાગી હતી તે કહેતી કે 'મોટા માણુ સોના કારસ્થાનમા ભાગ લેવાથી પુષ્કળ લાભ મળે છે' મે કહ્યુ કે 'એવી રીતે લાભ મેળવવા કરતા ગરીબાઇમા મહેનતમજુરી કરી જારબાજરીનુ ઢેબરૂ મળે તે વિશેષ ઠીક' પણ મારી વાત તે માનતી જ નહિ "

"કેમ ન માને ? તમે તેના પતિ હતા તમારી આજ્ઞામા તેણે રહેવુ જ જોઇએ "

"અરે સાહેબ ! ખરૂ કહેવરાવો તો તેણે મને તેનો ગુલામ બનાવ્યો હતો હું લ બાણુ નહિ કરતા ટુકાણુમા મારી તમામ હકી-કત કહીશ એટલે આપ ખરી બિના જાણી શકશો "

એમ કહીને પ્રેમજીએ પોતાની કથાનો પ્રાર ભ કર્યો· "ન્યાયા-ધીશસાહેબ ! લક્ષ્મી જેવી કોઈ પણ ખુબસુરત અને પુટડી છોકરી અમારા ગામમા ન હતી ઘણા પુદા એ દીવા જેવી ચમકતી યુવતીની આસપાસ ભમતા હતા. તેમાનો એક હુ પણ હતો. મારા સદ્દ-ભાગ્યે કે પછી દુર્ભાગ્યે જોર કરવાથી એ યુવતીની મારા ઉપર કૃપા થઈ તેણે મારી સાથે લગ્ન કરવાનું વચન આપ્યુ આ વાર્ત્તાની મારા બાપને જાણ થતા તે મારાપર ગુસ્સે થયો, મને ધમકાવ્યો, સમ-જાવ્યો, પણ મે આપઘાત કરવાની બ્હિક બતાવી એટલે પછી મારો બાપ કશુ પણ નહિ બોલતા મને અનુકુળ થયો અમારૂં લગ્ન થયુ પ્રારભમા અમુક વર્ષો તો અમારી વચ્ચેનો સંબધ બહુજ સારો રહ્યો પરંતુ પછી તેનો મોહ ઉતરી ગયો તે બીજા યુવાનોની

સાથે છૂટથી ભેળાવા લાગી હુ તેને કહેવા જતો તો ઉલટી તે મને ધમકાવવા લાગતી

"આ પ્રમાણે ચાલતુ હતુ ત્યા એક વખત તેણે મને કહ્યુ 'આપણને સારી જેવી રકમ મળવાનો મોકો મળ્યો છે એક સરદારનુ કામ આપણે કરવાનુ છે તેની સ્ત્રીના છોકરાની તથા તેની રખાતના છોકરાની અદલાબદલી કરવાની છે, અને તે માટે હુ ચન્દ્રનગર જવાની છુ ' મેં કહ્યુ 'હું તને ચન્દ્રનગર એકલી નહિ જવા દઉં પણ જો મને પૂછે તો આવુ કામ કરવાની હુ તને ના કહું છુ '

"તે બોલી 'એમા આપણને શુ છે? દસ હજાર રૂપીઆ રોકડા મળશે, અને પછી દર મહિને એક સો રૂપીઆ મળ્યા કરશે આવો લાભ હું ગૂમાવવાની નથી માટે તમારી મરજી હશે તોયે જઈશ અને નહિ હોય તો પણ જઇશ ' "

"તેનો હઠીલો સ્વભાવ હું જાણતો હતો મે વિશેષ આગ્રહ નહિ કરતા મારા મનમા વિચાર કરીને તેને અનુકુળ થવાનુ પસદ કર્યું મે કબૂલ કર્યું એટલે અમે બન્ને સાથે ચન્દ્રનગર આવ્યા ત્યા સરદાર કમળાપ્રસાદના નોકર જાલમસિંગને ઘેર ઉતર્યા તે માણસ અમારા ગામનો હતો અને અમારો દૂરનો સગો થતો હતો થોડા દિવસ ત્યા રહ્યા બાદ એક દિવસ હું અને મારી સ્ત્રી સરદાર કમળાપ્રસાદની રખાત જમનાબાઈ નામની સ્ત્રીના છોકરાને લઇને ચન્દ્રનગરથી નિકળ્યા અમે અમુક સ્થળ સુધી રેલ્વેમા મુસાફરી કરી ત્યાર પછી પગરસ્તાની મુસાફરી કરી તેમા એક ન્હાના ગામમા આવ્યા એ સ્થળે જાલમસિંગ, એક આયા તથા તેમની સાથે સરદાર કમળાપ્રસાદની પરણીયત સ્ત્રીનો છોકરો હતો બન્ને છોકરાની ઉમર લગભગ સરખી જ હતી સરદારના છોકરાને અમુક બાધા ઉતારવાને માટેના બહાનાથી લઇ જવામા આવ્યો હતો અમે ગયા તે દિવસે આ ધર્મશાળામા પુષ્કળ માણસો હતા માત્ર બે જ ઓરડા ખાલી હતા કેમ જાણે અમારે માટે જ એ બે ઓરડા ખાલી હોયની!

મારે કહેવુ જોઇએ કે આ બે બાળકોમા ફેરફાર ન થાય એવી મારી ઇચ્છા હતી અને તેથી હુ જમનાબાઇનો છોકરાને મારી પાસેનો પાસે રાખતો, અથવા તેના ઉપર સતત નજર રાખતો ધર્મશાળાના માલિકે અમને કહ્યુ કે 'બે ઓરડા ખાલી છે એકમા બે બાઇઓ સૂવે અને એકમા તમે બે પુરુષો સૂવો"

"એ મને રૂચ્યુ નહિ હુ તો લાજ મૂકીને જ્યા મારી સ્ત્રી તથા પેલી આયાને માટે સૂવાની ગોઠવણુ હતી તે ઓરડામા ગયો, અને ત્યા છોકરાને મારા ખોળામા રાખીને બિછાનાપર બેઠો રાત્રે એક વાગ્યો હશે મને ઝોકા આવવા લાગ્યા તે વખતે મારા હાથમાથી છોકરાને ઝુટાવવાનો પ્રયત્ન થતો હોય એવુ મને લાગ્યુ હુ એકદમ જાગૃત થઇ ગયો મે બૂમાબૂમ કરી મુકી અને મારા ગજવામાથી મોટો ધારદાર છરો કાઢીને તે વડે જમનાબાઇના છોકરાના હાથપર જખમ કર્યો હુ બોલ્યો 'મે આ છોકરાને જખમ કર્યો છે હવે તેનો ફેરફાર કરશો તો પણુ હુ તેને પિછાન્યા વગર રહીશ નહિ આ બૂમાબૂમથી બાજુના ઓરડામા સૂતેલો જાલમસિંગ ત્યા આવ્યો તેને પછી મે છરો બતાવીને ધમકી આપી તે નરમ પડી ગયો તેણે કહ્યુ 'પ્રેમજી' જ્યારે તારી ઇચ્છા છોકરાઓની ફેરબદલી કરવાની નથી, ત્યારે આપણે તે કાર્ય કરીશુ નહિ, પણુ તો પછી મોટી રકમનો લાભ ગૂમાવવાનુ તુ પસદ કરે છે ?'

"મે કહ્યું 'મારે લાભ જોઇતો નથી એવી રીતે એકઠા કરેલા પૈસાથી અમનચમન ઊડાવવા કરતા ભિખ માગીને ખાવુ તે વધારે સારૂં છે"

"હું આમ બોલ્યો ખરો, પણુ મારી સ્ત્રી પાસે મારૂ ચાલ્યુ નહિ તેણે કહ્યું 'આપણે છોકરાઓની અદલાબદલી કરવી નહિ, પણુ તેની સાથે અદલાબદલી નથી કરી એવું જાહેર પણુ કરવું નહિ, અને તે બાબતની આપણે ચારેએ પ્રતિજ્ઞા લેવી'

"મે કહ્યું 'એ લેખિત પ્રતિજ્ઞા હોવી જોઇએ અને તે પ્રતિ-

ગ્રાની નક્લ દરેકની પાસે રહેવી જોઇએ ' દરેકે કબૂલ કર્યું એટલે અમે ધર્મશાળાના માલિક પાસેથી કલમ, શાહી, કાગળ લીધા અને ચાર નક્લો કરી, દરેક ઉપર ચારે જણાની સહી કરી જાલમસિંગ આનાકાની કરતો હતો, પણ મારા તિક્ષ્ણ છરાની પાસે તે નરમ બની ગયો હતો —"

"એ કાગળ તમારી પાસે છે?" ન્યાયાધીશે પૂછ્યુ

"હાજી, તે મારી પાસે છે અને હું મારી સાથેજ રાખુ છુ " એમ કહીને પ્રેમજીએ પોતાના જાકીટના એક ભાગને સ્હેજ ઉતરડયો અને અંદરથી વોટરપ્રૂફ કપડાનુ ન્હાનુ પાકીટ કાઢ્યુ તે પાકીટમાથી એક કાગળ કાઢીને ન્યાયાધીશને આપ્યો એ કાગળ પીળો પડી ગયો હતો તેમા તમામ સત્ય હકીકત લખેલી હતી ન્યાયાધીશે એ કાગળ વાચ્યો તેણે પ્રશ્ન કર્યો "જે ચારની સહીઓ આ કાગળમા થઈ છે તેમાના એક તમે અહીં છો, તમારી સ્ત્રીનુ ખૂન થયુ છે બીજા બે સાક્ષીઓ ક્યા છે?"

"જાલમસિંગ મરી ગયો છે પેલી આયા હયાત છે તે નવદુર્ગમા રહે છે તેણે તેના ધણીને આ વાત કહી હોય એમ મારૂ માનવું છે કારણ કે તેનો ધણી એક વખત મને મળ્યો હતો ત્યારે તેણે મને સ્હેજ ઇશારત કરી હતી "

આ સ્ત્રીનુ નામ, તથા પૂરૂ શરનામુ ન્યાયાધીશે લખી લીધુ અને પૂછ્યુ "હવે તમારે કશુ વિશેષ કહેવાનુ છે?"

"વિશેષ તો શુ કહુ? મારી સ્ત્રીને દસ હજાર રૂપીઆ મળ્યા અને માસિક સો રૂપીઆ ચાલુ થયા એક તો તે ઉડાઉ હતી તેમા આ પ્રમાણે પૈસા મળવાથી વિશેષ ઉડાઉ બની દારૂનો તેને લખ લાગ્યો હતો મારી ગેરહાજરીમા તે હલકા માણસોને મારે ત્યા એકઠા કરતી અને પૈસા ઉડાવતી અમારે જગમાલ નામનો એક દીકરો હતો તેની પણ તે પરવા કરતી નહિ અમારા ગામનો તળાટી એક ગરાસીયો હતો તે છડેચોક મારા ઘરમા પડયો પાથર્યો રહેતો

હતો પહેલા મને તેને માટે શકા ન હતી પછી પાછળથી ગામમા મારે માટે એવુ કહેવાતુ મે સાભળ્યુ કે હું તો બાયડીનો ગુલામ છુ અને તેની કમાણી ઉપર જ નિર્વાહ કરૂ છુ આવી આવી વાતો મારાથી સહન થઈ શકી નહિ એક દિવસે મે મારી સ્ત્રીને તેના વર્તન માટે સખ્ત ઠપકો આપ્યો તે મારી સામે થઈ એટલે મેં તેને સખ્ત માર માર્યો તે નરમ પડી ગઈ થોડી વાર પછી મેં તેને સમજાવી પટાવીને શાત કરી આ મે મોટી ભૂલ કરી હતી એક માણુસ પોતાની સ્ત્રીને માર્યા પછી સમજાવે તેના જેવો મૂર્ખ બીજો કોઈ પણ નહિ કેમકે એથી તેની સ્ત્રી દભ અને લુચ્ચાઈ કરતા શિખે છે પુન તેનુ વર્તન જેવુ ને તેવું જ ચાલુ રહ્યુ પછી મારાથી જ્યારે સહન ન થયુ ત્યારે હું તેનો ત્યાગ કરી, મારા પુત્રને લઇને મારા ગામમાની ચાલી નિકળ્યો કારણ કે ગામમા રસ્તાપર ચાલતા મને શરમ થતી હતી મે બ્હારગામથી તેનાપર પત્ર લખી મોકલ્યો કે ‘ આજથી આપણી વચ્ચે કોઈ પણ પ્રકારનો સબધ રહ્યો નથી આજથી તુ વિધવા થઈ છે એમ સમજજે ’ આ બનાવને ઘણા વર્ષ થઇ ગયા છે પછી અમે કોઈ વખત મળ્યા ન હતા ”

“ પણ લક્ષ્મીબાઇનુ ખૂન થયુ તે અરસામા તમે તેને મળ્યા હતા, એ વાત સાચી ?”

“ હા, સાહેબ ! એ વાત સાચી છે હુ તેને મળવાને માટે આવ્યો હતો અમે બાપ દીકરો જુદા જુદા ધધો કરતા હતા. તેમા અમને સફળતા મળી નહિ હાલહવાલ થઇ ગયા હતા છેવટે મારી સ્ત્રીને મળવાનો મે વિચાર કર્યો અમે અમારા ગામમા આવ્યા ત્યા બાતમી મળી કે અમે અમારા ગામનો ત્યાગ કર્યા પછી એક વર્ષે એ પણ ત્યાથી બીજે કયાય ચાલી ગઈ છે પછી હું ચંદ્રનગર આવ્યો ત્યા જમનાબાઇને મળીને તપાસ કરતા મારી સ્ત્રીના ઠેકાણાનો પત્તો લાગ્યો મારા છોકરાને એક નોકરી મળવાની હતી તેમા પાચસો રૂપીઆ ડિપોઝિટ મૂકવાની જરૂર હતી એટલી રકમ મારી

પાસે ન હતી, તેમ બીજેથી હુ સગવડ કરી શકુ તેમ ન હતું એટલે મારી સ્ત્રી પાસે ગયો હતો તેણે મને પાચસો રૂપીઆ આપ્યા હતા ”

“ વારૂ, તમે તમામ સાચેસાચી હકીકત જણાવી છે એ માટે હું તમારો આભાર માનુ છુ તમને પરહેજગીરીમા રાખવાની હુ જરૂર જોતો નથી પરતુ જ્યાસુધી આ કેસનો ચૂકાદો ન થાય ત્યાસુધી તમારે ચદ્રનગર ગામ છોડીને જવુ નહિ એવો હાથમુચરકો લખી આપો તમે અહીં રહેશો ત્યાસુધીનુ તમારૂ ખર્ચ કોર્ટ તરફથી આપવામા આવશે ”

તેણે શિરસ્તેદારને સૂચના કરી એટલે શિરસ્તેદારે આ પ્રેમજી પાસેથી પાચસો રૂપીઆનો હાથમુચરકો લખાવી લીધો પ્રેમજીને ખર્ચ માટે પાચ રૂપીઆ આપ્યા પ્રેમજી ચાલ્યો ગયો

પ્રેમજીની હકીકત ઉપરથી ન્યાયાધીશની ખાત્રી થઇ કે અનતપ્રસાદ સરદાર કમળાપ્રસાદનો ખરો ઔરસ પુત્ર છે પણ પ્રેમજી ઉપર તેણે ખૂન કર્યું છે એવી શકા લાવવાનું કારણ રહેતુ ન હતુ, એટલે અનતપ્રસાદ ઉપર વ્હેમ રહેતો હતો. જો કે ન્યાયાધીશના મનમાથી તો એ વ્હેમ પણ તદ્દન ટળી ગયો હતો

તે મનોગત બોલ્યો “ પણ અનતપ્રસાદ એજ સરદારનો ખરો પુત્ર છે એ મારે તેમને જણાવવુ જોઇએ ” તેણે સરદારને બોલાવવાને માટે એક પટાવાળાને મોકલ્યો

પછી તે મનોગત વિચાર કરવા લાગ્યો “ ત્યારે હવે ખૂન કોણે કર્યું હશે ? ” જાણે તેના મનમા એક નવીન પ્રકાશ પડયો હોય તે પ્રમાણે તે ચમક્યો અને બોલ્યો “ એજ ' સભવિત છે ના—ના, એમ તો ન હોય કહેવાય નહિ ” તે મોટા વિચારમા પડી ગયો એ વિચારને અંતે અમુક ચોક્કસ નિર્ણય ઉપર આવવા લાગ્યો હતો ત્યા સરદારની ગાડી આવી તે જમનાબાઇને ત્યાથી પોતાના મકાનપર પહોચ્યો તેજ વખતે પટાવાળો તેમને ત્યા ગયો હતો, એટલે એમને એમ સરદાર અહીં આવ્યા હતા

# પ્રકરણ ૪૩ મું.

## ખૂનીની તપાસ.

જ્યારથી અનંતપ્રસાદ નિર્દોષ છે એવી અંબિકાપ્રસાદને ખાત્રી થઇ ત્યારથી તેને બિલકુલ ચેન પડતુ ન હતુ એક નિરપરાધી મનુષ્ય પોતાની ભૂલથી ફસાઇ ગયો છે એ વિચારથી તે પોતાના ઉપર ગુસ્સે થઈ જતો હતો તેણે કોઈ પણ રીતે ખરા ખૂનીને વિના વિલંબે શોધી કાઢવાનો નિશ્ચય કર્યો હતો હવે તેણે પદ્ધતિસર એ બાબતની તપાસ કરવા માંડી તે જયગ્રામ ગયો ત્યા મંગળવારની રાત્રે કોઈ અજ્ઞાત મનુષ્ય સ્ટેશનપર ઉતર્યો હતો કે કેમ એ માટે ટીકિટકલેકટરને પૂછ્યુ, પોર્ટરને પૂછ્યુ એક પોર્ટર પાસેથી તેના જાણવામા આવ્યુ કે એક માણસ રાત્રે આવ્યો હતો તેણે કોટ, પાટલૂન, ટોપી, બૂટ ધારણ કર્યા હતા તેની પાસે એક છત્રી હતી એ માણસ પાછો કઈ ટ્રેનમા ગયો એ વિષે કરેલા પ્રશ્નનો તેને સંતોષકારક ખુલાસો મળ્યો નહિ તે સમજ્યો કે એ માણસ આ સ્ટેશને પાછો ગયો નહિ હોય કેમકે જો ગયો હોય તો રાત્રે અગીયાર વાગ્યાના અરસામા ગયો હોય તે વખતે સ્ટેશનપર થોડાજ માણસો હોવાથી આવા ઈશ્કી દેખાવના અપ-ટુ-ડેટ ગૃહસ્થ તરફ લોકોનુ આકર્ષણ થયા સિવાય રહે નહિ અર્થાત્ તે જો મોડી રાત્રે અહીંથી ગાડીમા બેઠો હોત તો ટીકિટકલેકટરના જોવામા આવ્યો હોત

હવે તેણે બાલાઘાટના સ્ટેશનપર તપાસ કરી અહીંથી પત્તો લાગ્યો એક માણસ સ્હાડા અગીયાર વાગે અહીંના સ્ટેશનથી ચંદ્રનગર ગયો હતો આ માણસનો દેખાવ જે ગૃહસ્થ જયગ્રામના સ્ટેશનપર જોવામા આવ્યો હતો તેના જેવોજ હતો.

આ માણસ કોણ હશે અને તેને કેવી રીતે પકડવો, એ બાબતનો અંબિકાપ્રસાદને મોટો વિચાર થઇ પડયો તે ચંદ્રનગર ગયો.

ત્યા સ્હવારે પોલિસ કોર્ટમા ગયો, એ સ્થળે પેસ્તનજી તેને મળ્યો પેસ્તનજીએ કહ્યુ "કેમ, અબિકાપ્રસાદ ! શિકાર પકડયોને ? તમે પણ ચાલાક તો ખરા ! !"

અબિકાપ્રસાદ આ કટાક્ષ સમજી ગયો હતો તે મૌન રહ્યો.

પેસ્તનજીએ પુન કહ્યુ "કેમ, સાહેબ ! તમે તો ખરેખર મારી જગ્યાને લાયક છો હુ ધારૂં છુ કે ન્યાયાધીશ સાહેબે તમારી બાહોશીથી સતુષ્ટ બનીને તમને ડિટેક્ટિવ ખાતાના વડાની જગ્યા આપવાનુ વચન આપ્યુ હશે "

"પેસ્તનજી શેઠ !" અબિકાપ્રસાદે કહ્યુ "તમારે મારી જેટલી મશ્કરી કરવી હોય તેટલી કરો હુ મૂર્ખ છુ, બે-ચાર કેસમા સફળતા પ્રાપ્ત થવાથી મને અભિમાન આવી ગયુ હતુ મારૂ એ અભિમાન ટળી ગયુ છે એક નિર્દોષ માણસની પ્રતિષ્ઠાને કલકિત કરવામા હુ કારણભૂત બન્યો છુ તે માટે હું ખરેખર દિલગીર છુ અને આશા રાખુ છુ કે એ નિર્દોષ મનુષ્યને મુક્ત કરાવવામા તમે મને સહાય કરશો, તમારા અનુભવનો લાભ આપશો "

પેસ્તનજીએ અબિકાપ્રસાદને આવો નરમ થયેલો કદી પણ જોયો ન હતો તેને પણ અત્યારે આ બુઠ્ઠાની ખરેખર દયા આવી તેણે કહ્યુ "વારૂ, એ તો ઠીક પણ હુ જે છેલકડીવાળા માણસને લાવ્યો છુ એ કોણ છે તે તમે જાણો છો ?"

"ના, એ મારા જાણવામા નથી "

"તે જે સ્ત્રીનુ ખૂન થયુ છે તેનો ધણી છે."

"એમ !"

"હા" પેસ્તનજીએ કહ્યુ અને તેણે આ પ્રેમજીની પાસેથી તેના ભૂતકાલિન જીવનની જે હકીકત મેળવી હતી તે સર્વ અબિકાપ્રસાદને જણાવી અબિકાપ્રસાદને આશ્ચર્ય થયુ તેને આ હકીકત સાભળતા નવનિતનો વિચાર આવ્યો, કારણ કે નવનિત એ સરદાર કમળાપસાદનો ખરો પુત્ર ન હતો એવુ પ્રેમજીની હકીકત પરથી સિદ્ધ

થતું હતું 'આ પ્રમાણે બને તો નવનિતની નિરાશાનો પાર રહે નહિ પણ તેથી શુ થયુ ? મે તેને મારો વારસ બનાવ્યો છે, એટલે તે લક્ષાધિપતિ સરદાર નહિ બને તો પણ તેના જીવનકાળમા હરકત ન આવે એટલી મૂડી તો તેને મળશે જ "

તેણે વિચાર્યું કે આ હકીકત નવનિતને જલ્દી જણાવવી જોઇએ એટલે તે પોતાના ઘર તરફ ગયો તેનુ ઘર સ્હેજ દૂર રહ્યુ ત્યા જે મારવાડી નવનિતને ત્યા આવ્યો હતો તે તેને મળ્યો. આ મારવાડી નવનિતને ત્યાથી પોતાની દુકાને જતો હતો અંબિકાપ્રસાદે પૂછ્યુ "અત્યારે આ તરફ ક્યાથી ?"

"નવનિતરાયને ત્યા ગયો હતો ?"

"નવનિતરાયને ત્યા ' શુ તેમને વકિલ તરીકે રાખ્યા છે ?"

"નાજી, મારા પૈસા લ્હેણા છે"

"હોય નહિ નવનિત કરકસરીયો છે તેને દેવુ કરવાની જરૂર પડે જ નહિ "

"તેણે પોતાને માટે નહિ પણ પોતાની એક માશુકને માટે દેવુ કર્યું છે બાકી કરકસરીયો તો એવો છે કે અત્યાર સુધીમા તેની માશુક પાછળ તેણે એક લાખ કરતા વધારે રકમ ખર્ચી નાખી હશે"

"એક લાખ કરતા વધારે ? તેની માશુક કોણ છે ?"

"મેનકા કરીને એક યુવતી છે પણ તેને પૈસાનો તુટો પડે તેમ નથી કેમકે થોડા સમયમા એક ઉચ્ચ કુટુબની યુવતિ સાથે તેનુ લગ્ન થનાર છે તે લગ્નમા તેને સારી રકમ મળવાની સભાવના છે." એમ કહીને મારવાડી ચાલ્યો ગયો

અબિકાપ્રસાદ પોતાના મકાનપર ગયો તેજ વખતે એક સુદરી તે મકાનમાથી બહાર પડી એ નવતર સ્ત્રીને જોઇને અબિકાપ્રસાદે મકાનના રક્ષણને માટે રાખેલા ભૈયાને પ્રશ્ન કર્યો "આ સ્ત્રી કોણ છે ? તેને તુ ઓળખે છે ?"

"હા, સાહેબ ' તે નવનિતરાયની માશુક છે. કોઈ કોઈ વાર

અહીં આવે છે તેનુ નામ મારા જાણુવામા નથી ”

“ એ નવનિતરાયની માશુક છે એવુ તારા જાણુવામા શી રીતે આવ્યુ ?”

“ મે આપને વાત કરી ન હતી, પણ નવનિતરાય રોજ રાત્રે ગુપ્ત રીતે આ સ્ત્રીને ત્યા જાય છે એક–બે વખત આ સ્ત્રીની સાથે ગાડીમા બેસીને ફરવા જતા પણુ મે તેમને જોયા છે ”

અબિકાપ્રસાદે આટલી હકીકત સાભળી તે દરમિયાન તો તેના મનમા કેટલાયે વિચાર ઉત્પન્ન થઈ ગયા ‘કદાચ નવનિતરાયે પૈસાને ખાતર લક્ષ્મીબાઇનુ ખૂન કર્યું હશે તો !’ એ વિચાર પણુ તેના મનમા ઉદ્‌ભવ્યો હતો તેણે આ સ્ત્રીનો પિછો પકડીને તેની પાસેથી બને તેટલી માહિતી મેળવવાનો વિચાર કર્યો

તે મકાતમા પ્રવેશ નહિ કરતા બહાર નિકળ્યો પેલી સ્ત્રી જે દિશા તરફ ગઈ હતી એ દિશા તરફ તેની પાછળ જવા લાગ્યો એ સ્ત્રી મેનકા જ હતી તેણે જતા જતા પાચ–સાત દુકાનોની મુલાકાત લીધી જ્યારે જ્યારે તે દુકાનમા જતી ત્યારે ત્યારે અબિકાપ્રસાદ એ દુકાનપર નજર રાખીને બહાર ઊભો રહેતો છેવટે તે યુવતીએ એક ગાડી ભાડે કરી ગાડી ચાલવા લાગી આસપાસમા બીજી એકે ગાડી ન હતી ડિટેક્ટિવને વિચાર થઈ પડયો “ હવે શું કરવુ ? ” પણ વિચાર કરવાનો વખત ન હતો તે ગાડીની પાછળ દોડવા લાગ્યો આવા બૂઢ્ઢા માણુસને દોડતો જોઇને ઘણા માણુસો હસતા હતા. પણ અબિકાપ્રસાદને તેની પરવા ન હતી તે દોડતો હતો ત્યારે પણુ તેના મનમા અનેક વિચારો પસાર થતા હતા નવનિત ઉપરની તેની શકા વિશેષ ને વિશેષ દ્દઢતર થતી હતી તેને માત્ર એકજ પૂરાવાની જરૂર હતી જો નવનિતે મગળવારની રાત્રીએ ખૂન કર્યું હશે તો તેણે પોતે એ રાત્રીએ અન્ય સ્થળે હોવાનો પૂરાવો તૈયાર રાખ્યો હશે તે અન્ય સ્થળમા આ સુદરીનો સબધ છે કે કેમ ? જો એ અન્ય સ્થળની બાતમી મળી શકે તો નવનિતે ખૂન

કર્યું છે એમ માનવામા હરકત નથી કેમકે તે સરદારનો ખરો પુત્ર નથી એવુ જમનાબાઇએ તેને કહ્યુ હોય અને લક્ષ્મીબાઈ પણ એ વાત જાણે છે એમ નવનિતના જાણવામા આવ્યુ હોય એ બનવા-જોગ છે એટલે જો લક્ષ્મીબાઈનુ મુખ બધ થઈ જાય તો પછી તેના તરફથી પોતાના વિરૂદ્ધમા પૂરાવો મળવાની નવનિતને ભિતિ રહે નહિ વળી તેણે લક્ષ્મીબાઇ પાસેનો પેલો છૂપો કાગળ પણ બાળી નાખવાની કાળજી રાખી છે

આ વિચારથી તેને નવનિત પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો છેવટે ગાડી ઉભી રહી તે પણ દૂર ઉભો રહ્યો પેલી સુદરી ગાડીમાથી ઉતરી, ગાડીવાનને પૈસા આપીને એક મકાનમા ચાલી ગઇ અબિ-કાપ્રસાદ થોડીવાર શ્વાસ ખોઇને પછી એજ મકાનમા ગયો ત્યા એક નોકર જેવી લાગતી વીશ-પચીશ વર્ષની સ્ત્રી તેના જોવામા આવી તેણે તે સ્ત્રીને પૂછ્યુ " અહીં મેનકાબાઇ રહે છે ને ? "

" હા, તમારે શુ કામ છે ? "

" મારે તેમને મળવુ છે "

મેનકાને મળવાને માટે ઘણા મનુષ્યો આવતા એટલે આના આગમનથી પેલી ચાકરડીને કાઈ નવાઇ લાગી નહિ તેણે કહ્યુ ચાલો, બાઈસાહેબ હમણા જ બહારથી આવીને કપડા બદલતા હશે. તમે દિવાનખાનામા બેસો તે અબિકાપ્રસાદને દિવાનખાનામા લઇ ગઇ દિવાનખાનુ જોઇને તે છક્ક બની ગયો આ સુદરીને માટે નવ-નિતરાયે એક લાખ કરતા વધારે રકમ ખર્ચ્યાનુ જે પેલા મારવાડીએ જણાવ્યુ હતુ તે ખોટુ ન હતુ આશરે પદર હજાર રૂપીઆનું મૂ-લ્યવાન અને આકર્ષક ફરનિચર હતુ તે એક સુવાળી મખમલની ગાદીવાળી ખુરસીપર બેઠો.

થોડીવારે મેનકા ત્યા આવી અબિકાપ્રસાદે પૂછ્યુ " આપનુ નામ મેનકાબાઇ ? "

" હા, કેમ શુ કામ હતું ? "

" આપ નવનિતરાયને ત્યા ગયા હતા ? "

મેનકા ચમકી ' આને નવનિતને ત્યા હુ ગઇ હતી તેની ખબર શી રીતે પડી ? કદાચ પોતાને ત્યા ન આવવાની સૂચના કરવાને માટે નવનિતે આ માણુસને મોકલ્યો હોય એ સભવિત છે '

તેણે કહ્યુ " નવનિતરાયને ત્યા જવુ એ કાઇ ગુન્હો છે ? "

" ના, ગુન્હો તો નહિ જ, પરતુ—"

" હા–હા, હુ સમજી નવનિતે તમને કહ્યુ છે કે તમારે મને તેને ત્યા પુન નહિ જવાની સૂચના કરવી કારણુ કે તેનુ એક શ્રીમત કુટુબની યુવતી સાથે લગ્ન થનાર છે એ યુવતી કે તેના કુટુબીઓને નવનિતના મારી સાથેના સબધની ખબર પડવી ન જોઇએ એવી તેની ઇચ્છા છે હુ બધુએ સમજી છુ "

અબિકાપ્રસાદ બોલ્યો " કદાચ તમારી એ સમજણુ ખોટી હોય–તેનુ લગ્ન થવાનુ જ ન હોય તો ? "

" મારી સમજણુ ખોટી હોય જ નહિ તેનુ લગ્ન થવાનુ છે એ ચોક્કસ છે એક તરફથી મારી સાથે પ્રેમ રાખવો અને બહારથી પવિત્રતાની મૂર્તિ તરીકે ગણાવુ, એ બે વાત કદી પણુ બની શકે નહિ જે દિવસે તેનુ લગ્ન થનાર હશે તે દિવસે જ હુ મારી સાથેના તેના સબધની સર્વ હકીકતથી તેના સાસરાને માહિતગાર કરી દઇશ "

" પણુ તે ગમે તેની સાથે લગ્ન કરે તેથી શુ ? હુ ધારૂ છુ કે તેનો તમારા ઉપર ઘણો જ પ્રેમ હોવો જોઇએ પછી તમને શી ચિંતા છે ? " એમ બોલતા તેણે પોતાની આસપાસના મૂલ્યવાન ફરનિચર તરફ દૃષ્ટિ કરી

" તમારા કથનનો હેતુ હુ સમજી ગઇ છુ જો તેનો મારા ઉપર પ્રેમ ન હોય તો તે મારે માટે આટલુ બધુ ખર્ચ ન કરે એમ તમારી કહેવાની મતલબ છે, પણુ હુ ખરેખર કહુ છુ કે તે મારી સાથે બેસતા શરમાય છે લ્યોને ગયા મગળવારની જ વાત કરૂ તે દિવસે રાત્રે અમે નાટક જોવા ગયા હતા અમારે માટે તેણે એક

બોક્સ રિઝર્વ્ડ કરાવ્યો હતો પરંતુ ત્યાં તે મારી સાથે પાંચ કરતાં વધારે મીનિટ બેઠો નહિ મને મૂકીને ચાલતો થઇ ગયો રાત્રે બાર વાગે પાછો આવ્યો "

"સમજ્યો ! " ડિટેક્ટિવ મનમાં બોલ્યો "એ આ યુવતીને નાટકશાળામાં બેસારીને પોતે જયગ્રામ ગયો હશે અને ખેલ ખલાસ થવાના સમયે પાછો આવી પહોચ્યો હશે અર્થાત્ જરૂર પડે તો આ પુરાવો કામ લાગે એવા હેતુથી તેણે આ ગોઠવણ કરી હશે "

તેણે પૂછ્યુ "તમને બોક્સમાં બેસારીને નવનિત ક્યાં ગયો હતો ? "

"પોતાના એક મિત્રની પાસે બેઠો હતો એમ તેણે મને કહ્યું હતુ "

"સારૂ–સારૂ ! હવે હુ રજા લઇશ એ બદમાશ, પાજી આજસુધી મને છેતરી શક્યો, પણ હવે છેતરી શકશે નહિ નક્કી તેણે જ ખૂન કર્યું છે ! " એમ ઉચ્ચ સ્વરે બોલતો તે બહાર નીકળ્યો.

તેના આ છેવટના શબ્દોનો સંપૂર્ણ અર્થ મેનકા સમજી શકી નહિ પરંતુ તે એટલુ તો સમજી કે પોતાના આશક ઉપર કોઈ પણ પ્રકારની આફત છે અને તે આફતમાં પોતે આ બુઢ્ઢા મનુષ્ય પાસે પ્રસ્તુત હકીકત જાહેર કરીને વધારો કર્યો છે હવે આ માણસ સાથે વાત કરવાને માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો પણ પશ્ચાત્તાપ કર્યાથી વળે તેમ ન હતું

ડિટેક્ટિવને વિચાર થયો 'આવા બદમાશ ખૂનીને મે મારો વારસ બનાવ્યો ? જો રસ્તામાં મારૂ મૃત્યુ થાય તો ? મને લાગે છે કે દરેક મનુષ્યે પોતાનુ વસિયતનામુ ગજવામાં જ રાખવુ જોઇએ. એટલે ગમે તે સમયે તે રદ કરી શકાય '

અત્યારે તેનુ મગજ ઘણું જ ઉશ્કેરાઈ ગયુ હતુ રસ્તામાંથી તેણે ગાડી ભાડે કરી લીધી અને તે એકદમ ન્યાયાધીશની કોર્ટમાં ગયો. ન્યાયાધીશ કોર્ટમાં બેઠો હતો. સરદાર કમળાપ્રસાદ પણ એક

ખુરસીપર બેઠો હતો અબિકાપ્રસાદનુ લક્ષ સરદાર તરફ ગયુ નહિ. તેણે ન્યાયાધીશને કહ્યુ "સાહેબ ! મને ધન્યવાદ આપો—શાહબાશી આપો ! ખરા ખૂનીનો પત્તો મે મેળવ્યો છે "

"એ કોણ છે ?"

"નવનિત—મારો વારસ !"

"હા, મને પણ તેને માટે શકા આજે હમણા જ આવી છે"

"એજ, સાહેબ ! એજ આપને તો શકા આવી છે, પણ મારી ખાત્રી થઈ ચૂકી છે "

"તેનો કશો પૂરાવો તમારી પાસે છે ?"

"હાજી, તેની મેનકા નામની એક માશુક છે એ સ્ત્રીની સાથે ખૂન થયુ તે રાત્રે તે નાટકશાળામા ગયો હતો ત્યા એ સ્ત્રીને એક રિઝર્વ્ડ કરેલા બોક્સમા બેસારીને તે બહાર ચાલ્યો ગયો હતો અને રાત્રે બાર વાગ્યા પછી પુન ત્યા આવ્યો હતો એવી રીતે તેણે પોતાની અન્ય સ્થળે હાજરી બતાવવાના પુરાવાની કરેલી ગોઠવણ ઉપરથી મારી ખાત્રી થઈ ગઈ છે માટે જલ્દી મને વારટ કાઢી આપો "

"એટલી બધી ઉતાવળ શા માટે ?"

"અરે સાહેબ ! તે મહા પક્કો છે જો તેને ખબર પડશે તો તે પલાયન થઈ જશે "

આ બે જણા વાતો કરતા હતા તે દરમિયાન નવનિતે ખૂન કર્યાની હકીકત સાભળીને સરદાર ઉઠયો તે કોર્ટમાથી બહાર પસાર થઇ ગયો

"વારૂ, તમારા કહેવા મુજબ વારટ કાઢી આપુ છુ, પણ આ વારટમા જો તમે નિષ્ફળ થશો તો—"

"બને જ નહિ, મારી ચોક્કસ ખાત્રી છે જાણે મે તેને ખૂન કરતા નજરે જોયો હોય એટલી ખાત્રી છે વળી એકલુ વારટ કાઢ્યાથી બસ નથી અનતપ્રસાદને મૂક્ત કરી દેવો જોઇએ "

"તેને મુક્ત કરવાનો બદોબસ્ત કર્યો છે. એક કલાકમા તે

છૂટો થઇ જશે તે માટે જ સરદાર સાહેબને—સરદાર સાહેબ ક્યા ગયા ? ”

“ થોડા સમય પહેલા તે ગયા, સાહેબ ! ” શિરસ્તેદારે જવાબ આપ્યો

“ વારૂ, હુ વારંટ તૈયાર કરીને તેનાપર સહી કરી આપુ છુ ” એમ કહીને ન્યાયાધીશે પોતે જ વારંટમા નવનિતનુ નામ ભરીને તેનાપર પોતાની સહી કરી, અંબિકાપ્રસાદને આપતા કહ્યુ “ આ વારંટ લઇને પોલિસ ઇન્સ્પેક્ટર પાસે જાઓ તે તમને એક જમાદાર તથા ચાર સિપાઇઓ આપશે ”

અંબિકાપ્રસાદે વારંટ લીધુ અને તે ત્વરાથી ફાળ ભરતો કોર્ટની બહાર નીકળ્યો

## પ્રકરણ ૪૪ મુ.

### પિતા-પુત્ર.

નવનિતરાયે અનંતપ્રસાદને મુક્ત કરાવવા માટે જવાનુ વચન આપ્યુ હતુ તે જુદા જુદા વકીલ, બારિસ્ટર અને સોલિસિટરોને મળ્યો હતો પણ તેમની સાથે એવી રીતે વાત કરતો કે તેઓ અનંતપ્રસાદને મુક્ત કરાવવા માટે પોતાની અશક્તિ જાહેર કરતા હતા

છેવટે પોતે જાણે પુષ્કળ મહેનત કરી હોય અને તેમા નિરાશા મળવાથી કંટાળી ગયો હોય એવો દેખાવ કરીને તે સરદાર કમળાપ્રસાદને ત્યા ગયો તેણે નોકરને પ્રશ્ન કર્યો “ સરદાર સાહેબ છે ? ”

“ ના, સરદાર સાહેબ બહાર ગયા છે ”

“ કાંઇ હરકત નહિ તેઓ હમણા જ આવશે હું તેમની રાહ જોઇને અહીં બેસીશ ” તે બહાર એક ખુરસીપર બેસવાનુ કરતો હતો પરંતુ નોકરે કહ્યુ “ આપને રોકાવુ હોય તો મારી સાથે

સરદાર સાહેબના પુસ્તકાલયમા ચાલો તેમણે આજ્ઞા કરી છે કે આપ આવો ત્યારે બહાર પરશાળપર આપને નહિ બેસાડતા પુસ્તકાલયમા બેસારવા ”

એમ કહીને તે નવનિતને પુસ્તકાલયમા લઈ ગયો નવનિત એક ખુરસીપર બેઠો નોકર ચાલ્યો ગયો નવનિત પોતાના ખિલેલા ભવિષ્યના વિચારમા ગરકાવ બની ગયો

વિચારમા કેટલો સમય પસાર થઈ ગયો તેની તેને ખબર પડી નહિ થોડી વારે સરદારે પુસ્તકાલયમા પ્રવેશ કર્યો નવનિત ઊભો થઇ ગયો તેણે સરદારને નમન કર્યું

પરતુ તેના નમન તરફ લક્ષ આપ્યા સિવાય સરદાર બોલ્યો “ નીચ લૂચ્ચા ! ” તેણે પોતાના હાથમા લાકડી હતી તે ઉગામી. પરતુ ગુસ્સાને કાબુમા રાખીને લાકડી ખૂણામા ફેંકી દીધી

તે નવનિતને માર મારવાને રાજી ન હતો, કેમકે તેના જેવા અપવિત્ર મનુષ્યનો સ્પર્શ કરવામા પણ તે મહા પાપ સમજતો હતો

સરદારને અચાનક આ પ્રમાણે ગુસ્સે થવાનુ શુ કારણ મળ્યું હશે એ નવનિત સમજી શક્યો નહિ, તેણે કહ્યું “ પિતાજી ! આપ શા માટે ગુસ્સે—”

“ હા, દુષ્ટ મનુષ્ય ! હુ તારો બાપ છુ એ વાત ખરી છે તું યમુનાનો પુત્ર છે એમ ચોક્કસ સમજતો હતો અને તેથી જ એ હકીકત પ્રગટ ન થાય તે માટે તે પેલી લક્ષ્મીબાઇનુ ખૂન કર્યું છે વળી તારા ઉપર કશી શકા ન આવે તે માટે તે એક નિર્દોષ મનુષ્ય ઉપર તમામ આરોપ ઢોળી પાડયો છે અરે નીચ ! તારી માતા યમુનાના મૃત્યુનુ કારણ પણ તુ જ છે ”

નવનિતે પોતાના બચાવમા દલીલ કરવાનો પ્રયત્ન કર્યો, પરતુ તેને અટકાવીને સરદારે કહ્યુ “ કા તો તે તારી માતાને વિષ આપ્યુ છે, અથવા તો તારા વર્તનથી તેના હૃદયને થયેલા આઘાતથી તેનું મૃત્યુ થયુ છે તુ એમ ન સમજીશ કે તે કરેલા ખૂનની હકીકત

ગુપ્ત રહી છે ! ન્યાયાધીશ પણ એ હકીકત જાણે છે અને તને પર-હેજ કરવાને વારટ પણ નીકળી ચૂક્યુ હશે ”

સરદાર પોતાના મેજ પાસે ગયો તેનુ ખાતુ ખોલીને તેણે એક પિસ્તોલ કાઢીને કહ્યુ “ તુ ફાસીની સજાને જ લાયક છે, પણ હુ તારો પિતા છુ અને મારો છોકરો ફાસીએ ચડે તે મને પસદ નથી તુ આ પિસ્તોલ લે અને તારા જીવનનો અ ત લાવ ”

નવનિતે એ પિસ્તોલનો સ્પર્શ કર્યો નહિ તેણે ગજવામાથી પિસ્તોલ કાઢીને કહ્યુ “ મારી પાસે પિસ્તોલ છે પોલિસના હાથમા હુ જીવતો સપડાઇશ નહિ, પર તુ અત્યારે મારી મરવાની ઈચ્છા નથી ”

“ બ્હિકણ ! હીચકારા ! ”

“ હુ બ્હિકણે નથી ને હીચકારો પણ નથી મે ખૂન કર્યું છે એ હુ કબુલ કરૂ છુ પર તુ તેનુ મૂળ તમે છો તમે મને પિસ્તોલ આપો છો તે મારી આબરૂ જાય તે માટે નહિ પણ તમારી આબ-રૂને માટે આત્મહત્યા કરવાની મારી ઈચ્છા નથી. મને રજા આપો, પૈસાની સગવડ કરી આપો, એટલે હુ અહીંથી પલાયન કરી જઇશ ”

“ તુ અહીથી પલાયન કરીને કયા જઈશ ? તારા ઉપર ખૂનનો આરોપ છે એટલે તને ગમે તે સ્થળેથી પકડવામા આવશે માટે તારા સારૂ એક જ માર્ગ ઉત્તમ છે, અને તે આત્મહત્યાનો ” સરદારે સલાહ આપી

“ મારે માટે કયો માર્ગ ઉત્તમ છે તે જોવાનુ કાર્ય મારૂ છે આત્મહત્યા કરવા માટેનો તમારો આટલો બધો આગ્રહ શા કાર-ણથી છે તે હુ તમને જણાવી ગયો છુ એ કારણનો તમે ઇન્કાર કરી શકો તેમ નથી જ હુ તમને એટલુ ચોક્કસ જણાવુ છુ કે જેમ તમારી પ્રતિષ્ઠા તમને વ્હાલી છે, તેમ મને પણ મારી આબ-રૂની ખેવના છે મે જે કોર્ટમા અનેક આરોપીની વકિલાત કરીને તેમનો બચાવ કર્યો છે તેજ કોર્ટમા મારે એક ખૂન જેવા ભયકર આરોપને માટે પાજરામા ઊભા રહેવુ પડે તે મારે માટે યોગ્ય નહિ

એમ હુ સમજુ છુ અને તેથી પોલીસના હાથમાથી કેવી રીતે છટકવુ તેનો મે વિચાર કરી રાખ્યો છે માટે મારી તમને માત્ર એક જ વિનતિ છે કે તમે મને પૈસાની સગવડ કરી આપો "

"હુ સગવડ ન કરી આપુ તો તુ શુ કરીશ ?" સરદારે પ્રશ્ન કર્યો

"હુ શુ કરીશ ? હુ પોલિસના હાથમા સપડાઇને કોર્ટના પિંજરામા તો ઊભો નહિ રહું, પરતુ પરદેશ જઇને વર્તમાનપત્રોમા સર્વ હકીકત જરૂર છપાવીશ તેમા તમારા મારી માતા ઉપરના પત્રો પણ પ્રકટ કરીશ બસ એટલુ કર્યાથી મને સતોષ થશે "

સરદારને લાગ્યુ કે નવનિત બોલે છે તે પ્રમાણે કર્યા સિવાય રહેશે નહિ એટલે તેણે કહ્યુ "અત્યારે મારી પાસે વિશેષ રકમ નથી તારે માટે મે બેકમાથી ચાળીશ હજાર રૂપીઆ ઉપાડયા છે તે રકમ છે " તેણે તિજોરી ખોલી અને તેમાથી એકેક હજારની ચાળીશ નોટો કાઢીને ટેબલપર ફેકી

તે નોટો લેતો નવનિત બોલ્યો "પિતાજી ! હુ તમારી પાસેથી ઓછામા ઓછા પાચ લાખ રૂપીઆની આશા રાખતો હતો કારણ કે ગમે તેમ તોયે હુ તમારો પુત્ર છુ તમારી મિલકતનો અર્ધ ભાગીદાર છુ તો પણ હાલ તુરતને માટે ચાળીશ હજાર પૂરતા છે પાછળથી જ્યારે હુ મગાવુ ત્યારે બીજા ચાર લાખને સાઠ હજાર રૂપીઆ મોકલી પાચલાખ પૂરા કરી આપજો "

"વારૂ, જા તુ તારૂ કાળુ મ્હો મને ફરીથી બતાવીશ નહિ " સરદાર તિરસ્કારપૂર્વક બોલ્યો

"તમને મારૂ કાળુ મ્હો નથી ગમતુ કારણ કે મારૂ કાળું મ્હો તમારી અપકીર્ત્તિ થવામા કારણભૂત થવાની તમને બીતિ લાગે છે હું પણ પુન તમને મળવાની ઇચ્છા રાખતો નથી પરતુ જતા પહેલા મારે તમને એટલુ કહેવુ જોઇએ કે કાયદાની દૃષ્ટિએ લક્ષ્મીબાઇના ખૂનને માટે ગુન્હેગાર હું છુ, પણ નૈતિક દૃષ્ટિએ તો

લક્ષ્મીબાઇ, મારી માતા યમુના અને અનંતપ્રસાદની માતા એ ત્રણેના મૃત્યુને માટે તમે પોતે જ દોષિત છો તમે તમારી ચંચળ મનોવૃત્તિને કાબુમા ન રાખી શકયા તેનુ જ આ સર્વ પરિણામ છે એટલુ જ માત્ર નહિ પણ તમે મારી માતા ઉપરના ખોટા વ્હેમને લીધે ઉશ્કેરાઇને તેની ઉપેક્ષા કરી, તેનો ત્યાગ કર્યો એ પણ તમારો સાધારણ દોષ નથી અહીં તો કોઇ તે માટે તમને પૂછવાનુ નથી. પણ પરમેશ્વરના દરબારમા તમારે તમારા ગુન્હાનો જવાબ અવશ્ય આપવો પડશે હવે હુ રજા લઉં છુ જો હુ વધારે પડતુ બોલ્યો હોઉં તો મને ક્ષમા કરજો ”

એટલુ કહીને સરદાર કશુ પણ બોલે તે પહેલા તો તે ચાલ્યો ગયો સરદારના મન ઉપર નવનિતના છેવટના શબ્દોની અસર થઇ હતી તે બોલ્યો “નવનિતના શબ્દો અક્ષરશ ખરા છે ખરી રીતે જોઇએ તો સર્વ દોષ મારો જ છે હે પ્રભુ ! તુ મારા ઉપર દયા કરજે યમુના ! તે મને ક્ષમા આપી છે, પરંતુ અનંતની માતાની ક્ષમા હું મેળવી શકીશ નહિ લક્ષ્મીબાઈ પણ પરલોકમા મને કહેશે કે ‘તમારા જ પાપમા મારૂ ખૂન થયુ છે ! ’ આ ત્રણે સ્ત્રીઓનો નાશ મારા લીધે જ થયો છે હાય ! મારા જેવો દુષ્ટ, અધમ મનુષ્ય બીજો કોણ હશે ? મારો પુત્ર અનંત પણ જ્યારે સર્વ હકીકત સાભળશે ત્યારે મારે માટે શુ ધારશે ? ”

“ તે એટલુ જ ધારશે કે પિતા ગમે તેવા હોય પણ તે સર્વથા પૂજ્યનીય અને વંદનીય છે ” બહારથી અવાજ આવ્યો અને અનંતપ્રસાદે પ્રવેશ કર્યો ન્યાયાધીશે તેને બોલાવીને તુરત મુક્ત કરી દીધો હતો

“ અનંત ! તુ આવ્યો ?” તેનો બાપ ખુરસીપરથી ઉઠી, આગળ વધીને તેને ભેટી પડયો તેનુ હૃદય ભરાઇ આવ્યુ હતુ તેના નેત્રોમાથી અશ્રુ ખરખર વહેતા હતા તે હમણા બેશુદ્ધ બની જશે એમ લાગતું હતું અનંતે તેને ખુરસીપર બેસાર્યો અને શાંત કરવાનો પ્રયત્ન કર્યો.



# પ્રકરણ ૪૫ મું.

## નવનિતની મન.સ્થિતિ.

જે ભવ્ય રાજમહેલ સમા પ્રાસાદનો પોતે થોડા સમયમા જ માલિક બનશે એમ નવનિત માનતો હતો તેજ પ્રાસાદનો આજે તેને સદાને માટે ત્યાગ કરવો પડ્યો તેણે તેના પિતાને દમ દીધો હતો પરતુ બહાર નિકળ્યા પછી તેને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો અત્યારે ચદ્રનગરમા એવુ કોણ હતુ કે જેની પાસેથી તે સહાનુભૂતિ પ્રાપ્ત કરી શકે ? તે કશા પણ ખ્યાલ સિવાય, પોતે કયા જાય છે તેની દરકાર કર્યા વગર ચાલવા લાગ્યો તે એક બગીચામા ગયો ત્યા જઇને એક મોટા ઘટ્ટ વૃક્ષ નીચે પત્થરની બેઠક હતી તેના પર જઇને બેઠો આ સ્થળ અત્યારે લગભગ નિર્જન હતુ તેનુ મગજ તદ્દન ખાલી પડી ગયુ હોય, તેની વિચાર શક્તિ નાશ પામી ગઇ હોય એમ લાગતુ હતુ પત્થરપર તે આડે પડખે થયો માત્ર દશ મીનિટની અદરજ તેને નિદ્રા આવી ગઈ

તેના પર ભયકર આફત લટકી રહેલી હોવા છતા તેને માત્ર દશ મીનિટમા જ નિદ્રા આવી ગઇ, એમ વાચતા વાચકોને કદાચ આશ્ચર્ય થશે પરતુ એ કાઇ અમારૂ કપોલકલ્પિત કથન નથી ઘણી વખત આપણે જોયુ છે કે જ્યારે એક માણસ તદ્દન નિરાશ બની જાય છે ત્યારે તેને પછી જગતની પરવા રહેતી નથી, તેને આફતની દરકાર હોતી નથી તેને દશ મીનિટમા નિદ્રા આવી ગઈ ખરી પરતુ એ શાત નિદ્રા ન હતી તેના મનની અશાતિનો નાશ થયો ન હતો

નિદ્રામા તેને એક ભયકર સ્વપ્ન આવ્યુ જાણે પોતાને પોલિસે પકડ્યો, ન્યાયાધીશ સમક્ષ ઊભો કર્યો, ખૂનનો આરોપ મૂકાઇ તપાસ શરૂ થઇ ચદ્રનગરમા જેટલા વકિલો, બારિસ્ટરો, સોલિસિટરો હતા તે સર્વ પ્રખ્યાત ધારાશાસ્ત્રી નવનિતરાય સામે મૂકાયેલા તહોમતની

તપાસ ચાલતી હતી તે જોવાને માટે હાજર થયા હતા લોકો પણ મોટી સખ્યામા હાજર થયા હતા

કેસ ચાલ્યો સાક્ષી પૂરાવા રજુ થયા પોતાની પ્રિયતમા મેનકાએજ ઉંધુ માર્યું તેણે મગળવારની રાત્રીની તમામ સત્ય હકીકત જણાવી દીધી અબિકાપ્રસાદ મૂછમા હસતો હતો લક્ષ્મીબાઇનો ધણી પણ કોર્ટમા હાજર હતો આજ જમનાબાઇનો પુત્ર એમ તેણે નવનિતના હાથ ઉપર તેણે કરેલા છરાના જખમને પરિણામે જે નિશાન રહી ગયુ હતુ તે બતાવીને કોર્ટની ખાત્રી કરી આપી છેવટે કોર્ટે તેને ખૂનના આરોપ માટે ફાસીની સજા ફરમાની

ફાસીએ ચઢતા પહેલા તે બે દિવસ જેલમા રહ્યો તેણે બિલકુલ અનાજ લીધુ નહિ મૃત્યુ તેને ગમતુ ન હતુ ત્રીજે દિવસે સ્હવારે તેને ગામના મધ્યમા એક ચોક હતો ત્યા લઈ ગયા ત્યા તેને માટે ફાસીનો માચડો ઊભો કરવામા આવ્યો હતો માચડાની આસપાસ હજારો મનુષ્યો તેને ફાસીએ ચડતો જોવાને એકઠા થયા હતા તેને જેલમાથી ગાડીમા બેસારીને એ માચડા પાસે લાવવામા આવ્યો. તે શક્તિહીન બની ગયો હતો બે માણસોએ તેના હાથ પકડીને તેને માચડાપર ચડાવ્યો, તેના ગળામા દોરી નાખી અને પાટીયાને ખસેડી નાખવામા આવ્યુ અહા ! તે સમયની તેના મનની સ્થિતિ અસહ્ય હતી તે એ સ્થિતિમા એક મીનિટ કરતા વધારે વખત રહ્યો નહિ બીજી જ પળે દોરી તૂટી અને તે જમીનપર જઈ પડયો

તેના નેત્રો ખૂલી ગયા તે સાચે જ જમીનપર પડયો હતો. પત્થરપર પડખુ ફેરવતા તે જમીનપર પડી ગયો હતો તે એકદમ ઊભો થઇને કપડાપરની ધૂળ ખખેરવા લાગ્યો તે મનમા વિચારવા લાગ્યો "અરે ! આ શુ ? હુ આ સ્થિતિમા કેટલો સમય સૂઇ રહ્યો હોઇશ ? હુ કેટલો મૂર્ખ ? વખતે પોલિસ મારી તપાસ કરતી અહીં ચડી આવશે તો ? "

એક પળ પણ ગુમાવ્યા સિવાય તે ત્યાથી ચાલતો થયો અને

બગીચાની બહાર નીકળ્યો હવે નવનિતે જવુ ક્યા ? તેણે વિચાર્યું કે પોલિસ તેની તપાસ કરી રહી હશે માટે પ્રથમ તો વેશપરિવર્તન કરવાની જરૂર છે એટલે જે પહેલી હજામની દુકાન મળી ત્યા તે ગયો તેણે મૂછો બોડાવી નાખી, માથાપરના વાળ કતરાવી નાખ્યા પછી તે એક જાતજાતના વસ્ત્રો તૈયાર વેચનારની દુકાને ગયો ત્યા તેણે તદ્દન યુરોપીયનના જેવા વસ્ત્રો ધારણ કરી લીધા અને પોતાના વસ્ત્રો ત્યા મૂકી, નવા ખરીદેલા વસ્ત્રોનુ બિલ પણ ચૂકવી આપ્યુ.

એ દુકાનમાથી નિકળીને તે ચાલવા લાગ્યો 'હવે ક્યા જવુ ? અને શુ કરવુ ?' તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો તેને મેનકાનો વિચાર આવ્યો "હા, મેનકાની પાસે જવુ અને તેને લઇને અ-હીથી મુબઈ જવુ તથા ત્યાથી આફ્રિકા કિંવા જાપાન એ બેમાથી એક સ્થળે ચાલ્યા જવુ ચાળીસ હજાર ખુટી જશે તો પણ ચિંતા નથી બીજી રકમ મળી શકે તેમ છે"

એ પ્રમાણે વિચાર કરીને તેણે એક ગાડી ભાડે કરીને ગાડી-વાનને મેનકાના મકાનનુ ઠેકાણુ જણાવ્યુ ગાડી ચાલવા લાગી

તે મેનકાને ત્યા જઇ પહોચે તે પહેલા અમારે થોડો ખુલાસો કરવાની જરૂર છે મેનકાના સૌંદર્યમા તે લુબ્ધ થયો હતો એમ અમે અગાઉ જણાવી ગયા છીએ મેનકા ઉપર તેનો પ્રેમ હતો એમ તો અમારાથી કહી શકાશે નહિ જ કારણ કે આવા અધમ મનુ-ષ્યના અ તરમા પ્રેમદેવતાને સ્થાન આપવાથી પ્રેમદેવતાનુ મોટુ અપ-માન થયેલુ અમે સમજીએ છીએ, અસ્તુ

મેનકાને માટે તેણે પોતાની તમામ મૂડી તથા આવક ખર્ચી નાખી હતી તેને હવે પૈસાની તાણ પડવા લાગી તેની માતા પાસેથી મળી શકે તેટલી રકમ લઇને પણ તેણે ખર્ચી નાખી હવે શુ કરવુ ? એક વખત પોતાની માતાની ખાનગી પેટી ખોલીને તેમા કાઇ પૈસા હોય તો લેવાનો તેણે વિચાર કર્યો તેમાથી પૈસા તો હાથ ન લાગ્યા પણ પૈસા પેદા કરવાનુ સાધન—સરદારના પત્રો મળી આવ્યા તેણે

એ પત્રો વાચીને તેની માતાને એ સબધી ખુલાસા માટે પૂછ્યુ, તેની માતાએ જણાવ્યુ કે છોકરાની અદલાબદલી થઇ નથી પોતાના કથનના ટેકામા તેની માતાએ તેના હાથ ઉપરનુ નિશાન બતાવ્યુ અને લક્ષ્મીબાઇના એ પત્રો બનાવ્યા પેલી ધર્મશાળામા જે હકીકત બની હતી તે લક્ષ્મીબાઇએ જમનાબાઇને જણાવી હતી તે હકીકત પણ જમનાબાઇએ નવનિતને કહી

નવનિતે કહ્યુ " તો પણ શી ચિંતા છે ? સરદાર કમળાપ્રસાદ આ વાત જાણતા નહિ હોય તે તો એમજ સમજે છે કે છોકરાઓમા ફેરફાર થયેલો છે એટલે એ વાત ખૂલ્લી કરવાની ધમકી આપીને પણ આપણે તેમની પાસેથી પૈસા મેળવી શકીશુ "

આ વાર્તા પણ તેની માતાને રૂચી નહિ એટલે નવનિતે વિશેષ આગ્રહ કર્યો નહિ તે જોઈ શક્યો કે પોતાની માતાને વિશ્વાસમા લઇ શકાય તેમ નથી એટલે તેણે લક્ષ્મીબાઇના જે પત્રો તેની માતાપર આવ્યા હતા તે કબજે કરી, એ પત્રોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો એ પ્રયત્નમા તેને સફળતા મળી એ પત્રો તેણે બાળી નાખ્યા માત્ર સરદાર કમળાપ્રસાદવાળા પત્રો સાચવી રાખ્યા હવે તેની વિરૂદ્ધ પૂરાવો આપી શકે તેવી લક્ષ્મીબાઇ હતી તેનો પણ નાશ કરી નાખવો, પણ તે પહેલા સરદાર સાહેબને તથા તેમના દીકરા અનતપ્રસાદને મળી પેલા પત્રો બતાવી, અનતપ્રસાદનો જન્મ જમનાબાઇના ઉદરથી થયો છે એમ જણાવવુ એવો વિચાર કરીને તે કમળાપ્રસાદને ત્યા ગયો ત્યા અનતપ્રસાદ તેને મળ્યો અનતપ્રસાદને તેણે પેલા પત્રો બતાવ્યા તેની સાથે જે સવાદ થયો તે આપણે અગાઉ જોઇ ગયા છીએ પછી તેણે લક્ષ્મીબાઇનુ ખૂન કરવાનો વિચાર કર્યો તેણે ધાર્યુ હતુ કે લક્ષ્મીબાઇના ખૂનની હકીકત બહાર આવતા તે માટે અનતપ્રસાદ ઉપર શક જશે કારણ કે અનંતપ્રસાદ જમનાબાઇનો પુત્ર છે અને સરદાર કમળાપ્રસાદની પરણીયત સ્ત્રીનો પુત્ર નથી એમ સાબિત કરી શકે તેવી એક લક્ષ્મીબાઈ છે એવુ સ્વાભાવિક રીતે જ લોકો માનશે

આ પ્રમાણે વિચાર કરીને તે મંગળવારની રાત્રે જયગ્રામ લક્ષ્મીબાઇને ત્યા ગયો ત્યા જઈને તેણે લક્ષ્મીબાઈનુ ખૂન કર્યું તેની ખાત્રી હતી કે આ બાબતનો આરોપ પોતાના ઉપર આવશે નહિ; પરંતુ કદાચ આરોપ આવે તો પણ પોતે નિર્દોષ ઠરે તે માટે જે વખતે ખૂન થયુ હતુ તે વખતે પોતે ચંદનગરમા નાટકશાળામા ખેલ જોવાને ગયો હતો એવા પૂરાવાની ગોઠવણ પણ તેણે કરી રાખી હતી.

પોતાની માતાને કદાચ પોતાને માટે શંકા આવશે, તથાપિ તે પોતાની વિરૂદ્ધ જશે નહિ એવી તેની ખાત્રી હતી તેનો વિચાર અનંતપ્રસાદને ગૃહત્યાગી બનાવી, તેનુ પદ લેવાનો ન હતો માત્ર સરદારને તેના પત્રો બતાવી, તે પ્રકટ કરવાની અને સત્ય હકીકત ખૂલ્લી કરવાની ધમકી આપીને પૈસા પડાવવાનો ઉદ્દેશ હતો

જયાર ખૂનની હકીકત તેની માતાના વાચવામા આવી તે વખતે તેની માતાએ તેને કહ્યુ કે “ નવનિત ! આ ખૂન તેજ કર્યું છે અને તે હુ કોર્ટમા જાહેર કરીશ ”

આ શબ્દોથી નવનિત ગભરાયો, પણ તેના સદ્ભાગ્યે જમનાબાઇને તાવ શરૂ થયો તેણે પોતાના મિત્ર ડોકટરને બોલાવ્યો અને આ માદગીમાથી પોતાની માતા બેઠી ન થાય તેવો ઉપાય કરવાની ડોકટરને વિનતિ કરી ડોકટરે મિત્રની વિનતિનો સ્વીકાર કર્યો અને જમનાબાઈને ધીમુ વિષ આપવા માડયુ પરિણામે જમનાબાઇનુ મૃત્યુ નિપજ્યુ

જમનાબાઇ મરણ પામી એટલે નવનિત સર્વથા નિશ્ચિંત થયો. પરંતુ તેને નિશ્ચિંત રાખવાની પરમાત્માની ઇચ્છા ન હતી પરમાત્મા તો પોતાનુ કાર્ય કરે જ જતો હતો અંતે અંબિકાપ્રસાદે ખરા ખૂનીનો પત્તો મેળવ્યો હતો અને અત્યારે તે વારંટ લઇને ખૂનીની તપાસમા નિકળી પડયો હતો



# પ્રકરણ ૪૬ મું.

## આશક–માશુક.

મેનકાના મકાન પાસે ગાડી આવી એટલે ગાડીને ઊભી રાખીને નવનિત નીચે ઉતર્યો તેણે ગાડીવાનને પૈસા ચૂકવી આપ્યા ગાડી ચાલી ગઈ ત્યાસુધી તે જે ને તે સ્થળે ઊભો રહ્યો કેમકે પોતે કયા મકાનમા પ્રવેશ કરે છે એ ગાડીવાનને જણાવા દેવાની તેની ઇચ્છા ન હતી પછી તેણે મેનકાના મકાનમા પ્રવેશ કર્યો

મેનકાની કામ કરનારી તેને મળી તે બોલી "તમે ઠીક વખતસર આવી પહોચ્યા મારી બાઇ તમારી ક્યારના રાહ જુએ છે"

'મેનકા મારી રાહ જૂએ છે ?' નવનિતને આશ્ચર્ય થયુ.

તે દિવાનખાનામા ગયો મેનકા ત્યા કોચ ઉપર બેઠી હતી. તેણે મેનકાનો હાથ પકડીને કહ્યુ "કેમ, મારૂ શુ કામ હતુ ?"

તેનો ચહેરો અત્યારે ફરી ગયો હતો દેખાવમા પણ ફેર હતો. મેનકાએ પૂછ્યુ "પણ તમે આવા વેશમા કેમ ?"

"એ વાત પછી પહેલા મારા પ્રશ્નનો જવાબ આપ તારો મારા ઉપર પ્રેમ છે ? જો પ્રેમ હોય તો એની આજે પરીક્ષા થવાની છે"

"તમારા ઉપર પ્રેમ ! મને તમે શુ ધારો છો ? એક વેશ્યાના હૃદયમા પ્રેમને કદી સ્થાન હોતુ હશે ખરૂ ?"

"મેનકા ! મશ્કરી જવા દે જો તારો મારા ઉપર ખરેખર પ્રેમ હોય, તુ મને ચાહતી હોય તો એક ક્ષણની ઢીલ કર્યા સિવાય આ સર્વ મોજમજાહનો ત્યાગ કરીને મારી સાથે ચાલી નિકળ"

"શા માટે ?"

"મારા ઉપર ભયંકર આરોપ છે–મે ખૂન કર્યું છે એક વિધવા સ્ત્રીનુ ખૂન કર્યું છે પોલિસ મારી પાછળ પડી છે માટે આપણે અહીંથી પલાયન થઇ જવુ જોઇએ."

" તમે ખૂન કર્યું છે ? " મેનકા બોલી " શા માટે ખૂન કર્યું છે ? "

" શા માટે ? તારે ખાતર તારામા મે અત્યારસુધીમા કેટલી રકમ ખર્ચી છે તે તુ જાણે છે હુ ખરચીખૂટ બની ગયો એક પાઈ પણ મારી પાસે ન રહી તને તો મારે પૈસા આપવા જ જોઇએ તે પૈસા મેળવવાના ઉદ્દેશથી મે એક વૃદ્ધ સ્ત્રીનુ ખૂન કર્યું છે "

" અહો, તમારી મારા ઉપર કેટલી બધી લાગણી ? " એમ કહીને મેનકા તેના કઠે વળગી પડી તે પુન બોલી " પણ તમારૂ તો લગ્ન થવાનુ મે સાભળ્યુ હતુ ને ? "

" એ વળી તને કોને કહ્યુ ? મારૂ લગ્ન થવાનુ ન હતુ, પણ મને મોટી રકમનો વારસો મળવાનો હતો હવે તે કશુ મળી શકે તેમ નથી એ વાત લાબી છે હું તને પછી વિગતવાર જણાવીશ અત્યારે તો ત્વરા કર વારટ લઇને પોલિસ ક્યારનીય નિકળી ચૂકી છે "

" હા–હા, ચાલો–ચાલો, કદાચ અહીં પણ પોલિસ આવવાનો સભવ છે " મેનકાએ કહ્યુ

" એ તુ શા ઉપરથી કહે છે ? " નવનિતે પૂછ્યુ

" બપોરે એક વૃદ્ધ ગૃહસ્થ મારે ત્યા આવ્યો હતો તેને મે આપણી કેટલીક હકીકત જણાવી હતી તમે મગળવારે ખૂન કર્યું હતુ ને ? તે દિવસે આપણે રાત્રી ક્યા અને કેવી રીતે ગાળી એ વિષયમા સર્વ સત્ય હકીકત મે તેને જણાવી દીધી છે "

" હે ! આ તુ શુ કહે છે ? એ વૃદ્ધ કોણ હતો ? "

" હુ તેને નામથી ઓળખતી નથી મે તેને આજે પહેલી વાર જ જોયો છે " એમ કહીને તેણે અબિકાપ્રસાદના ચ્હેરામ્હોરાનુ તથા તેણે પહેરેલા કપડાનુ વર્ણન કર્યું

" નક્કી એજ, ડિટેકિટવ અબિકાપ્રસાદ ! એ મહા હૂશિયાર છે તે નક્કી અહીં વારટ લઇને આવી પહોચશે માટે ચાલો જલ્દી કરો "

" હા, ચાલો પણ હુ મારૂ જવાહીર તથા મારી પાસે જે નોટો છે તે લઇ લઉં. "

" લઇ લે, પણ ઢીલ ન કર "

મેનકા એક ચામડાની બેગમા પોતાના વસ્ત્રો, જવાહિર, નોટો, સોનામહોરો ભરવા લાગી

બેગ તૈયાર થઈને તાળું વાસતી હતી ત્યા બહાર અવાજ થયો કામ કરનારીએ આવીને કહ્યુ " ચાર-પાચ જણા લાગે છે, તેઓ અંદર અદર ધીમે ધીમે વાતો કરતા હોય એવો અવાજ આવે છે "

" મેનકા ! સર્વનાશ થયો હવે શુ થશે ? એ તો આવી પહોચ્યા નક્કી પોલિસના સિપાહીઓ જ હોવા જોઇએ "

" તમે ગભરાઓ છો શા માટે ? પાછલા દાદરાપરથી ઉતરી પડો "

" અંબિકાપ્રસાદ કાઈ કાચો નથી. તેણે ત્યા પણ માણસો રાખ્યા હશે " નવનિતે કહ્યુ

" ત્યારે શુ કરશુ ? "

તેજ વખતે બહારથી બૂમ આવી " બારણુ ખોલો-પકડો ! "

નવનિતે ગજવામાથી પિસ્તોલ કાઢી "મેનકા ! હવે હું તારી સદાને માટે રજા લઉં છુ " તે બોલ્યો

પિસ્તોલ જોઇને મેનકા ગભરાઈ ગઈ તેણે પિસ્તોલ નવનિતના હાથમાથી ઝુટવી લેવાનો પ્રયત્ન કર્યો એ ખેંચાખેચીમા પિસ્તોલનો ઘોડો દબાઇ ગયો અને ગોળી નવનિતના પેટમા પેસી ગઈ તે એક મોટા ચિત્કાર સમેત જમીનપર પડયો

તે વખતે બહારના સિપાઇઓ બારણુ તોડવાનો પ્રયત્ન કરતા હતા નવનિત હજી મૃત્યુ પામ્યો ન હતો તેણે પુનઃ પિસ્તોલનો ઘોડો ચડાવ્યો અને તે હૃદય તરફ ધરી પરતુ બીજી વખત તે ઘોડો દબાવે તે પહેલા તેના હાથમાથી મેનકાએ પિસ્તોલ ઝુટવી લીધી તેજ પળે બારણું તુટયુ અને ચાર-પાચ માણસો અદર દાખલ થયા. મોખરે અબિકાપ્રસાદ હતો તેમણે પિસ્તોલનો અવાજ સાભળ્યો હતો. નવનિત લોહીલુહાણુ થઇને પડેલો તેમની દૃષ્ટિએ પડયો

નવનિતને ઉપાડીને પલંગપર સૂવારવામા આવ્યો. અંબિકાપ્રસાદે એક ડોકટરને બોલાવવા મોકલ્યો

નવનિતે એક હાથ કોટના ગજવામા નાખીને પછી તે હાથ ઓશીકા તરફ મૂક્યો ત્યારબાદ તે બોલ્યો "હવે હું માત્ર થોડીક પળનો મ્હેમાન છુ તે દરમિયાન મારી જુબાની લખી લ્યો લક્ષ્મીબાઇનુ ખુન મે કર્યું છે અનતપ્રસાદ તદ્દન નિર્દોષ છે"

જમાદારે એ પ્રમાણે લખ્યુ તેની નીચે નવનિતે સહી કરી, પછી તેણે મેનકાને કહ્યુ, "મેનકા ! હું પાપાત્મા હતો છતા તારો મારા ઉપર પ્રેમ હોવાની આજે મારી ખાત્રી થઇ ચૂકી છે મારા ઓશીકા નીચે મારી તમામ મૂડી છે—ચાળીશ હજાર રૂપીઆની નોટો છે તે સર્વની માલિકણ તું છે–તુંજ મારી ખરી વારસ છે"

તે એકાદ–બે પળ મૌન રહ્યો પછી અંબિકાપ્રસાદ સામે જોઇને બોલ્યો.—

"અંબિકાપ્રસાદ ! તમે વૃદ્ધ છો, અનુભવી છો, ડિટેક્ટિવ તરીકે કામ કરો છો પરંતુ તમે ડિટેક્ટિવ છો એમ હુ જાણી ગયો છુ એવુ તમારા જાણવામા આવી શકયુ નહિ એ જોઇને મને આશ્ચર્ય થાય છે મારી માતા માદી પડી તે વખતે તમે મારી પાસે આવ્યા હતા આપણી વચ્ચે જે કાંઈ વાતચીત થઈ હતી તે ઉપરથી હુ કળી ગયો હતો કે તમે ડિટેક્ટિવ છો અને તેથી જ મે તમને આડે રસ્તે દોરવાને માટે મારાથી બનતો પ્રયત્ન કર્યો હતો વારૂ–વારૂ, કાંઇ હરકત નથી જે મને પોતાનો વારસ બનાવવા ઇચ્છતો હતો તે મારો ધર્મ પિતા જ આજે મને પકડવા આવ્યો હતો અને તેથી જ મે પિસ્તોલ વડે આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો છે હવે મારા શબને અગ્નિદાહ તમે જ આપજો, કેમકે તમે મારા ધર્મપિતા છો"

"તારૂ મૃત્યુ નહિ થાય તુ બચી જઇશ" અંબિકાપ્રસાદે કહ્યુ

"ના, જીવવાની મારી ઇચ્છા નથી. કેમકે જીવીને કોર્ટમા

ખૂની તરીકે ઊભા રહેવું પડે તેમા મારી તો ઠીક પણ મારા ધર્મ-પિતા શ્રીયુત અ બિકાપ્રસાદ ડિટેક્ટિવની શી આબરૂ ? ”

તેના કંઠે શોષ પડતો હતો તે વિશેષ બોલી શક્યો નહિ તેણે પાણીની માગણી કરી મેનકા એક ચાદીના પ્યાલામા શિતળ જળ લાવી તે પાણી તેણે નવનિતના મુખમા રેડયુ થોડુ પાણી ગળા નીચે ઉતર્યું, બીજુ ઉતરી શક્યુ નહિ બીજી પળે તો નવનિતનો આત્મા દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો

થોડી વારે ડોક્ટર આવી પહોચ્યો તેણે નવનિતનુ શરીર તપાસીને તેને મૃત્યુ પામેલો જાહેર કર્યો

## પ્રકરણ ૪૭ મું.

### ઉપસંહાર.

પ્રિય વાચક ! હવે અમારે કશુ વિશેષ કહેવાનું નથી આ વિધવા લક્ષ્મીબાઇના કેસનો નિકાલ મનુષ્યની કોર્ટમા આવી શક્યો નહિ પ્રભુએ નવનિતને તેના કૃતકર્મની જે સજા કરી હોય તે ખરી આપણે તો તેના આત્માને શાંતિ જ ઇચ્છીએ

થોડા સમય પછી અનંતપ્રસાદનુ કુસુમ સાથે ધામધૂમથી લગ્ન થયું લગ્નનુ બન્ને પક્ષનુ ખર્ચ સરદાર કમળાપ્રસાદે આપ્યુ હતું તેમા તેમણે અ બિકાપ્રસાદ તથા રમેશચદ્ર બન્નેને આમ ત્રણ કર્યું હતું અંબિકાપ્રસાદ આવ્યો હતો, પરતુ પોતાને સખ્ત તાવ આવવા-થી લગ્ન વખતે હાજર નહિ રહી શકવા બાબત રમેશચદ્રે એક ચીઠી સરદાર સાહેબ ઉપર લખીને દિલગીરી દર્શાવી હતી કુસુમનુ લગ્ન બીજાની સાથે થાય તે રમેશચદ્ર પોતાની દૃષ્ટિએ કેમ જોઈ શકે ?

લગ્ન થયા બાદ કુસુમ સાસરે આવી અનંતપ્રસાદે કુસુમની માતામહીનુ તમામ દેવુ ચૂકવી આપ્યુ એટલુ જ નહિ પરંતુ છ હજાર રૂપીઆનુ વર્ષાસન પણ બાધી આપ્યુ હતુ છતા પણ ડોશીમા

તો પોતાને મળવા આવનારને એજ કહેતા હતા કે " મેં પચીસ હજાર રોકડા અને પચીસ હજારના દાગીના આપ્યા ત્યારે સરદાર-સાહેબે કબુલ કર્યું. "

કુસુમ અને અનંતને તેમનાં સાત્વિક પ્રેમનું સુફળ પ્રાપ્ત થયું.

સરદાર કમળાપ્રસાદ હવે ગૃહવ્યવહારમા કશું લક્ષ આપતો નહિ તેણે સર્વ કાર્યભાર પોતાના પુત્ર તથા પુત્રવધુને સોપી દીધો હતો. તે નિવૃત્તિપરાયણુ રહેતો હતો અને ધર્મના પુસ્તકો વાચવામા સમય પસાર કરતો હતો જમનાબાઇના મૃત્યુથી તેના મન ઉપર ઘણીજ અસર થઇ હતી

નવનિતના ઓશીકા તળેથી મેનકાને ચાળીશ હજાર મળ્યા. નવનિતના મૃત્યુથી મેનકાને કાઇ ખોટ પડી નહિ

અંબિકાપ્રસાદે આજથી પ્રતિજ્ઞા લીધી કે હવે કોઈ દિવસ ડિટેક્ટિવનો ધધો કરવો નહિ તેણે ડિટેક્ટિવ ખાતા સાથેના સબંધનો ત્યાગ કર્યો અને પોતાની પાસે જે મૂડી હતી તેની સહાયથી ડિટેક્ટિવ શાળા ખોલવાનુ નક્કી કર્યું તે શાળામા અભ્યાસ કરવા આવનારને ડિટેક્ટિવ તરીકેની લાયકાત મેળવવા માટેનું શિક્ષણ આપી તેમને બાહોશ ડિટેક્ટિવ બનાવવાની તેની ઇચ્છા હતી તે શાળાના માટે પોતાના મકાનને પસદ કર્યું હતું પોતે શાળાના મુખ્ય અધ્યાપક તરીકે કામ કરતો અને પોતાની મદદમા તેણે બીજા અનુભવી શિક્ષકોને રાખ્યા હતા.

પ્રેમજી પોતાના વતનમા ચાલ્યો ગયો હતો લક્ષ્મીબાઇની તમામ મીલકત તેને મળી હતી વળી સરદાર સાહેબે પણ તેને દર માસે તે જીવે ત્યાસુધી પચાશ રૂપીઆ આપવાનું જણાવ્યું હતું અને તેના દીકરાને પોતાની નોકરીમા રાખી લીધો હતો.

